# પ્રાસ્તાવિક

લોકજીવનના સંસ્કાર વચ્ચે જ ઊછર્યા ને આળોટયા હોવા છતાં એને અંગે લખવાની તો કલ્પના જ ન હતી. ખબર ન પડે એવી મેઘાણીભાઈની પ્રેરણા અને પ્રોત્સાહનથી સાપ્તાહિક ફૂલછાબમાં સંશોધન વિભાગ શરૂ કર્યો ને લોકજીવનને સ્પર્શતા એવા વિવિધ વિષયોના ૪૦–૫૦ લેખો આપ્યા. 'ગગનને ગોખે' જેવા આકાશવિજ્ઞાનના અને 'આપણે આંગણે ઊડનારાં' જેવાં પક્ષીવિજ્ઞાનનાં પુસ્તકો લખાયાં એ લોકજીવનના સંસ્કારનાં ફલસ્વરૂપ જ હતાં. 'દેશદેશની લોકકથાઓ,' 'પરીકથા' અને 'રૂપકથા'ની પચાસેક જેટલી લોકવાર્તાઓ આપી એ પણ લોકજીવનના સંસ્કારનો જ પરિપાક છે.

એ પછી વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે સાનુકૂળ સંજોગો ન મળતાં ગ્રંથલેખનનું કામ અટકી ગયેલું પણ લોકસાહિત્યમાં સક્રિય રસ, સંશોધન, સંગ્રહ અને અભ્યાસ તો ચાલુ જ રહેલાં. ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યના ગ્રામપંચાયત, ગ્રામોદ્યોગ, પછાતવર્ગ અને વિકાસ ખાતાના પ્રધાન માનનીય શ્રી. રતુભાઈ અદાણીની પ્રેરણા અને પ્રોત્સાહનથી સૌરાષ્ટ્ર લોકસાહિત્ય સભા અને લોકસાહિત્ય વિદ્યાલયની સ્થાપના થઈ. એ દિવસોમાં એક જવાબદાર ભાઈ સાથે લોકસાહિત્ય વિદ્યાલયના અભ્યાસ-ક્રમ અંગે એક પછી એક વિષયની હું ચર્ચા કરતો હતો. પાસે જ બેઠેલા સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડના યોજના અધિકારી શ્રી ગિરીશભાઈ છાયાએ આડકતરું સૂચન કરતાં પૂછ્યું કે 'આ બધુ લખેલુ છે?' એમના અચાનક પ્રશ્નના ઔચિત્યનું ગાંભીર્ય સ્વીકારીને આ પુસ્તક

લખવું શરૂ કર્યું. એ માટે શ્રી. ગિરીશભાઈ છાયાનો અંતરથી આભાર માનું છું.

અલિયાબાડાના દરબાર શ્રી ગોપાળદાસ મહાવિદ્યાલયના વિદ્વાન આચાર્ય પ્રુ. શ્રી. ડોલરભાઈ માંકડે સમયની અછાભીડ વચ્ચે જે સમભાવ અને જે મમતાથી આમુખ લખી આપેલ છે એ માટે એમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ પુસ્તકમાં ક્યાંય સંકલનાદોષ ન રહે, સુવ્યવસ્થિત બને અને સુંદર ઉઠાવ આપે એ માટે નાના ભાઈ સમા શ્રી. સુરેન્દ્ર કાપડિયાએ આદિથી અંત સુધી જે જહેમત ઉઠાવી છે એ માટે તો હું એમનો ભારોભાર ઋણી છું.

મુદ્રીકર ન સમજી શકવાથી કે અક્ષરો ઉકેલવામાં મુશ્કેલી અનુભવવાથી કોઈ કોઈ જગ્યાએ દોષ રહી જવા પામેલ હશે. પાન ૩૩૮ થી 'વસ્ત્રાલંકાર અને કળા' નામનું પ્રકરણ શરૂ થતું હતું તે પેટાહેડિંગ તરીકે મુકાઈ ગયેલ છે. અનુક્રમમાં એ સુધારી લીધેલ છે.

રાજકોટ<br>
તા. ૧-૪-૫૭

—જયમલ્લ પરમાર

# આમુખ

સૌરાષ્ટ્રની સંસ્કૃતિ, કેટલાક અંશોમાં વિશિષ્ટ છે એમ તો સહુ કહે છે, પણ એ સંસ્કૃતિ કઈ રીતે વિશિષ્ટ છે તેનો અમુક ખ્યાલ આપણને શ્રી મેઘાણીએ આપ્યો. સૌરાષ્ટ્રની તળપદી સંસ્કૃતિના વિશિષ્ટ અંશો મૂર્ત કરતું હોય એવું સાહિત્ય એમણે આપણી પાસે પહેલી વાર મૂક્યું અને એના વિશે કેટલાક અભ્યાસલેખો પણ એમણે આપણને આપ્યા છે. પણ, મેઘાણી પછી, મન ભરાય એવો અભ્યાસલેખ, આટલે વર્ષે, એમના શિષ્ય જેવા જયમલ્લભાઈનો લખેલો આ પહેલો મળે છે. મેઘાણીએ સ્પષ્ટ નથી કર્યા એવા કેટલાક અંશોનો અહીં પદ્ધતિસર અભ્યાસ થયો છે. આજે જ્યારે ગુજરાતની સંસ્કૃતિનો અભ્યાસ આપણાં મહાવિદ્યાલયોમાં થાય છે, ત્યારે સૌરાષ્ટ્રની આ સંસ્કૃતિના અભ્યાસ વગર એ અભ્યાસ એટલો અધૂરો જ રહે, એટલે એ ખોટ પૂરી પાડતાં આ પુસ્તકને આવકાર આપતાં આનંદ થાય છે.

ગ્રન્થના પહેલા પ્રકરણમાં એમણે આ પ્રદેશની સંસ્કૃતિની પશ્ચાદ્‌ભૂરૂપે એનો ઇતિહાસ આપ્યો છે. એમાં એમણે કેટલીક વાતો ખાસ પ્રતિપાદિત કરી છે અને એને સિંધુ સંસ્કૃતિ સાથે સાંકળી છે. સિંધુ સંસ્કૃતિ અસુર સંસ્કૃતિ હોવાનો ઘણો સમ્ભવ છે એવું મેં ઋગ્વેદના આધારે બતાવ્યું છે.[1] અહીં એમણે સિંધુ સંસ્કૃતિના વિશિષ્ટ ધર્મો,

---

[1]. જુઓ મારો લેખ, જર્નલ ઓફ ઓરીએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, બરોડા, વોલ્યુમ ૧. અંક ૨.

કલાસરકાર, વેષભૂષા અને રહનસહનનું સૌરાષ્ટ્રમાં કેવું સામ્ય મળે છે તે બતાવ્યું છે. (પૃ. ૧૮-૨૦). દાઢીમૂછ ને ચોળિયા, ઉપરણું, લાંબા વાળ, શંકુ આકારની ટોપી વગેરેનું સામ્ય તેમણે બતાવ્યું છે. ઘરેણાંનું સામ્ય પણ બતાવ્યુ છે. એ બધાંમાં એક બહુ સૂચક બાબત તરફ તેમણે લક્ષ દોર્યું છે સિંધુ સંસ્કૃતિમાં અમુક મુદ્રામાં એક—unicorn—એક શીંગડાવાળા પ્રાણીની દેવ તરીકેની પ્રતિમા મળે છે આ એકલ-શૃંગનો ઉલ્લેખ અહીંના લોકકાવ્યમાં મળે છે એમ તેમણે બતાવ્યું છે (પૃ ૨૦) તે બહુ જ સૂચક છે.

આવી રીતે અહીંની આ સંસ્કૃતિને તેમણે અસુર સંસ્કૃતિ ગણી છે તે મને સંભવિત લાગે છે: જોકે એને અનાર્ય કહેવાનું મને હજી મન થતું નથી[1] તે પછી તેમણે ઋગ્વેદ કાળથી ઠેઠ હમણાં સુધીના સૌરાષ્ટ્રના ઇતિહાસ ઉપર ઝડપથી નજર ફેરવી છે. તેમાં અમુક બાબતો નોંધપાત્ર છે. ચ્યવનઋષિનો[2] આશ્રમ જુનાગઢ પાસેના ગુજરડા ગામે (પૃ ૨૧) અને સૌભરિઋષિનો આશ્રમ મચ્છુકાંઠે હતો (પૃ ૩૦૮) એમ લોકવાયકા છે આ બન્ને ઋષિનાં રચેલાં સૂક્તો ઋગ્વેદમાં મળે છે. કૃષ્ણના કુળના અસુરો સાથેના સંબંધો તેમણે બતાવ્યા છે (પૃ. ૨૭-૮). યાદવ પછી અને મૌર્યો સુધીના કાળને એમણે અંધકાર યુગ કહ્યો છે તે ખરી વાત છે. પુરાણોમાં પણ એ અંધકાર યુગ તરીકે જ મળે છે. શ્રીકૃષ્ણના અવસાન પછી એક બે પેઢીની થોડી વિગતો મળે

છે અને પછી ઠેઠ બુદ્ધથી પાક્કી કડી સધાય છે. વચગાળાનો ઇતિહાસ હજી અંધારામાં જ છે. તે પછી એમણે મૌર્યકાળથી હમણાના ઇતિહાસ સુધી દૃષ્ટિપાત કર્યો છે.[1] તેમાં એમણે ગ્રીક અસર વગેરેની વાત કરી છે. આમ આ પ્રકરણમાં એમણે સૌરાષ્ટ્રના ઇતિહાસની કેટલીક મહત્ત્વની વિગત તરફ ધ્યાન દોર્યું છે તે નોંધપાત્ર છે.

તે પછીનાં બે પ્રકરણો પણ મહત્ત્વનાં છે. આજે જ્યારે રાસ વગેરેનો પ્રચાર વધતો જાય છે ત્યારે ભણેલા વર્ગોમાં રાસ, રાસડા, ગરબી, ગરબા વગેરે વચ્ચેનો ભેદ જળવાતો નથી. લેખકે અહીં બતાવ્યું છે કે આ ચારે જુદાં છે. રાસનાં (પૃ ૮૯), રાસડાનાં (પૃ ૯૦), ગરબીનાં (પૃ. ૮૭) અને ગરબાનાં (પૃ. ૮૮) લક્ષણો જુદાં જુદાં હોય છે તેમ તેમણે પહેલી વાર જ બતાવ્યું છે દરેકના વિષયમાં ભેદ હોય છે અને દરેકને લેવાની વિગતમાં પણ ભેદ હોય છે.

રાસનો, ગરબાનો ઐતિહાસિક વિકાસ આપતાં એમણે એકબે મહત્ત્વની અને સ્વીકાર્ય બને તેવી વાતો લખી છે. તેમણે કહ્યું છે કે 'આમ કૃષ્ણના હલ્લીસકમાં ઉષાનું લાસ્ય, ઉત્તરાનું ગાંધર્વ ગાનનર્તન અને અર્જુનના ગાંધર્વગાન સાથે મણિપુરી નૃત્યનો સુમેળ સધાય છે.' અર્જુન ઇન્દ્રના રાજ્યમાં એટલે હિમાલયમાં પાંચ વર્ષ સુધી રહ્યો અને ત્યાં ગીત, વાદન, નર્તન શીખ્યો. વળી એ મણિપુરમાં ત્રણ વર્ષ રહ્યો. આમ ઉત્તરના ગાંધર્વ નૃત્ય અને મણિપુરના નૃત્ય અર્જુને ઉત્તરાને શીખવ્યાં. અને ઉત્તરા અભિમન્યુના મૃત્યુ પછી દ્વારકા આવીને રહી એટલે આ કલાઓ સૌરાષ્ટ્રમાં આવી. એમાં ઉષાનુ રાસનૃત્ય પણ ભળ્યું.

---

1. પૃ ઉપર મારા એક મતની નોંધ છે, તેમાં થોડી સમજફેર છે. મારી સમયગણના મુજબ મૌર્યોનો સમય આજ મનાય છે તેના કરતા હજારેક વર્ષ વહેલો જાય છે, પણ મૌર્ય–ક્ષત્રપ વગેરેનું પૌર્વાપર્ય તો જેમ છે તેમ જ રહે છે. (જુઓ મારુ 'Puranic Chronology, chapter IV)

આમ સૌરાષ્ટ્રનાં આ કલાસ્વરૂપોમાં ત્રિવિધ લોકકલાનો સમન્વય છે. લેખકનું આ સૂચન માનવા જેવું છે.

તે પછી એમણે આપણા જુદા જુદા લોકનૃત્યોની વિગતો આપી છે પઢારોના રાસ, કોળીઓના ભરવાડોના આયરોના રાસ, ટિપ્પણી, રાસ અને ટપકા, સીદીઓની ધમાલ વગેરે આજે જે રીતે પ્રયોજાય છે તેનું વિગતવાર વર્ણન એમણે આપ્યું છે તે પણ હું ધારું છું, આટલી વિગતમાં આવી રીતે પહેલી જ વાર અપાયું છે. અને ગોપસંસ્કૃતિ, કૃષિસંસ્કૃતિ અને ક્ષાત્રસંસ્કૃતિ પ્રમાણે આ કલાઓના ઘડતરમાં કેવું વૈવિધ્ય આવ્યું છે તે પણ એમણે બતાવ્યું છે આ બધું અભ્યાસપૂર્ણ છે

વળી સંતવાણીમાં સૌરાષ્ટ્રના કેટલાક તળપદી સંતોની ગુરુશિષ્ય પરંપરા એમણે આપી છે અને એના વિશિષ્ટ પ્રકારોની એમણે આપણને પહેલી જ વાર જાણ કરી છે એમાં લક્ષણો અને ઉદાહરણો પણ આપ્યાં છે તેમાં પ્યાલો (પૃ. ૧૪૯–), આગમ કે આગમવાણી (પૃ ૧૬૨–), સાખીઓ (પૃ ૧૩૭–) વગેરે નોંધપાત્ર છે

જુદા જુદા પ્રકારના કાવ્યો નૃત્યો વગેરેનો પરિચય લેખકે આપ્યો છે એટલું જ નથી, પણ લોકજીવનમાં સાહજિક બની ગયેલ કપડાનાં ભરતની કલા, ગૃહસુશોભનની કલા, જુદીજુદી જાતિઓના પહેરવેશનું વૈવિધ્ય તેમજ આભૂષણોનું વૈવિધ્ય એમણે સારી પેઠે ઝીણવટથી વર્ણવ્યું છે અને આ બધી કલા વગેરે પાછળ જે સંસ્કૃતિની ભૂમિકા છે તેને એમણે પ્રકૃતિપરાયણતાની ભૂમિકા ગણી છે લોકજીવન પ્રકૃતિપરાયણ છે અને સહસ્રમુખ વૈવિધ્યવાળી પ્રકૃતિને ખોળે રમતા લોકબાળકો જન્મથી જ પ્રકૃતિમાતાની સાથે એકરૂપતા કેળવે છે એટલે એમનાં જીવનમાં અને જીવનના આવિષ્કારોમાં પ્રકૃતિનાં અનેકવિધ તત્ત્વને સ્થાન હોય જ. અને આવી રીતે જન્મેલું અને પ્રેરાયેલું જે જીવન છે તેમાં ભક્તિ, શક્તિ અને સૌન્દર્યનો અનુપમ સમન્વય થયો છે એવું લેખકે ઠીક ઠીક વિગતોમાં ઊતરી બતાવ્યું છે

લેખકને લોકસાહિત્યનો અને લોકકલાનો પરિચય પુસ્તકિયો નથી લોકસાહિત્ય અને લોકકલા જીવનમાં ઓતપ્રોત થઈ જાય એવું એમનું પોતાનું જીવન છે એટલે લોકસંસ્કૃતિના જે ચિરજીવ અંશો છે તેનું રહસ્ય એ પકડી શક્યા છે અને અધિકારથી એનું વિવરણ કરી શક્યા છે આથી આજની લોકસંસ્કૃતિનાં કેટલાંક અંગોનું અહીં સુભગ નિરૂપણ થયું છે તેની સાથે એમનો અભ્યાસ પણ ભળ્યો છે પહેલાં ત્રણ પ્રકરણોમાં એમની વિદ્વત્તા પણ જણાઈ રહે છે ઈતિહાસનો એમનો અભ્યાસ, એમના કામ પૂરતો, તલસ્પર્શી છે લોકસંસ્કૃતિના અભ્યાસમાં જે જે જોઈએ તે મેળવી લેવા એમણે સહૃદય પ્રયત્ન કર્યો છે સંગીતની તો એમને સારી પિછાન છે આથી લોકસંસ્કૃતિ અને લોકકલાના સદ્અસદ્ અંશોની તારવણી એ સહેલાઈથી કરી શકે છે અને આ બધાને લીધે આ ગ્રન્થ ખૂબ સમૃદ્ધ બન્યો છે આવો આ ગ્રન્થ ખરેખર આવકારને પાત્ર છે

—ડોલરરાય રંગીલદાસ માંકડ

# અનુક્રમ

# સંસ્કૃતિનું ઘડતર

ઇતિહાસ એક અજબ ચીજ છે. નજીકના દિવસોના બનાવોના તિથિવાર માટે આપણે સ્વાભાવિક રીતે ખૂબ ખૂબ આગ્રહી હોઇએ છીએ. સહેજ જ દૂર જતાં ક્યારેક પૂરતા પુરાવાના અભાવે બનેના બનાવોના સમયનિર્માણ માટે જુદાં જુદાં દૃષ્ટિબિંદુ ધરાવતા થઇએ છીએ. મધ્યયુગ સુધીના ઇતિહાસ પરત્વે સમયનિર્માણ કે નામરૂપ અંગે ભિન્નભિન્ન આધારોને કારણે કે પૂરતા પુરાવાના અભાવે તર્કયુક્ત મતમતાંતર દેખા દે છે. ઇતિહાસના મૂળ સુધી જતાં તર્કો વધે છે. કાલગણનામાં પળ ને વિપળના આગ્રહી આપણે પુરાણકાલની ગણનામાં કાળવ્યતિક્રમ કરીને પણ અધૂરા આધારોથી અનુમાનોના આધારે આગળ વધીએ છીએ. જ્યારે પુરાતત્ત્વકાળની કાલગણનામાં હજાર બે હજાર વર્ષનું અંતર સહેજે અટકળીએ છીએ. પછીના ભૂસ્તરકાળની કાલગણનામાં વર્ષોનું હવે અંતર હજાર બે હજાર વર્ષોના અંતરને વળોટીને લાખો વર્ષોનું બને છે. જ્યારે ખગોળકાળની ગણના તો અનવધિ કાળની બને છે અને તો વૈજ્ઞાનિક સાધનો, પુરાતત્ત્વ અને ઉપલબ્ધ સાહિત્યના આધારે જ આપણે આગળ વધવું રહે છે.

**ક્યાની રાણુકદેવડી ને ક્યાનો દાવલપીર!**

એમ જોઈએ તો ભારતનો ઇતિહાસકાળ એટલે આર્યોના આગમનથી અટકળ કરીએ તો ત્યારથી પાંચેક હજાર વર્ષનો ગણી શકાય. જ્યારે આર્યોના આગમન પહેલાં નહિ નહિ તો પાંચેક હજાર વર્ષમાં કેટલીયે સંસ્કૃતિઓ આ પુરાણ–પૂર્વજ દેશમાં ઉદય–અસ્ત

પામી હોવાનું હડપ્પા સંસ્કૃતિના સંશોધન બાદ આપણને જાણવા મળે છે. તે દિવસે આર્યોનાં ભરત કુળ આ ભૂમિ ઉપર નહિ ઊતરેલાં અથવા આર્યકુળોનો એટલો રાજ્યવિસ્તાર નહિ થયો હોય. એટલે આ દેશનું નામ ભારતવર્ષ પણ ન હતું. જંબુદ્વીપ, જણુખંડ કે અજનાભ પણ ન હતું. છતાં એ ઉદય-અસ્ત પામેલ અનાર્યો-દસ્યુ કે દ્રવીડોની સંસ્કૃતિ એના ઇતિહાસને આપણે ભારતનો ઇતિહાસ કહીએ છીએ. અને અનાર્યોની ગણાતી એ સંસ્કૃતિઓનું પણ આજનો આર્ય ગણાતો પરિવાર ભારતીય સંસ્કૃતિરૂપે ગૌરવ લેતો થયો છે. ભૂમિ સાથેનું મમત્વ માનવીને ત્યાં વધુ વિશાળ બનાવે છે. એ ઔદાર્ય બ્રાહ્મણકાલ સુધી તો સાગરસમું વિશાળ હતું.

**સંસ્કૃતિનો ભાતીગળ કાલ**

આર્ય નામ ક્યાંથી આવ્યું, આર્યો આ દેશમાં જ હતા કે બહારથી આવ્યા, બહારથી આવ્યા તો ઉત્તર ધ્રુવ તરફથી આવ્યા, કોકેસસ તરફથી આવ્યા કે એશિયા માઈનોર તરફથી આવ્યા. એ વિવાદાસ્પદ રહ્યું છે. તો પણ આર્યોના હોવા કે આવ્યા બાદ આ દેશમાં કૈંક પ્રજાઓ ઊતરી આવ્યાનું ઇતિહાસ આપણને કહે છે. તે પહેલાં આર્યો અને અનાર્યોના વેદકાલીન ઝઘડા શમી ગયા હોય છે, ને આગંતુક આક્રમક જાતિઓ પણ ભારતીય સંસ્કૃતિના મહાસાગરમાં નદ નદીઓની જેમ ભળાને એકરૂપ બને છે.

અનેક જાતિઓના સંસ્કાર-સમન્વય અને રક્ત-સંમિશ્રણમાંથી ઉદ્ભવેની એ ઉદાર અને અજેય નીવડેલી સંસ્કૃતિનો વિચાર કરતાં કોઈ એક કુળ કે કોઈ એક કોમનું કે ધર્મનું અભિમાન કરવાપણું રહેતું નથી. આજે તો રાષ્ટ્રાભિમાન પણ વિશ્વબંધુત્વ અને વિશ્વકલ્યાણની ભાવનાને અંતરાયરૂપ નીવડી રહ્યું ગણાય છે. ખોટ માત્ર વિચાર અને વર્તન વચ્ચે રહેલા અંતરને પૂરવાની જ રહે છે.

**અનેકના એક રૂપનો મહિમા**

આજે તો આ દેશમાં રાષ્ટ્રીય ભાવના અને રાષ્ટ્રીય એકતા

ખીલવવાની જ રહે છે. વિશ્વકલ્યાણ એ ભારતીય સંસ્કૃતિની જ દેન છે. વિશ્વકલ્યાણની ભાવનાથી પ્રેરાઈને બ્રાહ્મણો, શ્રમણો, ભિખ્ખુઓ અને સંતો સાગરપારના પ્રવાસો ખેડતા. એમાં કોઈ રાષ્ટ્રીય સંકુચિતતા ન હતી. તેમ એ વિશ્વકલ્યાણની ભાવના રાષ્ટ્રીય કલ્યાણની વિરોધી પણ ન હતી. એ જ રીતે ભારતીય રાષ્ટ્રીયતા પ્રાદેશિક સંસ્કૃતિઓના વિશિષ્ટ સ્વરૂપની વિરોધી ન હતી. રાજકીય ઊથલપાથલ અને ધાર્મિક ક્રાંતિઓ સાથે અનેક ઘર્ષણો અને સઘર્ષણો વચ્ચે વિશ્વકલ્યાણના ઉચ્ચતમ આદર્શોની ભાવના સાથે વિવિધ સંસ્કૃતિઓના સુમેળમાંથી જ ભારતીય સંસ્કૃતિનું સર્જન થયું છે. પ્રદેશે પ્રદેશે સસ્કૃતિનાં વિશિષ્ટ સ્વરૂપો સર્જાવા છતાં એ વિભિન્ન ન હતાં, પણ એકનાં અનેકરૂપ હતાં.

**સંસ્કૃતિ અને રાજકારણ**

રાજકીય ફેરફારો જેમ સંસ્કૃતિઓનો નાશ કરી શકતા નથી તેમ સર્જન પણ કરી શકતા નથી સંસ્કૃતિઓ માત્ર રાજ્યશાસન કે રાજ્યો વચ્ચેના વહેવારથી નથી ઘડાતી પણ પ્રજાઓ વચ્ચેના લોકવ્યવહાર-માંથી વિશેષે ઘડાય છે. રાજ્યો કે રાજકર્તાઓ જ્યારે એને જાળવી શકતાં નથી ત્યારે લોકો વચ્ચે નિરાળા સ્વરૂપે એ જળવાઈ રહે છે. રાજ્ય અને પ્રજા વચ્ચેનુ અંતર વધે છે અથવા તો ધર્મ, વિદ્યા કે સાહિત્યનું ઉચ્ચાભિમાન ધરાવતો વર્ગ પ્રવાહપતિત બને છે અથવા તો કોઈ ને કોઈ પ્રકારનુ આક્રમણ થાય છે ત્યારે આત્મધારણાથી-આપો-આપ લોકસંસ્કૃતિનું સર્જન થાય છે. લોકોના સમૂળગા નાશ સિવાય આ લોકસંસ્કૃતિનો ઉચ્છેદ કરી શકાતો નથી.

ઈરાન ઉપરના આરબોના એકધારા બસો વર્ષના ભાષા, સાહિત્ય, ધર્મ, રાજકારણ, અર્થકારણ અને સામાજિક રીતરિવાજો ઉપરના આક્રમણ છતાં ઈરાની લોકોના લોહી–માંસમાંથી એમની સંસ્કૃતિને આરબો ઉખેડી ન શક્યા. એક ફિરસ્તા જેવો કવિ જાગ્યો. એણે ઝૂંપડે ઝૂંપડે ફરીને હૈયેહૈયાના આગળા ઉઘાડ્યા અને ઈરાની •સંસ્કૃતિના એ મહાન ઉપાસક કવિ ફીરદોશીએ ઈરાની સંસ્કૃતિનો તેજે

સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થાય છે તેમ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ગુજરાતના મોટા ભાગના ઇતિહાસનો સમાવેશ થયો હોત.

**સૌરાષ્ટ્રમાં ગુજરાત ને ગુજરાતમાં સૌરાષ્ટ્ર**

અલ બેરૂનીએ ૧૧ મી સદીનું જે ગુજરાત આલેખ્યું છે એ તો આબુની ઉત્તરે ભિન્નમાલ કે ભિલ્લમાલ અને એની આસપાસનો ગુર્જરોનો પ્રદેશ હતો. મૈત્રકકાલ પહેલાં ગુપ્તકાલ અને ક્ષત્રપકાલમાં ઇતિહાસ લખાયો હોત તો સંભવ છે કે એ અપરાંતનો ઇતિહાસ કહેવાત. જેમાં આજનું દક્ષિણ ગુજરાત, આનર્ત, ભિન્નમાલથી ઉત્તરનો મરુ પ્રદેશ, તેની પશ્ચિમે કચ્છ, દક્ષિણે આવેલો સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત નીચેનો શ્વભ્ર અને મહારાષ્ટ્ર સુધીના લાટનો એમાં સમાવેશ થયો હોત.

ભાષાની દૃષ્ટિએ જોઈએ, આજના સમગ્ર ગુજરાતમાં પહેલાં સંસ્કૃત, પછી પ્રાકૃત, ત્યારબાદ ઈ. સ. ૯૦૦ થી ૧૨૦૦ સુધીનો અપભ્રંશ કલ્પ, તે પછી ૧૨૦૦ થી ૧૫૦૦ સુધી મારુ ગુર્જર અને ૧૫૦૦ પછી આજની ગુજરાતીનું પ્રભુત્વ આવે છે ગુજરાતનો લેખિત ઉલ્લેખ પહેલવહેલો વિ. સં. ૧૩૭૧ માં રચાયેલા સમરા રાસુમાં મળે છે. હેમચંદ્રાચાર્યે ગુજરાતના સીમાડા સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી વિસ્તરેલા જણાવ્યા છે ત્યારે કચ્છમાં સિંધી—આજની જાડેજી અને સૌરાષ્ટ્રમાં સિંધી મિશ્રિત મારુ—ગુર્જર ભાષા બોલાતી હોવાનો સંભવ વિશેષ છે. મારુ—ગુર્જર તો આજસુધી સૌરાષ્ટ્રનાં લોકગીતોમાં જળવાઈ રહેલ છે.

**નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ**

ઇતિહાસના અંધકાર યુગને જવા દઈને પુરાણ યુગમાં ચાલ્યા જઈએ તો શર્યાતિનું આ ગુર્જર ભૂમિ ઉપર ઉતરાણ થયું. ત્યારબાદ સૌરાષ્ટ્રનું—કુશાવર્તનું કુશસ્થળી અને પાછળથી ગિરિનગર જ એની રાજધાની રહેલ. આ દેશ રાજા આનર્ત ઉપરથી આનર્ત કહેવાતો થયો. ત્યારબાદ યાદવો આવ્યા અને દ્વારિકા એમની રાજધાની બની. પણ ગુજરાતની પ્રથમ રાજધાની તો ગિરિનગર જ. એ વખતે ઇતિહાસ લખાયો હોત તો સંભવ છે કે ન ગુજરાત, ન સુરાષ્ટ્ર, ન સૌરાષ્ટ્ર,

ફરકાવી ફરી એને ઝળહળતી કરી એ જ રીતે અનાર્યો, દસ્યુઓ કે દ્રવીડોની સંસ્કૃતિના પ્રજાકીય સ્વરૂપનો દાશરથ પછી પણ આર્યો નાશ ન કરી શક્યા અનાર્યોની ગણાતી સંસ્કૃતિના શુદ્ધ સ્વરૂપને પોતાનું કરીને જ પાર પામી શક્યા, મહાન બની શક્યા

આમ રાજકીય આક્રમણ, અવગણના કે વિડંબનાથી સંસ્કૃતિઓ સર્જાતી પણ નથી અને નાશ પણ પામતી નથી રાજ્યકુળો નાશ પામે છે સંપ્રદાયો કે ધર્મો પણ કોઈ એક પ્રદેશ કે દેશમાંથી નાશ પામતા જણાય છે પણ એનાં સારભૂત તત્ત્વો તો પ્રજા સંઘરતી જ રહે છે નિઃસત્વ બનેલી ક્રિયાઓ, પ્રથાઓ, પ્રણાલિકાઓ છોડી દે છે. નીરસ પણ છોડી દે છે ને સત્વશીલને સંઘરતી જાય છે ને લોકજીવનમાં એ વણાતી જાય છે સંસ્કૃતિને સમજ્યા વગરના રાજકીય ફેરફારોને પણ ફરી ફરીને ત્યાં જ આવવું પડે છે. એ જ રીતે પ્રદેશોની સીમારેખા સંકોચવાથી કે વિસ્તારવાથી સંસ્કૃતિઓ નથી સંકોચાતી, નથી વિસ્તરતી કારણકે એ તો લોકજીવનની સદીઓની રાસાયણિક ક્રિયાનો પરિપાક છે ઘડીક નુકસાન પામતી લાગે, ઘડીક અસ્ત બનતી જણાય પણ નાશ નથી પામતી સિવાય કે અણુ કે હાઈડ્રોજન જેવા યુદ્ધથી સર્વનાશ વહોરાય.

### ઇતિહાસનાં પડખાં મશેડતી ભૂગોળ

જેમ ઇતિહાસ, તેમ ભૂગોળ પણ અજબ ચીજ છે ભૂમિના સ્તરોની રચના તો અજબ છે જ પણ એની ભૌગોલિકતા પણ સંસ્કૃતિઓના અજબ અવનવા ઘાટ સર્જે છે એકની એક સંસ્કૃતિ એ કારણે પ્રદેશભેદે વિવિધ સ્વરૂપે વિલસે છે ઉદાહરણાર્થ ગુજરાતની જોકે ગુજરાતના ઇતિહાસ અને ગુજરાતની સંસ્કૃતિનું પણ ભારતના ઇતિહાસ અને ભારતની સંસ્કૃતિ જેવું જ બન્યું છે ઇસ્વીસનની આઠમી સદી સુધી તો સૌરાષ્ટ્ર–સુરાષ્ટ્રનો ઇતિહાસ એ ગુજરાતનો ઇતિહાસ છે વલભીના મૈત્રકકાલની આખર સુધીમાં કોઈએ ઇતિહાસ લખ્યો હોત તો આજે જેમ ગુજરાતની સંસ્કૃતિ અને ગુજરાતના ઇતિહાસમાં

સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થાય છે તેમ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ગુજરાતના મોટા ભાગના ઇતિહાસનો સમાવેશ થયો હોત.

**સૌરાષ્ટ્રમાં ગુજરાત ને ગુજરાતમાં સૌરાષ્ટ્ર**

અલ બેરૂનીએ ૧૧ મી સદીનું જે ગુજરાત આલેખ્યું છે એ તો આબુની ઉત્તરે ભિન્નમાલ કે ભિલ્લમાલ અને એની આસપાસનો ગુજરોનો પ્રદેશ હતો. મૈત્રકકાલ પહેલાં ગુપ્તકાલ અને ક્ષત્રપકાલમાં ઇતિહાસ લખાયો હોત તો સંભવ છે કે એ અપરાન્તનો ઇતિહાસ કહેવાત. જેમાં આજનું દક્ષિણ ગુજરાત, આનર્ત, ભિન્નમાલથી ઉત્તરનો મરુ પ્રદેશ, તેની પશ્ચિમે કચ્છ, દક્ષિણે આવેલો સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત નીચેનો શ્વભ્ર અને મહારાષ્ટ્ર સુધીના લાટનો એમાં સમાવેશ થયો હોત

ભાષાની દૃષ્ટિએ જોઈએ, આજના સમગ્ર ગુજરાતમાં પહેલાં સંસ્કૃત, પછી પ્રાકૃત, ત્યારબાદ ઈ. સ. ૯૦૦ થી ૧૨૦૦ સુધીનો અપભ્રંશ રૂપ, તે પછી ૧૨૦૦ થી ૧૫૦૦ સુધી મારુ ગુર્જર અને ૧૫૦૦ પછી આજની ગુજરાતીનું પ્રભુત્વ આવે છે. ગુજરાતનો લેખિત ઉલ્લેખ પહેલવહેલો વિ. સં. ૧૩૭૧ માં રચાયેલા સમરા રાસુમાં મળે છે. હેમચંદ્રાચાર્યે ગુજરાતના સીમાડા સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી વિસ્તરેલા જણાવ્યા છે ત્યારે કચ્છમાં સિંધી–આજની જાડેજી અને સૌરાષ્ટ્રમાં સિંધી મિશ્રિત મારુ-ગુર્જર ભાષા બોલાતી હોવાનો સંભવ વિશેષ છે. મારુ–ગુર્જર તો આજસુધી સૌરાષ્ટ્રનાં લોકગીતોમાં જળવાઈ રહેલ છે.

**નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ**

ઇતિહાસના અંધકાર યુગને જવા દઈને પુરાણ યુગમાં ચાલ્યા જઈએ તો શર્યાતિનું આ ગુર્જર ભૂમિ ઉપર ઉતરાણ થયું. ત્યારબાદ સૌરાષ્ટ્રનું–કુશાવર્તનું કુશસ્થળી અને પાછળથી ગિરિનગર જ એની રાજધાની રહેલ. આ દેશ રાજા આનર્ત ઉપરથી આનર્ત કહેવાતો થયો. ત્યારબાદ યાદવો આવ્યા અને દ્વારિકા એમની રાજધાની બની. પણ ગુજરાતની પ્રથમ રાજધાની તો ગિરિનગર જ. એ વખતે ઇતિહાસ લખાયો હોત તો સંભવ છે કે ન ગુજરાત, ન સુરાષ્ટ્ર, ન સૌરાષ્ટ્ર,

ન અપરાંત પણ ઉર્જયન્ત, ઉજ્જયન્ત, આનર્ત, કુશદ્વીપ કે કુશાવર્તને નામે લખાયો હોત. જોકે આ બધાં નામો ફરતાં રહ્યાં છે. ક્યારેક આજના સૌરાષ્ટ્રના વિભાગીયરૂપે પણ રહ્યાં છે ને ક્યારેક સમસ્ત ગુજરાત ઉપરાંત મરુભૂમિ ને માલવદેશ માટે પણ રહ્યાં છે. આંતરે આંતરે અલગ અલગ પ્રદેશને પણ એ નામો અપાયાં છે. જેમ કે કચ્છને પણ આભીર કહેવાય છે ને સૌરાષ્ટ્રને પણ કહેવાય છે. સૌરાષ્ટ્રને અનુપ દેશ પણ કહેલ છે પણ નિર્ણયાત્મક રીતે તો આનર્ત પછી સુરાષ્ટ્ર અને સૌરાષ્ટ્ર નામ જ રહ્યાં છે.

**સંસ્કૃતિનાં ભરતી ઓટ**

વલભીના વિનાશ પછી આઠમી સદી બાદ ચાવડાઓનુ પ્રાબલ્ય વધ્યુ, અને દસમી સદીમાં સોલંકીઓ આવ્યા ત્યાં સુધી ગુજરાતના સીમાડા કચ્છ કે સૌરાષ્ટ્ર સુધી આગળ નહોતા વધ્યા સોલંકીઓએ સૌરાષ્ટ્રને એકથી વધુવાર સર કર્યું, પણ એ તો સતત વિગ્રહનો કાળ હતો સોલંકીઓ અને ચુડાસમાઓનો એ વિગ્રહ સતત દોઢસો વર્ષ સુધી ચાલેલો. સૌરાષ્ટ્રનો સાગરકિનારો અને જૂનાગઢ સર થાય, મંત્રીઓ નિમાય, ખંડણીઓ વસૂલ થાય અને પાછો વિગ્રહ મંડાય સૌરાષ્ટ્ર સંપૂર્ણપણે તો કદી સોલંકીઓ કે વાઘેલાને હાથ નથી પડ્યુ કે એકધારુ કદી હાથ નથી રહ્યુ. એવુ જ મુસ્લિમ સૂબાઓના કાળમાં બન્યુ છે પહેલાં મુસ્લિમ સૂબાગીરી અને પછીની નવાબી છેવટ સોરઠ પૂરતી જ મર્યાદિત રહેલી માત્ર રા' નવઘણના સમયમાં એક વખત સૌરાષ્ટ્ર એકચક્રે થયેલુ કહેવાય છે

૧૧ મી સદીમાં ગુજરાતને જેવી સુદૃઢ રાજ્યવ્યવસ્થા મળી એવી સૌરાષ્ટ્રને ન મળી એથી વિદ્યા, વેપાર અને વાણિજ્ય ખોરવાયાં મરાઠાઓ અને પછી અંગ્રેજો આવ્યા ત્યાં સુધી સૌરાષ્ટ્ર અંદરોઅંદર વહેંચાતુ જ રહ્યુ પણ એ વિગ્રહકાળ અને અંધાધૂંધી દરમિયાન આત્મસંરક્ષણને કારણે સૌરાષ્ટ્રની અડીખમ પ્રજાનો સમાન સંસ્કાર તો અવિચળ જ રહ્યો ઈ સ. પૂર્વે ૩૨૫ થી એટલે કે મૌર્યકાળથી

માંડીને ઈ. સ. ૭૮૯ સુધીના મૈત્રક કાલના આખર સુધી સૌરાષ્ટ્રે અંધાધૂંધી ઓછી અનુભવી છે. પણ વિગ્રહોમાંથી તો સતત પસાર થયેલું છતાં એ કાળે પ્રમાણમાં ઠીક ઠીક શાંતિ હોવાને કારણે બૌદ્ધ અને જૈન ધર્મનું સંસ્થાપન થઈ શક્યું.

**ભૌગોલિકતાએ સર્જેલી વિશિષ્ટ લોકસંસ્કૃતિ**

આમ એકદા સૌરાષ્ટ્રનો ઇતિહાસ એ ગુજરાતનો ઇતિહાસ હતો. એ પછી રાજકીય કે પ્રાદેશિક દૃષ્ટિએ સૌરાષ્ટ્ર ગુજરાતમાં ઓછું રહ્યું હોવા છતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છ નજીક આવતાં ગયાં. એમ ગણીએ તો કચ્છ, સૌરાષ્ટ્ર અને લાટ સુધીનું ગુજરાત, મરુદેશ અને માલવા સમાન સંસ્કૃતિના છોડવા છે. પણ આગળ કહ્યું તેમ ભૌગોલિકતા સંસ્કૃતિનાં વિશિષ્ટ સ્વરૂપો સર્જાવે છે. સૌરાષ્ટ્ર અને ગુજરાત આજે સાંસ્કૃતિક દૃષ્ટિએ એક હોવા છતાં ભૌગોલિકતાને કારણે સૌરાષ્ટ્રમાં સાંસ્કૃતિક વિશિષ્ટતા નજરે પડે છે. એનું છેલ્લું કારણ એ છે કે ગુજરાતના છસોથી સાતસો વર્ષના કાળ દરમિયાન સુદૃઢ રાજ્ય વ્યવસ્થાને કારણે જે શિષ્ટ સંસ્કૃતિનું નિર્માણ થઈ શક્યું તે સૌરાષ્ટ્રમાં શક્ય ન બન્યું, પણ અનાર્ય સંસ્કૃતિ, યાદવ સંસ્કૃતિ, મૌર્યથી માંડીને મૈત્રકકાલની સંસ્કૃતિના સમૃદ્ધ વારસા સાથે સતત જીવનવિગ્રહથી ઘડાયેલ સૌરાષ્ટ્રનું પ્રજાસ્વરૂપ લોકસંસ્કૃતિ-રૂપે વિકસતુ જ રહ્યું. સૌરાષ્ટ્રમાં ગુજરાત કે ભારતથી વિભિન્ન નહિ પણ વિશિષ્ટ એવું સાંસ્કૃતિક સ્વરૂપ સર્જાયું અને તે લોકસંસ્કૃતિ સ્વરૂપે. એ લોકસંસ્કૃતિ વિભિન્ન સ્વરૂપે સૌરાષ્ટ્રની, એક સ્વરૂપે સમસ્ત ગુજરા-રાતની, અનેકના એક સ્વરૂપે સમસ્ત ભારતની.

**લોકસંસ્કૃતિનાં તોલન અને મૂલ્યાંકન**

ભેદ પાડીને જોઈએ તો શિષ્ટસંસ્કૃતિ ને લોકસંસ્કૃતિને શહેરની સંસ્કૃતિ અને ગ્રામસંસ્કૃતિ કહી શકીએ. ભારતમાં જ નહિ પણ વિશ્વ-ભરમાં આ ભેદ આછો પાતળો નજરે પડે છે ઐતિહાસિક બળાબળોને પરિણામે ક્યાંક ગ્રામસંસ્કૃતિ વિશેષ વિકસી છે અને ક્યાંક શહેરમાં

સંસ્કૃતિનું પ્રભુત્વ દેખાય છે. આ લોકસંસ્કૃતિ ક્યારેક ઉવેખાઈ હશે, અવગણાઈ હશે, અશિષ્ટ કે ગ્રામીણ ગણાઈ હશે પણ છેવટે તો બન્ને સંસ્કૃતિ પરસ્પરાવલંબી હોઈ એક જ સંસ્કૃતિનાં જુદાં જુદાં સ્વરૂપે સ્થાન પામી છે.

ઇતિહાસનાં અસંશોધિત અસ્થિઓ વચ્ચે જો પ્રજા જીવનનાં સ્વરૂપ ઉપરથી જ સંસ્કૃતિનાં મૂલ્યાંકન કરવાનાં હોય તો એનામાં પ્રાણરૂપ એવા અધ્યાત્મભાવ, માનવભાવ, ભક્તિ, શક્તિ, સૌંદર્ય અને કલાના સંસ્કારોથી એનુ તોલન કરવું જોઈએ. ત્યારે સૌરાષ્ટ્રમાં આ લોકસંસ્કૃતિનું સ્વરૂપ શૌર્ય, સૌંદર્ય, સંતપરંપરા, સાંપ્રદાયિક એકતા, સાહસિકતા ને ભિન્ન ભિન્ન જાતિઓના સાંસ્કારિક સમન્વયથી ઘડાયેલ છે. એનું પ્રતિબિંબ લોકોના આચાર, વ્યવહાર, આદર-આતિથ્ય, ધર્મ, માન્યતાઓ, પશુપ્રેમ, ગૃહકળા, ગૃહરચના, અલંકારો, આભૂષણો, કથા, વાર્તા, રાસ, રાસડા, ગીત, સંગીત, ઉત્સવો, આખ્યાયિકાઓ, વગેરેમાં પડેલું જોઈ શકાય છે.

**આલોકમાંથી ભૂલોકમાં**

સંસ્કૃતિના મૂળ પ્રવાહને જોવા માટે પુરાતત્વકાળ સુધી જ ડોકિયું કરી લઈએ. ભૂસ્તરકાળમાં ન જઈએ તો પણ મોખડાજીના મકબરા એવા પીરમ બેટમાંથી ચવાલીકની તળેટીમાંથી નીકળ્યા। તેવા અશ્મીભૂત અવશેષો – ફોસીલ્સ નીકળ્યાં છે. જે આ ભૂમિની પ્રાચીનતા પુરવાર કરે છે. પીરમનું સંશોધન તો હજી કરવાનુ રહે છે પ્રસ્તર અને નવપ્રસ્તર યુગને છોડીને આગળ વધીએ તો સુકભાદર નદીને ઉત્તર કિનારે રંગપુર ગામના ટીંબાના ખોદકામે સૌરાષ્ટ્રને પાંચથી ૭ હજાર વર્ષ પૂર્વેની સિંધુ સંસ્કૃતિ સુધી તો સાંકળી દીધુ છે એટલે કે આર્યોના આગમન પહેલાં સૌરાષ્ટ્ર એક સુવિકસિત સંસ્કૃતિથી જોડાયેલું હતું.

ઇતિહાસ અટકે ત્યાંથી વેદો અને પુરાણોના આધારે અનુમાનો કરવાં રહે છે અને પુરાતત્વના અવશેષોથી આગળ વધવા પણ અનુ

માન અને તર્કનો જ આધાર લેવો પડે છે. તેમ છતાં પુરાતત્ત્વને આધારે એવા નિર્ણય ઉપર આવી શકાયું છે કે નર્મદાના તીરથી સિંધુ અને રાવીતટ સુધી હડપ્પા સંસ્કૃતિ વિલસતી હતી. આધારો વિશેષ હડપ્પા સંસ્કૃતિના મળ્યા હોવાને કારણે પુરાતત્વ એથી આગળ નથી વધતું. ઝુકાર કે ઝકાર સંસ્કૃતિ એની અનુકાલીન ગણવામાં આવે છે પણ સૌરાષ્ટ્ર – ગુજરાતને લાગેવળગે છે ત્યાં સુધી તો ઝાલાવાડમાં જેમ રંગપુર તેમ હાલારમાં આલિયાબાડા, વસઈ, મોડપર વગેરેના ખોદકામ ઉપરથી એવા નિર્ણય ઉપર અવાય છે કે કેટલાક થરો હડપ્પા સંસ્કૃતિ પહેલાંના છે આજ સુધીમાં ૩૩ સ્થળોએ અને કુલ ૩૬ થરોનું ખોદકામ થયું છે. જેમાં નીચેના થરો સૂક્ષ્મ પાષાણયુગના અને એની ઉપર હડપ્પા સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે. અવશેષોમાં મુખ્યત્વે માટીનાં વાસણો, તાંબા અને કાંસાનાં ઓજારો અને છીપની બંગડીઓ વગેરે મળી આવેલ છે.

### પ્રસ્તર અને નવપ્રસ્તર યુગ

રંગપુરના ખોદકામમાંથી જણાયું છે કે છેક નીચેના થોડાક થર મધ્ય પાષાણયુગના છે. એ થરોમાંથી પાષાણનાં સૂક્ષ્મ ઓજારો મળી આવેલ છે. એ થરો ઉપરના થોડાક થરો કોરા છે. એ ઉપરથી એવું અનુમાન થાય છે કે મધ્ય પાષાણયુગની સંસ્કૃતિ પછી થોડાક સમય માટે આ સ્થળ વેરાન રહ્યું હોય. એ પછી સિંધુ સંસ્કૃતિના કેટલાય થરો પથરાયેલા મળે છે.

રંગપુરના ખોદકામથી એવાં અનુમાન તારવાય છે કે સંસ્કૃતિનું આકસ્મિક વિસર્જન ત્યાં થયું નથી. પ્રાચીન અવશેષોની ક્રમિક અવનતિ અને કંઈક અંશે ઓછા પ્રાચીન એવા અવશેષોની વધારે થતી જતી વપરાશ ત્યાં દેખાઈ આવે છે. ધીમે ધીમે પ્રાચીન સંસ્કૃતિ અદૃશ્ય બને છે ને નવી સંસ્કૃતિ પૂર્ણપણે સ્થાપિત બને છે. એટલે કે ક્રમિક અવનતિનાં એ ચિહ્નો ગણાય છે. કોઈ ઓચિંતો વિનાશ થયો લાગતો નથી.

### વેદકાળનો સૌરાષ્ટ્ર બેટ

રંગપુરના ખોદકામથી એટલું પુરવાર થાય છે કે હડપ્પાની સિંધુ સંસ્કૃતિ કરતાં વિશેષ પ્રાચીન એવી સંસ્કૃતિ સૌરાષ્ટ્રમાં હતી. એ વખતે સૌરાષ્ટ્રના જળ-સ્થળની સ્થિતિ શી હતી એ જાણવા માટે વેદો, પુરાણો અને કેટલાક ઐતિહાસિક આધારો ઉપરથી અનુમાનો કરતાં જે સામાન્ય તારણ કાઢી શકાય તે જોઈએ વેદમાં સૌરાષ્ટ્રને ઉદ્દ્ભજ કહ્યો છે એટલે કે પાણીથી ઘેરાયેલો આજનો દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર એક દિવસ બેટ-દ્વીપ હતો એ કાંઈ બહુ જૂનાકાળની વાત નથી એક હજાર વર્ષ પહેલાની સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન અને કચ્છની ભૂગોળ એની સાક્ષી પૂરે છે

### વૈદિક સરસ્વતી સૌરાષ્ટ્રમાં

એ પછી સૌરાષ્ટ્રનો ઉર્જયન્ત, ઉજ્જયન્ત એવો ઉલ્લેખ મળે છે ત્યારબાદ કુશદ્વીપ ને કુશાવર્ત નામ મળે છે સૌરાષ્ટ્ર બેટ સાથે ગુજરાત રાજસ્થાનનો ભૂમિ સબંધ ક્યારે સંકળાયો એનુ સમય નિર્માણ કરી શકાયુ નથી પણ પૌરાણિક અને તે પહેલાના ભારતની ભૂરચના જ્વાળામુખી, ધરતીકંપ અતિવૃષ્ટિ વગેરે કારણે ફરતી રહી છે આજની સિંધુ એની શાખાઓ સાથે કચ્છનુ જ્યાં આજે રણુ છે ત્યા (સમુદ્ર કે સરોવરમાં) ઠલવાતી હતી. વૈદિક વિપાશા અને આજની બિઆસ નદી પણ કચ્છના રણમાં એ વખતના સરોવર કે સમુદ્રમાં-ઠલવાતી હતી વૈદિક સરસ્વતી વિષે ઘણા જુદા જુદા મત છે પણ સામાન્ય તારણ એવુ કાઢી શકાય કે ઉત્તરે હિમાલયમાંથી નીકળી, બ્રહ્માવર્ત એટલે કે આજના પતિયાળા-પંજાબમાંથી પસાર થઈ, રાજસ્થાનને વીંધીને, અર્બુદારણ્યને ચીરીને સૌરાષ્ટ્રમાં પ્રભાસ ક્ષેત્રે ઠલવાતી હતી વૈદિક સરસ્વતીનું માહાત્મ્ય આજની ભાગીરથી—જાહ્નવી કરતાં વિશેષ હતુ નદીઓને કાંઠે સંસ્કૃતિઓનો ઉગમ થયો છે ગૌચરો ત્યાં મળે, ફળદ્રુપ જમીન બનવાને કારણે માનવી વસવાટ ત્યાં જ શરૂ થાય અને વસવાટને કારણે ત્યા સંસ્કૃતિનો ઉદય થાય.

પ્રદેશ એમાંથી ચાર પડ ધરતી સાથે તો સિંધુ અને સરસ્વતીનો રોજનો અવરજવર હતો સ્વાભાવિક રીતે કેન્દ્રવર્તી સ્થળે જ સંસ્કૃતિ ઓનો સગમ થાય ત્યારે સૌરાષ્ટ્રને કુદરતે જ પ્રાચીન સસ્કૃતિના સગમ સ્થળે મૂકી દીધેલું સૌરાષ્ટ્ર એ ભારતનું પ્રભુદત્ત બારું હતું

એક બાજુ ભારતની બે પ્રમુખ નદીઓના મુખ અને ત્રણ બાજુ દક્ષિણ મહાર્ણવ એટલે આજનો હિંદી મહાસાગર એથી અનુમાનો તારવવામા જરાય અતિશયોક્તિ કર્યા વગર કહી શકાય કે સૌરાષ્ટ્ર એ કાળે પશ્ચિમ ભારતનુ કેન્દ્રવર્તી સસ્કૃતિ સગમ હતુ

## સૌરાષ્ટ્રમા અનાર્યોની સુવિકસિત સસ્કૃતિ

આજના ગુજરાત અને સિધની ભૂમિ ઉપરના આર્યોના વસવાટ પહેલાં નર્મદાતીરથી એશિયામાઈનોર સુધી અનાર્યો કે અસુરો પથરાયેલા હતા એવી એક મજબૂત માન્યતા છે કે આર્યો પજાબ અને ઉત્તર હિંદમાં વસેલા જ હતા બહારથી નહોતા આ યા અને આર્યોની જે જે શાખાઓ આજના યુરોપ અને એશિયા તરફ ગઈ તે બધી આર્યાવર્તમાંથી જ ગઈ છે બીજી એથી યે વધુ મજબૂત માન્યતા પ્રમાણે ઉત્તર ધ્રુવ કે એશિયામાઇનોર તરફથી જે આર્યકુળો વિશ્વમાં ફેલાયાં તેમાંથી એક શાખા કેટલોક વખત ઈરાનમાં રહેલી પણ કોઈક મતભે કે વસ્તીના વધારાને કારણે ત્યાંથી બે ભાગ પડ્યા જેમાંથી એક ભાગ આર્યાવર્ત ઊતર્યો બન્ને માન્યતા પ્રમાણે ઈરાન અને આર્યાવર્તની પ્રાગ્વૈદિક અને ઋગ્વેદકાલિન સસ્કૃતિ એક હતી પણ બન્ને વચ્ચે એવો અટસ પડી ગયેલો કે ઈરાનમાં દૈવત્વવાળાને દેવ કે અસુર કહે જ્યારે સુરને દૈત્ય અગર દૈવત્વ વગરના માને જ્યારે આર્યાવર્તમાં સુરને દેવ અને અસુરને દૈવત્વહીન માને એથી આર્યાવર્તમાં અસુર એ ધીમે ધીમે ધિક્કારવાચક શબ્દ બની ગયો અને જે આર્યો નહિ આર્યોના ધર્મને ન માને તે બધાને અસુર તરીકે ઓળખવા લાગ્યા પછી બ્રાહ્મણોએ તો આ અસુરોને ભયકર, જગલી અને રાક્ષસ તરીકે ઠગવી દીધા જોકે રાક્ષસ શબ્દનું પણ એવું જ બન્યું છે જે

રક્ષણ કરે તે રક્ષક એટલે રાક્ષસ એવો એનો અર્થ હતો તે ઊલટીને ભક્ષણ કરે તે રાક્ષસ એમ ઠરી ગયું એની પાછળ જાતિદ્વેષ અને તેજોદ્વેષે ઘણું કામ કર્યું હશે એ જ અસુરો છેવટ આર્ય બનતાં દેવોથી પણ ઊંચી કોટિએ પ્રતિષ્ઠિત બન્યા છે એ બધા પછી પણ ઈરાન સાથેનો આર્યજાતિનો સબંધ મહાભારતકાળ સુધી તો એકધારો રહ્યો જણાય છે. ત્યારપછી ઈરાન પાસેના મગ, શક, વગેરે જાતિઓના આગમનથી સબંધ પાછો સકળાય છે. એવા અસુર એટલે શીંગડાં-પૂછડાવાળા ને ભયકર પ્રાણી નહિ, પણ માનવી જેવા માનવી સિંધુ અને સરસ્વતીના મુખ ઉપર એટલે કે એક બાજુ પંજાબથી માંડીને નર્મદાતીર સુધી અને બીજી બાજુ એશિયામાઇનોરથી માંડીને સૌરાષ્ટ્રથી નર્મદાતીર સુધી જેની સરકૃતિ વિકસેની હતી એવા અસુરો વાણિજ્ય, વહાણવટુ, જ્યોતિષ, વેદુ અને સ્થાપત્યમાં ભારે પ્રવીણ હતા સિંધુ અને સરસ્વતીના મુખથી માંડી ઉપર સુધી બન્ને કાંઠે એમનો વસવાટ હતો સુંદર નગરરચના જાણતા હોવાને કારણે શહેરો વસાવી કિલ્લાઓ બાંધીને તેઓ રહેતા હતા, સમૃદ્ધ અને સુખી હતા

**અનાર્યોનાં પેટાકુલ**

અસુરોની પેટા જાતિમાં દાનવો, રાક્ષસો, દૈત્ય, નાગ વગેરે અનેક પેટાકુળો હતાં નાગ અસુરોમાં પણ નવ કુળ હતાં એમાંથી એક ભાગ પહાડવાસી અને બીજો ભાગ જલવાસી પહાડવાસી નાગકુળ તે તક્ષકકુલ. બીજું નાગકુળ તે કરકોટકકુળ આ નાગ લોકો પશ્ચિમ હિંદના સાગર કિનારે અને સાગરમાં આવેલા દ્વીપો ઉપર પ્રભુત્વ ધરાવતા હતા. નાગ જાતિ નૌયાન માટે પ્રસિદ્ધ છે એક માન્યતા અનુસાર, યદુઓ, પુરૂઓ, દ્રુહ્યુઓ, તુર્વસુ અને અનુ વગેરે કુળો પણ અસુરો હતા. અને ભૃગુઓના સહાયક હતા એ માન્યતા મુજબ બ્રાહ્મણો પણ આર્ય ન હતા અહીં આપણને સબંધ છે તે એટલો જ કે સૌરાષ્ટ્રમાં અસુરોની સુવિકસિત સરકૃતિ હતી એમાં નગરો હતાં, વેપાર હતો, વાણિજ્ય હતું અને નવખંડો ઉપરાંતના પ્રદેશો સાથે વહાણવટા દ્વારા એમનો

વ્યાપાર–વહેવાર ચાલતો હતો. અસુરોનું આ નૌકાખાતું નાગજાતિના હાથમાં હતું અને એમનો એક રાજા વાસુકિ નામે પ્રસિદ્ધ હતો. ભારતનો અન્ય દેશો સાથેનો સાગર–વ્યવહાર, અને ભારતનો આંતરિક જળવ્યવહાર અને જમીન–વ્યવહાર સૌરાષ્ટ્ર મારફત થતો.

### આ ભૂમિના મૂળ વતની દાસ–દસ્યુઓ

આ અસુરો પહેલાં દાસ અથવા દસ્યુઓ આ ભૂમિના મૂળ વતની ગણાય છે. અસુરો અને આર્યો વચ્ચે વિગ્રહ મંડાયો ત્યારે આ દસ્યુઓ બન્ને પક્ષે રહીને લડેલા આજે તો અસુરોની નગરરચના રહી નથી. ખોદકામમાંથી મળતા અવશેષો સિવાય નક્કર આધારો નથી. પણ એમણે આપેલું વહાણવટું તો સૌરાષ્ટ્રને કિનારે અંગ્રેજોના આગમન સુધી ઝળકતું હતું.

### સૌરાષ્ટ્રમાં દૈત્યો અને નાગકુળ

આ અસુરો કે દૈત્યોનાં પ્રાચીન થાણાં પુરાણોને આધારે કલ્પી શકાય છે, એવું એક મહુવા — જેનું પ્રાચીન નામ મધુમતીપુરી હતું મધુ નામના દૈત્યનું એ થાણું હતું. યાદવોનો એ સગો થતો. કૃષ્ણે એ મધુને માર્યો તેથી તે મધુસૂદન — માધવ કહેવાયા. બીજું થાણું તાલધ્વજપુરી તે આજનું તળાજા. હેડંબા વન, જે ગુજરાતમાં હોવાનું કહેવાય છે અને સૌરાષ્ટ્રમાં પણ ગણાય છે. જેમાં હિડંબ નામના દૈત્યનો વાસ હતો. સરસ્વતીને સામે કિનારે માહિષ્મતી વગેરે ઘણાં દૈત્ય કે નાગોનાં રાજ્ય હતાં

નાગ જાતિના અવશેષો એક યા બીજા રૂપે જળવાઈ રહ્યા છે. સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર નાગપૂજા થાય છે. નાગપાંચમ એ તો સૌરાષ્ટ્રનો પ્રસિદ્ધ ઉત્સવ છે. નાગલોક હંમેશાં પાતાલમાં ગણાય છે. જેમ નવ ખંડ ગણાય છે તેમ સપ્ત પાતાલ ગણાય છે. આ પાતાલ સિંધુ મુખે આવેલું ગણાય છે. (સિંધુના મુખ આગળ કચ્છ અને સૌરાષ્ટ્ર વચ્ચે પાતાલનગર હતું એવા ઘણા પુરાવા છે). એટલે સૌરાષ્ટ્રને કિનારે

અથવા એની આસપાસ હોવું જોઈએ. જેમ નવકુળ નાગ તેમ નવ પ્રકારનાં વિષ ગણાય છે. એમાંના એક વિષનું નામ છે સૌરાષ્ટ્રિક. આ નામ સિદ્ધ કરે છે કે પાતાલ પાતાલમાંહેનો નાગલોક નાગપૂજા અને સૌરાષ્ટ્રને ઘનિષ્ઠ સંબંધ હતો. સિદ્ધ નાગાર્જુને રસસિદ્ધિ માટે પાતાલમાં વાસ કરેલો અને વાસુકિ નાગે એને માળા આપેલી એવી કથા છે. આ નાગાર્જુન આજના પાલીતાણા – પાદલિપ્તપુરના પાદલિપ્તાચાર્ય પાસે રહેલો. એટલે સંભવ છે કે રસસિદ્ધિ માટે શત્રુંજયમાં રહેલો હોય. એથી એમ જણાય છે કે સૌરાષ્ટ્રને અગર સૌરાષ્ટ્રના સાગરકિનારે કે સૌરાષ્ટ્ર પાસેના સાગરમાં પાતાલ કહેવાતો. એ કાળે કચ્છનો પણ સૌરાષ્ટ્રમાં જ સમાવેશ થતો.

**સૌરાષ્ટ્રમાં નાગકુળના સંસ્કાર**

અસુરો અને આર્યોના યુદ્ધમાં અસુરો સાગરયુદ્ધમાં પ્રવીણ, અને સાગરકાંઠામાં ભરાઈ રહેતા આર્યો વહાણવિદ્યામાં તદ્દન અજ્ઞાન હતા. એથી પશ્ચિમ હિંદના આ પ્રદેશમાં આર્યો સહેલાઈથી નહિ ફાવતાં આ પ્રદેશને અધ:, નીચ, અંધકારમય પ્રદેશ ગણીને અસુરોના–નાગલોકોના વાસ તરીકે વર્ણવેલ છે.

સૌરાષ્ટ્રના લોકજીવનમાં નાગપૂજાનો વણાઈ ગયેલો એક ઉત્સવ તે 'ઘોઘા બાપજી'નો. આજે ઘસાતો જતો એ ઉત્સવ દશેક વર્ષ પહેલાં સૌરાષ્ટ્રને ગામડે ગામડે અને ઘેર ઘેર ઊજવાતો. નવરાત્રિના દિવસો પહેલાં સર્પાકારની ખેડાઘાટની માટીની પ્રતિમા છોકરાં બનાવે. એની ફેણ નીચે માટીનું કોડિયું મૂકે. એમાં દીવો કરે અને પહેલા નોરતાની સંધ્યાથી એ પ્રતિમા લઈ ઘેર ઘેર ફરે. ગાતા જાય કે :

"ઘોઘા ઘોઘા ઘોઘ સલામ
નાથી બાઈના વીર સલામ
પડે પટોળાં ઓઢે ચીર
ગોદડિયાની ગોળી લાગી

ટો ક રી ના ટ મ કા ર
ઘૂ ઘ રી ના ઘ મ કા ર
આ ગ લા બ ધૂ ક દા ર
પા છ લા ચો કી દા ર
તેલ દે ધૂપ દે
બાવાને બદામ દે
તેરા બેટા જીતા રે ”

અસલ શબ્દો તો છે

“ ઘોઘા ઘોઘા ઘોઘ ચવાણુ
લાખી બાઈના વીર ચવાણુ ”

કોઈ લાખીબાઈ બોલે છે તો એક લો ગીતમાં રાસનબાઈ આવે છે આ ઉત્સવ ઉપરાંત ઘોઘા બાપજીનો દીવો ઘેર ઘેર થાય કોઈ કહે છે કે આ વીના ચવાણુ—ગોગ ચૌહાણુ વાગડના હતા તો કોઈ એને રાજસ્થાનના મેહરી જિલ્લાના હરિયાના ગામના ગણે છે એની ચર્ચા અહી અસ્થાને છે પણ યુદ્ધમા ખપી ગયેલ આ ઘોઘાવીર મરીને નાગ સર્જાય છે ને ઠેર ઠેર પૂજાય છે ઉત્તર ગુજરાતમા ગોગ નારાયણુનુ મદિર છે ત્યાં સર્પપૂજા થાય છે ગોગાવીર પાંચ પીર માંહિના એક પીર કહેવાય છે

“ પાબૂ હડબૂ રામદે ગોગાદે જેહા
પાચુ પીર પધારજ્યો માગલિયા મેહા ”

આ ગોગા પીરની પજાબ સુધી પૂજા થાય છે ને મુસનમાનો પણ એને ગુગા પીર તરીકે પૂજે છે લોકકથામાં આવા વીરો મરીને નાગ સર્જે છે એવી અસખ્ય કથાઓ આવે છે ત્યાગ અને વીરત્વ સાથે નાગનો મહિમા એ લોકજીવનનો પરમ સરકાર બની રહેલ

**સૌરાષ્ટ્રનો પાતાલ પ્રદેશ અને નાગકુળનાં સ્થાન**

નાગનાં થાનક સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર છે. એમાં ચૂડા પાસેના ચોકડી ગામના ચરમાલીઆજીનું અને તલસાણામાં 'તલસાણીઆ નાગ'નું થાનક મુખ્ય છે એવું જ એક થાનક થાન ગામે છે ગોહિલવાડનું આજનું નાગધડીઆ એક દિવસનું નાગધન્વન, એક કાળે નાગપત્તન (નાગપાટણ) નામે મોટી નગરીરૂપે હતું. એ નામ પણ નાગજાતિ સાથે સબંધ ધરાવે છે સૌરાષ્ટ્રનાં ગામડાંઓમાં નાગભાઈ અને નાગરાજ નામો સામાન્ય છે. કચ્છની રાજધાની ભૂજ તો ભુજ્યા નાગ ઉપરથી જ વસેલ છે. મૈનકકાલ સુધી કચ્છ સૌરાષ્ટ્રના ભાગરૂપે અને એક યા બીજા સ્વરૂપે જોડાયેલું જ રહેલું

જો સૌરાષ્ટ્ર અગર એની આસપાસના કોઈ પ્રદેશને પાતાલ કે નાગદ્વીપ ને નાગદ્વીપમાં નાગલોકની રાજધાની ગણીએ તો પુરાણો કહે છે તેમ પાતાલમાં ભોગવતી નામે નદીને કાંઠે ભોગવતી નામે નગરી હતી અને વાસુકિ નામે એનો રાજા હતો. પ્રભાસક્ષેત્ર પાસે સાગરમાં ઠલવાતી વૈદિક સરસ્વતીનું એક નામ ભોગવતી હતું. આ સરસ્વતી ધરતીકંપ, અતિવૃષ્ટિ કે ભૂસ્તરની અંદરના કોઈ ફેરફારને કારણે ક્યાંક લુપ્ત બની, ક્યાક પ્રવાહ બદલી બેઠી, ક્યાંક એના ટુકડા થયા આજની ભોગાવો નદીનું બીજુ નામ પણ ભોગવતી હોઈ શકે. અને એ વૈદિક સરસ્વતીનો એક ભાગ પણ હોઈ શકે. તો આ ભોગાવો-ભોગવતીને કાંઠે નાગલોકોની ભોગવતી નગરી કાં ન હોય ? સૌરાષ્ટ્રમાં આ વાસુકિ વાસગજીને નામે પૂજાય છે

જેમ દાસ-દસ્યુ લોકોને અસુરોએ હાંકી કાઢ્યા અને દસ્યુઓ કેટલાક અસુરોમાં તો કેટલાક આર્યોમાં ભળી ગયા, કેટલાક વેરવિખેર થયા, દાસ બન્યા ને બાકીના દક્ષિણ તરફ ઊતરી ગયા એ જ રીતે અસુરો અને આર્યોના મોટા યુદ્ધ પછી બાકીના અસુરો પણ દક્ષિણ બાજુ ઊતર્યા. નાગલોકો અસુરોની જ એક પેટા જાતિ હતી. આજે સૌરાષ્ટ્ર ને ગુજરાત કરતાં દક્ષિણમાં નાગપૂજા વિશેષરૂપે દેખાય છે.

## સૌરાષ્ટ્રમાં અસુરોના ધર્મ અને કળાસંસ્કાર

અસુરોનો બીજો અવશેષ તે શિવપૂજા. એ તો સિદ્ધ થયેલી બિના છે કે અસુરો શિવપૂજક–લિંગપૂજક હતા. આર્યોએ અસુરો પાસેથી શિવ-પૂજા અપનાવી છે. અસુરોનો એક અવશેષ તે દેવી–શક્તિપૂજા. હડપ્પા સંસ્કૃતિના અવશેષોથી પણ એ સિદ્ધ થયેલું છે કે અસુરો દેવીભક્ત અને શિવભક્ત હતા. આ દેવીપૂજા અને વિષ્ણુપૂજા પણ આર્યોએ અસુરો પાસેથી અપનાવી છે. સૌરાષ્ટ્રમાં અનેક પ્રજાઓનું આક્રમણ થયું છે. સૌરાષ્ટ્રમાં મૌર્યકાળથી માંડી મૈત્રકકાળ સુધી બૌદ્ધ અને જૈન ધર્મની આઠથી નવ સદી પસાર થઈ. અનેક સંપ્રદાયોનો ઊગમ થયો, બહારથી આવ્યા અને નામશેષ પણ થયા. છતાં આજે હિંદુ ધર્મના ગણાતા એવા પાંચ ફાંટાઓનું પ્રાબલ્ય જેવું ને તેવું છે : દેવી–માતાની પૂજા–માનતા લગભગ ઘેર ઘેર છે. શંકરના દહેરા વગરનું ભાગ્યે જ કોઈ ગામડું ખાલી હશે ત્રીજું અને ચોથું, ગામડે ગામડે અને ચોરે ચોરે રામજીનું મંદિર અને રામ–સીતા ને લક્ષ્મણની મૂર્તિ અને લોકજીવનમાં આત્મસાત બની ગયેલ રાધા–કૃષ્ણની મૂર્તિ કે કૃષ્ણનો સંસ્કાર. દેવીપૂજા અને શિવપૂજા તો ખરી જ. બાકીના જૈન સિવાયના લોકસંપ્રદાય એક યા બીજા સ્વરૂપે વિષ્ણુ–ભાગવતનાં જ સ્વરૂપો છે. કૃષ્ણ એ વિષ્ણુના અવતાર મનાયા તે પહેલાંથી ભાગવત ધર્મ અસ્તિત્વમાં હતો. અસુર સંસ્કૃતિના એક પરમ સંસ્કાર-વારસા નૃત્યનો ઉલ્લેખ કરવો જ રહ્યો. એમ કહેવાય છે કે સુખી અને સમૃદ્ધ અસુરો નાચગાનમાં પણ પ્રવીણ હતા. એનો સૌથી મોટો પુરાવો ઉષાનું લાસ્ય છે. આસિરિયાના શોણિતપુર કે શાંતિ-પુરનો અસુર રાજા બેનીપાલ કે બાણાસુર શિવભક્ત હતો. ઉષા એ પુત્રી. શિવદ્વારા ઉષાને આ લાસ્ય નૃત્યનો પ્રકાર મળ્યો. અનિરુદ્ધ પરણ્યા બાદ ઉષાએ સૌરાષ્ટ્રમાં રહી સૌરાષ્ટ્રની સ્ત્રીઓને એ નૃ શીખવ્યું. અને સૌરાષ્ટ્રદ્વારા એ નૃત્ય ભારતનાં જનપદોમાં પહોંચ્યું. ‹ વિધાનમાં કોઈ પુરાણ કે સંગીત શાસ્ત્ર એકમત નથી પણ એકમત ‹ સૌરાષ્ટ્રદ્વારા ભારતને મળેલો આ અનુપમ વારસો પણ અસુર સંસ્કૃતિન

જ દેન છે

આ રીતે અસુર સંસ્કૃતિના અવશેષરૂપે સૌરાષ્ટ્રને વહાણવટુ, ત્યાગ ને ધીરત્વનો સંસ્કાર આપતી નાગપૂજા, દેવીપૂજા અને શિવપૂજા, વિષ્ણુપૂજા અને નૃત્યકળાનો વારસો મળેલ છે જ્યોતિષ, વૈદુ કે સ્થાપત્ય વિષે ચોક્કસપણે કહી શકાય તેવા પુરાવા કે આધારો હજી નથી મળ્યા, પણ જ્યારે નૃત્ય મળ્યુ ત્યારે ગાન અને વાદન અવશ્ય મળ્યાં હશે.

## વેષભૂષા ને રહનમાહનનું માસ્ય

મોહે જો દડોની આર્યેતર સંસ્કૃતિના અવશેષો ઉપરથી પણ પહેર વેશ, પોષાક અને રહનસહનનું કેટલુંક સામ્ય મળી આવે છે વનજીના મૈત્રકોના યુગમાં જે દાઢીમૂછ અદશ્ય થયેલાં દેખાય છે, જ્યારે સૌરાષ્ટ્રમાં દાઢીમૂછ, થોભિયા રાખવાં એ એક રૂઢિગત ગ્રામસંસ્કાર નજરે પડે છે થોડા ફેરફાર સાથે લગભગ એવાં દાઢીમૂછ ને થોભિયાં મોહે જો દડોમાંથી મળી આવેલ પ્રતિમાઓ ઉપર નજરે ચડે છે ઉત્તરીય–ઉપરણુ તે પોષાકનું અગ દેખાય છે સૌરાષ્ટ્રમાં ખેસરૂપે પોષાકનો એ સમ્ભાર કાયમ થયો છે પુરુષોને માથે લાંબા વાળ મોહે જો દડોના અવશેષોમા દેખાય છે સૌરાષ્ટ્રમા પણ લાંબા વાળ રાખવાની જૂની પ્રથા છે દેવીભક્તોમા ખાસ કરીને ઓડિયાં એ એનો સુધરેલો પ્રકાર છે મોહે જો દડોમાંથી મળી આવેલ કેટનાક પૂતળાં ઉપર શકુ આકારની ટોપી પહેરેલી દેખાય છે એવી ટોપી સૌરાષ્ટ્રમાં હનુમાનજી કે માતાજીની જગ્યાના રેલિયા પહેરતા હોય છે આજે ય સૌરાષ્ટ્રમાં ડાયરામાં બેસ વાની પ્રથામાં બે ઢીંચણ ઊચા રાખી એની આસપાસ બે હાથ વીંટાળીને કે પનિયુ કે ખેસ ભેરવીને બેસાય છે લગભગ એવી જ પ્રથા મોહે જો દડોના કેટલાંક પૂતળાંમાં પણ દેખાય છે

## અસુરોનો એકલશૃંગ સૌરાષ્ટ્રનો એકલશીંગ

સ્ત્રીઓનાં ઘરેણાંમાં કાપ, ઠોળિયાં, લોળિયાં, લટકણિયાં વગેરે મોહે જો દડોની સ્ત્રીઓની પૂતળીઓ ઉપર દેખાય છે લગભગ એના જ સુધરેલા પ્રકારો સૌરાષ્ટ્રની ગ્રામ પ્રદેશની સ્ત્રીઓનાં આભૂષણોમાં નજરે

પડે છે મોહેં જો દડોની એક પ્રતિમાના ઉત્તરીય ઉપર ત્રિદલની આકૃતિનું ભરતકામ દેખાય છે હીર ભરતનું કામ એ તો સૌરાષ્ટ્રની ગ્રામકલાનો સમૃદ્ધ વારસો છે એ ઉત્તરીય ઉપરનું ભરતકામ જોતાં એમ કહી શકાય કે ભરતકામની કલા લગભગ ૭ સાત હજાર વર્ષ પુરાણી છે. સિંધ, કચ્છ અને સૌરાષ્ટ્ર ભરતકામ માટે આજે પણ એટલાં જ વિખ્યાત છે અને આ અસુર સસ્કૃતિ એ ત્રણ પ્રદેશોના નદીમુખ અને સાગરકિનારે વિશેષ વિકસી હતી એક પ્રતિમા જેને મોહેં જો દડોના પ્રતીક તરીકે લેખવામા આવે છે તે વૃષભ જેવા એકલશૃગની મળી છે આકાર થોડો બળદ ને થોડો સાઢ જેવો છે અને કપાળ ઉપર માથાના અગ્રભાગે એક શીંગડુ છે એની આગળ ધૂપદાની છે આ એકલશૃગની પ્રતિમા સિંધુ સસ્કૃતિના યુગમાં ઘેર ઘેર પૂજાની માલૂમ પડી છે લિપિ ન ઉકેલાવાને કારણે એ એકલશૃગ દેવનુ નામ નથી જાણી શકાયુ પણ બીજો કોઈ ઉકેલ ન મળવાને કારણે બે ને બદલે એક શીંગ દેખાતું હોય એવો સભવ હોવાનું કહેવાયુ છે સૌરાષ્ટ્રમાં એને મળતી કોઈ પ્રતિમા નજરે નથી પડતી પણ સૌરાષ્ટ્ર–કચ્છમાં ગવાતા આગમના એક ભજનમાં એવો ઉલ્લેખ છે કે સાયમાને–પ્રભુને ઓળખવામાં રખે ભૂલ કરતો એ આવશે એકલશીગ રૂપે એ એ ધાણી રખે ચૂકતો ભજનની એ કડી નીચે મુજબ છે

" અવર રોઝાંને દો દો શીંગાં
સાયબાને એકલ શીંગ....
એરે એ ધાણીએ સાયબો આવશે. "

એકલશીંગ અને રોઝ એટલે માતેનુ પણ ગાય જેવુ જાનવર મોહેં જો દડોના દેવપશુની સાથે ઠીક ઠીક મળતુ આવે છે

**સૌરાષ્ટ્રને અસુર સંસ્કૃતિની અનુપમ દેન**

આમ આ ભૂમિ ઉપર આર્યોના વસવાટ પહેલાં એક સુવિકસિત સંસ્કૃતિ વિલસની હતી સૌરાષ્ટ્ર નર્યા જગલો, ચોર અને ડાકુઓનો

એકાર પ્રદેશ ન હતો, પણ અર્ધી દુનિયા સાથે જળસ્થળનો સંબંધ ધરાવતો, વેપારવાણિજ્યથી ધમધમતો, સુંદર નગરો ધરાવતો ધર્મ અને કળાથી વિભૂષિત એવો સંસ્કૃત દેશ હતો. અસુરો સાથે ધર્મ અને લોહીના સંબંધો બાંધતાં પહેલાં આર્યોએ દાસ અને અસુરોને પૂજ્ય નીંદ્યા છે. હલકટ ગણ્યા છે. અને એમનો નાશ કરવા વિગ્રહો માંડ્યા છે. દાશરજ્ઞ તરીકે આર્ય–અનાર્યનો એ વિગ્રહ વેદ મશહૂર છે. છેવટ આર્યોનો વિજય રક્તપાતથી નહિ પણ સંસ્કૃતિના સમન્વયથી જ થયો. ત્યારે ઘણા દસ્યો–અસુરો નાશ પામ્યા હતા, ઘણા દક્ષિણમાં ઊતરી ગયા અને ઘણા આર્યો સાથે સેળભેળ થઈ ગયા. ઘણાને ગુલામ બનાવવામાં આવ્યા. આજે કોણ આર્ય અને કોણ અનાર્ય એવા ભેદ પાડી શકાય તેવું રહ્યું નથી.

**અસુર સંસ્કૃતિ એ જ સિંધુ સંસ્કૃતિ !**

એ પછી પણ અતિ ઉચ્ચ ગણાતા યદુ, પૂરુ અને ભૃગુઓ જેવાં કુળો પણ અસુરોનાં હતાં, આર્યોનાં નહિ, એવી એક માન્યતા છે અને એ માન્યતાને કેટલાક આધારો પણ છે વેદો એટલું જણાવે છે કે સૌરાષ્ટ્રમાં આર્યો આવ્યા તે પહેલાં ત્યાં આર્યેતર પ્રજાઓ રહેતી હતી. આ આર્યેતર એટલે અસુરો અને એનાં વિવિધ કુળોની વસાહતો, નગરો વગેરે કઈ રીતે નાશ પામ્યાં એના વિષે બેમત પ્રવર્તે છે. એક તો નદીઓના પ્રવાહ બદલાવાથી કે નદીનાં પૂરોથી અથવા તો ધરતીકંપથી કે જળપ્રલયથી. અને બીજો ઠીકઠીક આધારભૂત એવો મત છે તે એ કે આર્યોએ આ અસુરોનાં નગરો અને કિલ્લાઓનો નાશ કર્યો. ધરતીનાં પડો વચ્ચે દટાયેલી રહી હોય એ સિવાય આજે તો એ માટે બહુ સાબિતીઓ નથી. એ આર્યેતર પ્રજા પાસે સુંદર મરોડદાર લિપિ પણ હતી, જે ઉકેલી શકાઈ નથી. ચોખા અને ઘઉં, ઘી, દૂધ, માખણ અને મધનો ઉપયોગ તેઓ કરતા. આભૂષણોમાં વસ્ત્રો ઉપરાંત સુવર્ણ, હાથીદાંત અને કિંમતી પથ્થરોનો પણ ઉપયોગ કરતા. સુંદર કોતરણીવાળાં કંકણો પણ પહેરાતાં. વાળગૂંથનની સુંદર કળા ધરાવતા. વિશાળ

રાજમાર્ગો, યોજનાપૂર્વકની નગરરચના, હવા-પ્રકાશની સગવડવાળાં અને ગંદા પાણીનો નિકાલ થાય એવાં સુંદર મકાનોમાં રહેતા, ઉદ્યાનો અને રમતગમતનાં મેદાનો પણ હતાં એમ સિંધુ સંસ્કૃતિના અવશેષો અને એમના નગરોના ખોદકામ ઉપરથી આપણને જાણવા મળે છે.

સૌરાષ્ટ્રના સૂક્ષ્મ પાષાણ યુગની સંસ્કૃતિ વિષે જાણવાનાં સાધનો હજી નથી મળ્યાં ત્યાં સુધી એમ કહી શકીએ કે સૌરાષ્ટ્રમાં સંસ્કૃતિનું જે પહેલું પરોઢ ઊગ્યું તે સાગર સંસ્કૃતિનું હતું. વેદો કહે છે કે આર્યો સૌરાષ્ટ્રમાં સાગરમાર્ગે આવેલા સંભવ છે કે સિંધુ કે સરસ્વતીના માર્ગે ઊતર્યા હોય મોટી નદીઓને સાગર કહેતા આજે ય સિંધમાં નદીને દરિયા કહે છે

### સૌરાષ્ટ્રનો પહેલો આર્ય રાજવી શર્યાતિ

કથાનક એવું છે કે દુર્વાસા ઋષિ પોતાની પુત્રી સાથે ગોતમી નદીને તીરે ચક્રપાણિ તીર્થની યાત્રાએ આવેલા. નાહવા ગયા ત્યારે એમની કોપીન સુદ્ધાં દસ્યુઓ ઉઠાવી ગયા. આથી ક્રોધે ભરાઈને દુર્વાસા ઋષિએ પોતાના શિષ્ય બલિરાજાને પાતાળ-વામનસ્થળીમાંથી બોલાવી દસ્યુઓનો નાશ કર્યો. આ કથાનકને કેટલે અંશે સત્ય માનવું તે પ્રશ્ન છે પણ વામનસ્થળી, પાતાળ ને બલિરાજાનો એક મેળ ખાય છે પુરાણોમાં ઠીકઠીક કાલવ્યતિક્રમ દેખાય છે કેટલીક વાર એક યુગનાં માનવી બીજા યુગમાં પણ રજૂ કરેલ છે. પણ સૌથી પહેલો સૌરાષ્ટ્રનો આર્ય રાજા તે મનુ વૈવસ્વતનો પુત્ર શર્યાતિ હોવાના વિશેષ આધારો મળે છે સૌથી પહેલાં શર્યાતિ આવ્યા કે ભૃગુઓ તે પણ એક પ્રશ્ન છે. એમ કહેવાય છે કે ભૃગુઓએ આવીને ભૃગુકચ્છ વસાવ્યુ. એના વિષે પણ બે મત છે. કારણ કે આજના ભરૂચનુ એક નામ ભૃગુકચ્છ કહેવાય છે તેમ એક માન્યતા પ્રમાણે ભરૂચનુ નામ ભૃગુકચ્છ નહિ પણ ભરૂકચ્છ કે ભરૂઅચ્છ હતું. ભૃગુઓ સાથે એ નામને સંબંધ નથી. પણ ભૃગુઓનો વસવાટ સરસ્વતી અને નર્મદા તીરે હતો ભૃગુઓ પણ સાગરમાર્ગે-(સંભવ છે કે સરસ્વની નદીદ્વારા) સૌરાષ્ટ્રમાં ઊતરીને પછી આગળ

વધ્યા હોવાના કેટલાક આધારો છે. ચૂડા પાસેનું આજનું ભૃગુપુર ભાર્ગવોના પ્રથમ વસવાટનું ગામ ગણાય છે.

**ભૃગુ–ચ્યવનનો આશ્રમ ગુજરડા સ્થાને**

ભૃગુઓના મુખ્ય આગેવાન ચ્યવન ઋષિ ગણાય છે. ચ્યવન ઋષિનો આશ્રમ જૂનાગઢ પાસેના ગુજરડા ગામે હોવાનું મનાય છે. સરસ્વતી નદી પ્રભાસક્ષેત્રે ઠલવાતી હતી અને એના તીરે તીરે અનેક ઋષિ આશ્રમો અને તીર્થો હતાં. ચ્યવન ઋષિનો આશ્રમ પણ સરસ્વતીના મુખ આગળના તીરે હોવાનું કહે છે. એથી તો સિદ્ધ થાય કે એ આજના ગુજરડા ગામે હોઈ શકે. ચાર પાંચ હજાર વર્ષમાં સૌરાષ્ટ્રની જ નહિ પણ ભારતની ભૂરચના પણ ઠીકઠીક બદલાઈ ગઈ છે. લગભગ બધી નાની મોટી નદીઓએ પ્રવાહો બદલ્યા છે. તે દિવસોમાં સૌરાષ્ટ્ર અને સરસ્વતીના તીરપ્રદેશની કલ્પના જ કરવાની રહે છે બીજું સરસ્વતીતીરે એક સોમતીર્થ હોવાનો ઉલ્લેખ છે એ સોમતીર્થ તે આજનું સોમનાથનું તીર્થ કે ગુજરાતનું સોમતીર્થ તે પણ વિવાદનો પ્રશ્ન રહે છે. આજનું શિહોર તે બુદ્ધકાલીન સિંહપુર ગણાતું, પણ એનું પૌરાણિક નામ છે સારસ્વતપુર આ નામ પણ વૈદિક સરસ્વતીના સંબંધે પડયું ગણાય છે. એ સારસ્વતપુરમાં પણ ઋષિ–આશ્રમો હોવાના ઉલ્લેખો છે.

**વેદકાલીન સૌરાષ્ટ્ર**

આમ અસુર યુગ પછીના સૌરાષ્ટ્રના વેદકાલીન સંબંધો બહુ સ્પષ્ટ છે. ભૃગુઓને જો અસુર ગણવામાં આવે તો ભાર્ગવ ચ્યવન ઋષિ સાથેનો ઈન્દ્રનો અણબનાવ બહુ નોંધપાત્ર બને એક મત પ્રમાણે ચ્યવન પોતે જ ભૃગુ હતા. અને ભૃગુઓનો જે મત તે અથર્વ, એ મતના અથર્વણ કહેવાયા. અથર્વવેદ ભાર્ગવોએ રચેલો ગણાય છે અથર્વ વેદ ઘણો જૂનો વેદ છે, અથર્વવેદ પોતે કહે છે તેમ એ વેદોમા સહુથી પુરાણો છે આમ ચ્યવન પોતે ભૃગુ હોય અને અથર્વવેદ ભાર્ગવોએ રચેલો હોય તો આ સૌરાષ્ટ્રના કિનારેથી એક દિવસ ધાર્મિક સંસ્કૃતિની

પરંપરા પૌરાણિક ભારતના નવ નવ ખંડોમાં ગાજતી થઈ હશે

**અથર્વવેદનો સ્રોત અહીંથી વહ્યો ?**

ભૃગુ અથર્વણ અને અંગિરસ એક જ વ્યક્તિ માટે હોવાનું પણ મનાય છે અંગિરસ વેદ એ ઈરાનનો ઝંદ અવસ્તા-જરથોસ્તી ધર્મ ગણાય છે આ અસુર ગણાયેલ ઈરાનીઓના કુળગુરુ ભાર્ગવ શુક્રાચાર્ય હતા આથી એવી માન્યતા ઉપર અવાય છે કે આ અથર્વવેદ ધાર્મિક સંસ્કૃતિના ત્રણ ભિન્ન સ્વરૂપે પ્રસર્યો એક તો જરથોસ્તી ધર્મરૂપે પશ્ચિમ એશિયા સુધી, બીજો ગીતાબોધરૂપે ભારતભરમાં અને ત્રીજો સુધારક બૌદ્ધધર્મ સ્વરૂપે લગભગ જગતભરમાં તો એ ધર્મત્રયીની પરંપરા એ કાળના આનર્ત કે અનૂપ દેશ એટલે આજના સૌરાષ્ટ્રમાંથી વહેતી થયેલી કહી શકાય તો પશ્ચિમ હિંદનું આ ધર્મ અને સંસ્કૃતિનું પરમ ધામ વિશ્વસંસ્કૃતિ અને વિશ્વધર્મનું પારણું બન્યું હોવાનું કહી શકાય

**પ્રાચીન પશ્ચિમ હિંદનું દ્વાર સૌરાષ્ટ્ર**

આમ અસુરોની સંસ્કૃતિના વિનાશ કે વિનય પછી વૈદિક સંસ્કૃતિ સાથે સૌરાષ્ટ્ર ઘનિષ્ઠ રીતે સંકળાયેલ છે સૌરાષ્ટ્રના સાગર અને સરિતાના કિનારા સંસ્કાર વેપાર વાણિજ્ય અને વિજયપ્રસ્થાનથી તે દિવસે ગાજતા હશે સૌરાષ્ટ્રને અને રાજધાની દ્વારિકાને પસંદ કરવા પાછળ પણ કૃષ્ણની રાજનીતિ ગહેરી કહેવાય છે સૌરાષ્ટ્ર એની ભૌગોલિક સ્થિતિને કારણે નવખંડોનું સંગમ સ્થાન બનેલું હજી અસુર કુળના દાનવો, દૈત્યો વગેરે સાગર અને નદી મુખોદ્વારા ભારતમાં પ્રવેશ કરીને અને ભારતમાં રહ્યા રહ્યા રાજ્યોની ઊથલપાથલ મચાવતા હતા જરાસંધ આસિરિયાનો બેનપાન (બાણાસુર), શાલ્વ કાળયવન વગેરે કૃષ્ણને મહાત કરવા પાછળ પડેલા ત્યારે સૌરાષ્ટ્ર જ ભારતનું એવું પ્રભુદત્ત બારુ હતું કે જ્યાં સંપૂર્ણ સંરક્ષણ લઈને દુશ્મનોનો પરાભવ કરી શકાય, સરિતા તથા સાગરકિનારાઓનું રક્ષણ કરી શકાય યાદવો જરાસંધ વગેરેથી નાસીને આવ્યા હોય તોપણ એમણે ભૌગોલિક દષ્ટિએ ઘણું મહત્ત્વનું થાણું પકડ્યું કહી શકાય પુરાણો કહે છે કે આ યાદવો

દરિયામાર્ગે સૌરાષ્ટ્રમાં ઊતરેલા.

**સૌરાષ્ટ્રનું પ્રાચીન પાટનગર કુશસ્થળી**

યાદવો સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે સૌરાષ્ટ્ર દ્વીપ હતો. એને કુશદ્વીપ અને કુશસ્થળી પણ કહેતા. ઘાસચારાની વિપુલતાને કારણે કુશદ્વીપ કહેવાતો હોય કે પછી કુશ નામના દૈત્યનું ત્યાં રાજ્ય હોવાને કારણે કહેવાતો હોય. આ કુશદ્વીપમાં રૈવત નામનો આર્ય રાજા રાજ કરતો હતો. મનુ વૈવસ્વતના પુત્ર શર્યાતિએ આ રાજધાની વસાવેલી. શર્યાતિનો પુત્ર આનર્ત થયો. આનર્ત ઉપરથી આ દેશનું નામ આનર્ત પડયું. આનર્ત નામ પડવા પાછળ મતમતાંતરો છે પણ રાજાના નામથી દેશનું નામ પડે એવી પરાપૂર્વની પ્રથાને સ્વીકારીને જ આગળ વધીએ રેવતની સાથે યાદવોને યુદ્ધ થયું. રેવત હાર્યો. એણે એની પુત્રી કૃષ્ણના મોટાભાઈ બલરામને પરણાવી અને પોતે ગિરનારમાં તપ કરવા ચાલ્યો ગયો. ગિરનાર પહેલાં જે ઉજ્જયન્ત કે ઉર્જયન્ત કહેવાતો તે રૈવત ઉપરથી રૈવતગિરિ અને રૈવતાચળ કહેવાતો થયો. ગિરનાર ચોરાસી સિદ્ધોનું બેસણું ગણાતો. સિદ્ધો, તપસ્વીઓ અને ઋષિઓનું પરાપૂર્વનું તે ધામ હતું. કૃષ્ણના પિતરાઈ નેમીનાથ ભગવાનથી તે જૈનો માટે પણ પવિત્ર યાત્રાધામ બન્યો. જેમ શત્રુંજય આદિનાથ ભગવાનની તપશ્ચર્યાથી પવિત્ર બન્યો તેમ.

યાદવો માટે કૃષ્ણે રાજધાની તરીકે દ્વારિકા વસાવ્યું. આ દ્વારિકા વિષે ઘણા મતમતાંતરો છે. સંભવ છે કે વૈદિક સરસ્વતી એ કાળે જૂનાગઢ આસપાસ થઈને પ્રભાસ ક્ષેત્રે દવવાતી હોય. કુશસ્થળી જો ગિરનાર આસપાસ હતું તે સરસ્વતીના કિનારે હોય, જો આજના ગુજરાતમાં આવેલ ચ્યવન ઋષિનો આશ્રમ સાચો ઠરે, તો એ આશ્રમ સરસ્વતી-તીરે હતો એવો પૌરાણિક ઉલ્લેખ છે. તો કુશસ્થળી પણ શા માટે સરસ્વતી તીરે ન હોય? જો કે જૂનું ગિરિનગર ગિરનારની છેક તળેટીમાં હતું.

**યાદવકુળો અને દ્વારિકા**

એક મત કુશસ્થળીને જ દ્વારિકા માને છે, ને તે જૂનાગઢ આસ-

પાસે જ હોવાનું કહે છે. એ મતનો સ્વીકાર કરીએ તો પણ એ દ્વારિકા વહાણનો અવરજવર થઈ શકે એવી વિશાળ સરિતાને તીરે જ હોવાનો વધુ સંભવ લાગે છે. એક મત પ્રમાણે સરસ્વતી સૌરાષ્ટ્ર ચીરીને પ્રભાસ ક્ષેત્રે સાગરને મળતી હોવાનું કહે છે. બીજા મત પ્રમાણે મૂળ દ્વારિકા તે જ યાદવોની રાજધાની દ્વારિકા હોવાનું કહે છે. ત્રીજો મત એ સુવર્ણ દ્વારિકા સાગરમાં ડૂબી ગઈ હોવાનું માને છે. દ્વારિકા એટલે દ્વાર, દ્વાર એટલે બાર, દરિયાઈ ભાષામાં આપણે જેને બારું કહીએ છીએ તે. એટલે દ્વારિકા કાં તો સાગરતીરે અથવા તો સાગર જેવી સરિતાને તીરે હતી એટલું તો ચોક્કસ. સંભવ છે કે ભૂસ્તરમાં ફેરફાર થતાં જ દરિયો સૌરાષ્ટ્રથી જેમ દૂર ખસતો જાય છે તેમ એક કાળે ગિરિનગર-જૂનાગઢ કે ગિરનારના પાદપ્રક્ષાલન કરતો હોય. પછી જેમ જેમ દરિયો દૂર જતો ગયો તેમ તેમ પ્રભાસ ક્ષેત્રનો વિસ્તાર પણ વધતો ગયો હોય કે ઠેલાતો ગયો હોય. સાડાપાંચ કે ચાર હજાર વર્ષ પહેલાં પ્રભાસ અને દરિયો આજની સ્થિતિમાં હોઈ શકે જ નહિ.

મૂળ દ્વારિકા વિષે મતભેદ હોય તો પણ યાદવોના જમાનામાં ભારતમાં એ સૌથી સમૃદ્ધ નગરી હતી એટલું તો સૌ કોઈ સ્વીકારે છે. જેમ એ સુવર્ણ દ્વારિકા હતી તેમ વિદ્યાકળામાં પણ શ્રેષ્ઠ હતી. યાદવો જેટલા યુદ્ધપ્રિય હતા એટલા જ કળાપ્રિય હતા. એ કાળે ભારતની રાજધાની તો હસ્તિનાપુર-ઇન્દ્રપ્રસ્થ એટલે આજની દિલ્હી હતી. પણ રાજનીતિ અને ધર્મનીતિનાં સૂત્રો તો દ્વારિકામાંથી જ અપાતાં.

### યાદવોનું ગણરાજ્ય અને ગોપસંસ્કૃતિ

યાદવોએ દ્વારિકાને રાજધાની તો બનાવી પણ ગણરાજ્યની પ્રથા યાદવોમાં પ્રથમથી હતી. યાદવોના આગેવાન શ્રીકૃષ્ણ હતા. છતાં રાજ ઉગ્રસેનના નામથી ચાલતું હતું અને તમામ યાદવો રાજ્યના સરખા હિસ્સેદાર ગણાતા. ગણતંત્ર-ગણરાજ્યના એટલે કે આજની લોકશાહીના પાઠ તો સૌરાષ્ટ્રને સૌ પ્રથમ લોકનાયક શ્રીકૃષ્ણે પઢાવેલા. લોકશાહીની પદ્ધતિ અત્યારના જુદી હશે. યાદવો ગોપાલક હતા. ખેતી પણ કરી જાણતા

પણ બધા યાદવો ગોપ ગણાતા. શ્રીકૃષ્ણનું બાલપણ પણ ગોપ તરીકે જ વીતેલું. *યાદવોનું ગોપજીવન એ સૌરાષ્ટ્રનું ગોપજીવન બન્યું* મેદાનના વસાહતી આર્યો પ્રથમથી જ ગૌપ્રેમી ને પશુપાલક હતા. પણ શ્રીકૃષ્ણના આ ગૌપ્રેમ અને ગોપ સંસ્કારે તો ભારતભરમાં ગોપસંસ્કૃતિનું સર્જન કર્યું. ગૌપાલન એ ગૃહસ્થ ધર્મ બન્યો, રાષ્ટ્રધર્મ બન્યો. સૌરાષ્ટ્ર એને માટે સગવડભર્યો દેશ હતો. એની નદીઓ, એનાં વન જંગલ, એનો વિશાળ ઘાસચારો ને ગૌચરો જેમ કૃષ્ણને મોરલી વિનાના, મોરમુગટ *વિનાના, પીતાંબર વિનાના ન કલ્પી શકાય તેમ ગાય વગરના–ગૌધેન* વગરના પણ ન કલ્પી શકાય. એ સંસ્કાર આજે ત્રણ સાડાત્રણ કે પાંચ હજાર વર્ષ પછી પણ સૌરાષ્ટ્રમાં એટલો જ દૃઢીભૂત છે. આજે ખેતી પછી બીજા નંબરનો સૌરાષ્ટ્રમાં જો કોઈ ઉદ્યોગ ગણી શકાય તો એ ઘી દૂધનો–પશુપાલનનો. વહાણવટાને બાદ કરતાં સૌરાષ્ટ્રનું આંતરિક જીવન એ ગોપજીવન જ હતું. ખેતીનું સ્થાન એના પછી આવતું.

### સૌરાષ્ટ્રના હાડમાં પડેલી ગોપસંસ્કૃતિ

આ ગોપસંસ્કૃતિએ ઋતુઋતુના ધાર્મિક ઉત્સવો આપ્યા, સમૃદ્ધિ આપી, આદર, આતિથ્ય ને ઔદાર્ય આપ્યાં, ગીત-સંગીત આપ્યાં, લોકજીવનને એક ઉમદા સંસ્કાર આપ્યો. સૌરાષ્ટ્રના મોટા ભાગના ઉત્સવો તે ગોપ સંસ્કૃતિમાંથી ઊતરી આવ્યા છે. આ ગોપ સંસ્કાર સૌરાષ્ટ્રના હાડમાં એટલો ઊંડો ઊતરી ગયો કે ગાયોના રક્ષણ માટે માથાં અપાવાં શરૂ થયાં. પોતાના વિરોધી કે વેરીને બેઆબરૂ કરવો હોય કે નાક કાપવું હોય તો એ ગામની ગાયો વાળી જવી. આ ગાય કે ગાયો વાળી જતાં ગઈ કાલ સુધી રાજપૂતો અને કાઠીઓ મીંઢોળ-બંધા નીકળી પડતા. માથાં મેલીને પણ ગાય કે ગાયોને પાછી વાળી આવતા. ગાયો માટે સૌરાષ્ટ્રમાં અસંખ્ય નાની મોટી લડાઈઓ ખેલાઈ છે. એટલી કદાચ ભારતભરમાં ગાયો માટે નહિ ખેલાઈ હોય. વૃષભ એ જેમ બળનું પ્રતીક તેમ ગાય એ ગોપસંસ્કૃતિ અને કૃષિસંસ્કૃતિનું ધાર્મિક પ્રતીક રહેલ છે.

યાદવો અનેક નાની મોટી લડાઈઓ લડયા છે છેલ્ના મહાભારતના યુદ્ધને બાદ કરતાં સૌરાષ્ટ્રના સાગરકિનારાથી એસિરિયા (આજના સિરિયા આસપાસનો પ્રદેશ) ઉપરની ચડાઈ એ ભારત બહારની સૌરાષ્ટ્રના યાદવોની કદાચ પહેલી જ ચડાઈ ગણી શકાય જેમાં બેનીપાલ–બાણાસુરને હરાવીને એની પુત્રી ઉષાને પોતાના પૌત્ર અનિરુદ્ધ સાથે પરણાવી ઉષાહરણ આજે ઓખાહરણ આખ્યાન તરીકે પ્રસિદ્ધ છે. એનાં ગીતો પણ ઉજવાય છે ઉષા એ અસુરો અને યાદવોના લોહી મિશ્રણની અસુર અને આર્ય સંસ્કૃતિના સમન્વયની પ્રમુખ કડી છે યદુકુળ અસુર હોય કે ન હોય પણ યદુપુત્ર હરિઅશ્વ કે હર્યશ્વ મધુદૈત્યની પુત્રી વેરે પરણેલા. વસુદેવ અસુર કંસની બહેન દેવકી સાથે પરણેલા, કૃષ્ણ પોતે જાંબુવાનની પુત્રી સત્યભામા સાથે પરણેલા, અને છેવટે અસુર બાણાસુરની પુત્રી ઉષા સાથે પૌત્ર અનિરુદ્ધને પરણાવેલો. શિવ નૃત્યના દેવ ગણાય છે તેમ ઉષા ભારતીય નૃત્યની પ્રેરણામૂર્તિ ગણાય છે મણિપુરી નૃત્યમાં સર્વોચ્ચ કુશળતા પ્રાપ્ત કરનારને 'ઉષા'નું બિરુદ અપાય છે. સૌરાષ્ટ્રના રાસ એ ઉષાએ શીખવેલા લાસ્ય નૃત્યના જ પ્રકાર છે ઉષા ઉપરથી જેમ ઓખાહરણ થયું તેમ ઓખા મંડળ પણ ઉષા ઉપરથી પડયું કહેવાય છે

### લોકનાયક શ્રીકૃષ્ણ

જેમ ગોપાલનનો, યુદ્ધનો, ગણરાજ્યનો, કળાનો તેમ સૌરાષ્ટ્રને સૌંદર્યનો સંસ્કાર પણ શ્રીકૃષ્ણે આપ્યો એ જમાનામાં વિજયી રાજા પરાજિત દેશમાંથી જર જવાહર, પશુઓ તેમ રૂપવતી સ્ત્રીઓને પણ લઈ જતો. કૃષ્ણે એના જેટલા જેટલા રાજાઓને સંહાર્યા કે પરાજિત કર્યા એ તમામને ત્યાંથી એની રાજકુમારીઓ કે રૂપવતી સ્ત્રીઓને છોડાવી અને સૌરાષ્ટ્રમાં સહારો આપ્યો એની ગણતરી તો સોળ હજાર એક સો ને આઠ જેટલી થાય છે એ બધી કાંઈ કૃષ્ણની હરણ કરેલી નહોતી તેમ કૃષ્ણની પરિણીતા પણ ન હતી એથી સૌરાષ્ટ્રને રૂપનો સંસ્કાર વારસો મળ્યો, એટલું જ નહિ પણ વેશભૂષા, આભૂષણો, રંગરાગ,

આચારવ્યવહાર, યોગ અને વ્યાયામદ્વારા પોતાના સુરેખ અને સૌષ્ઠવભર્યા દેહથી સુંદર તેજસ્વી અને બળવાન દેહની પ્રેરણા આપી લોકજીવનને સૌંદર્યનો આદર્શ પૂરો પાડ્યો.

કૃષ્ણની સૌથી મોટી દેન તો ગીતાધર્મની ગીતા એમણે લખી કે બીજા કોઈએ, પણ ગીતાધર્મ એમણે પ્રબોધ્યો એમના જીવનના પ્રત્યેક કર્તવ્ય અને આચારવિચારદ્વારા. ભલે એ ઉદ્દ્બોધન કુરુક્ષેત્રના મેદાનમાંથી થયું હોય, પણ એનું ઘડતર જીવન અને વ્યવહારદ્વારા સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર થયું હતું. જેમ ગાંધીજીનો ઉછેર સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર થયો હતો તેમ. સૌરાષ્ટ્ર કૃષ્ણની ક્રીડાભૂમિ જ નહોતું પણ સાધનાભૂમિ પણ હતું. ગીતાધર્મનું ઉદ્બોધન કુરુક્ષેત્રમાં થયું હોય કે પછી હસ્તિનાપુરમાં થયું હોય. આમ સૌરાષ્ટ્ર માટે તો કૃષ્ણ સંશોધન કે વિવાદનો પ્રશ્ન નથી પણ પ્રાણમૂલ સંસ્કાર છે. લોકોના આચાર, વિચાર, વ્યવહાર, ધર્મ, કળા, કુનેહ, યુદ્ધ અને શાંતિની આદર્શ મૂર્તિ છે—બાલ્યકાળથી માંડીને વૃદ્ધાવસ્થા સુધીની. કૃષ્ણે રાજધર્મ તો આપ્યો પણ લોકધર્મ પણ પ્રસ્થાપ્યો. લોકજીવનના ઘડતરમાં અણુ એ અણુમાં કૃષ્ણનો સંસ્કાર ધબકતો પડ્યો છે.

**લોકસંસ્કૃતિનો પ્રાણ શ્રીકૃષ્ણ**

ઓખા મંડળથી જાફરાબાદ સુધીનાં અનેક સ્થળો સાથે કૃષ્ણનું નામ જડાયેલું છે. એમાંથી પાંચ સ્થળ તો અવિસ્મરણીય બન્યાં છે. એક દ્વારિકા. બીજું માધવપુર, જ્યાં રુકિમણી સાથે કૃષ્ણનો વિવાહ થયેલો. ત્રીજો શિવરાત્રીનો મેળો, જે સાધુઓના મેળામાં કૃષ્ણે સાધુવેશી અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવ્યું. ચોથું ગોપ, જ્યાં સ્યમંતકમણિ માટે કૃષ્ણને જાંબુવાન સાથે યુદ્ધ ખેલવું પડ્યું અને સત્યભામા સાથે પરણ્યા. પાંચમું દેહોત્સર્ગ. વિષ્ણુનો અવતાર મનાયા પછી કૃષ્ણ નામ શ્વાસપ્રાણ રહ્યું છે અને એ નામ સાથે જોડાયેલાં સ્થળો ભારતવાસીઓ માટે હજારો વર્ષોથી યાત્રાધામ રહ્યાં છે. વચગાળામાં સૌરાષ્ટ્રનું નામ જીવતું રહ્યું તે પણ દ્વારિકાના તીર્થધામને કારણે જ. ભાગવત ધર્મ પ્રાચીન હોવા છતાં કૃષ્ણના અવતાર પછીનો કૃષ્ણ જ ભાગવત ધર્મના પ્રાણ રહ્યા છે.

કૃષ્ણે લોકજીવનમાં જે ઉલ્લાસનું તત્ત્વ પ્રેર્યું તે એવું અક્ષય નીવડ્યું છે કે એનાથી આજ ત્રણ ચાર હજાર વર્ષ પછી પણ પ્રજા દુ ખો હળવાં બનાવીને સહી શકે છે, વેદનાઓને ઘોળીને પી જઈ શકે છે, પરમ આનંદભાવથી ભીંજાતા રહે છે ઊચનીચ કે સ્ત્રીપુરુષના ભેદભાવ ભૂલીને મસ્ત બનીને નાચે છે, પ્રાણને પ્રફુલ્લ બનાવે છે તાજગી ને તરવરાટનું ભાથું ભરે છે પરમભાવ મુક્ત જીવનનો આનંદ આપનારું સાધન હજી સુધી તો કૃષ્ણ જ રહ્યા છે અનેક યાદવાસ્થળીઓ પણ જીવનનો એ મુક્ત આનંદ ઝૂટવી શકી નથી એવો એ અમર સંસ્કાર વારસો છે એ ઉત્સવો મનોરંજન કે વિનાસનાં સાધનો બન્યાં હશે કે બનતાં હશે પણ એની ચિરંજીવિતા તો ઉત્સવોમાં રહેતી ધાર્મિક સાત્ત્વિકતા જ છે લોકસંસ્કૃતિનો એ અણમોલ સંસ્કાર છે

## યાદવાસ્થળી પછીનું સૌરાષ્ટ્ર

એ પછી પણ યાદવાસ્થળીએ સૌરાષ્ટ્રને બીજી રીતે મરણતોલ ફટકો માર્યો જેમ કુરુક્ષેત્રના યુદ્ધ ભારતને ભાંગ્યું તેમ યાદવોના આંતર કલહે સૌરાષ્ટ્રને ભાંગી નાખ્યું અનેક રીતે બળવાન અને સમૃદ્ધિવાન બનેલા યાદવોની એ શક્તિ દ્વારિકા કે સૌરાષ્ટ્રમાં ન સચરી શકાઈ ભારતનો એક વિનાશક પુરાણો રોગ તે દ્યૂત અને સુરાનો, જુગાર અને શરાબનો ધર્મરાજા જેવા પણ એમાં ફસાયેલા ત્યારે સામાન્ય લોકોનું તો પૂછવું જ શું ? પુરાણોમાં આ જુગાર અને સુરાપાનથી વ્યક્તિઓ કે રાજ્યોના વિનાશના કિસ્સાઓ પણ મળી આવે છે અસુરોમાં પણ આ રોગ હોવાનું જણાયું છે સમૃદ્ધિ અને શક્તિથી મદહોશ બનેલા યાદવો પણ જુગારે અને શરાબીએ ખૂબ ખૂબ ચડી ગયેલા એમાંથી આંતરકલહમાં ઊતર્યા અને છેવટ યાદવાસ્થળીમાં સર્વનાશ વહોર્યો યાદવોના આ કરુણ વિનાશથી દુ ખી થયેલા કૃષ્ણનું મોત પણ એક પારધીના તીરથી વિચિત્ર રીતે થયું વેદકાળ પહેલાંના ચાર પાંચ હજાર વર્ષથી જે સૌરાષ્ટ્ર સમૃદ્ધિ શક્તિ અને સંસ્કારથી ધમકતું હતું એ સૌરાષ્ટ્ર અંધકારમાં ફેંકાઈ ગયું વૈદિક સરસ્વતી કોઈ જળપ્રલય કે

ધરતીકંપને કારણે લુપ્ત બની. એના અવશેષો નાની નદીઓ કે તીર્થો ને આશ્રમસ્થાનો રૂપે રહ્યા. સૌરાષ્ટ્ર બેટમાથી દ્વીપકલ્પ બનતો ગયો. એક બાજુ ખભાતના અખાતથી રાધનપુર સુધી રણનો પટ્ટો પડી ગયો. કચ્છનો સમુદ્ર રણમાં પલટાવા લાગ્યો. બીજો ઊભો પટ્ટો ઠેઠ મારવાડથી પંજાબ સુધી રણમાં પલટાઈ રહ્યો. નદીઓના પ્રવાહો બદલાયા. ફળદ્રુપ અને હરિયાળી જમીન ગ્રુ અને ખારાપાટને કારણે વેરાન બનતી ગઈ આજે ય અતિવૃષ્ટિ થાય, કચ્છનું રણ ભરાય અને પાણી ઊભરાય તો તો પાણી સીધાં નળ સરોવરમાં મળે અને નળ સરોવરથી ખભાતના અખાત સુધી પાણીનો પ્રવાહ સધાઈ જતાં દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર બેટ બની રહે આમ સૌરાષ્ટ્રની ભૂરચના ઘણી ઘણી બદલાઈ રહી

**યાદવો પછીનાં ગણરાજ્યો**

યાદવાસ્થળીથી યાદવોનાં તમામ કુળો નાશ પામ્યાં હોવાની એક માન્યતા સાચી નથી. આ યાદવ કુળો દ્વારિકાથી ઉત્તરમાં ઠેઠ મથુરા સુધી, સૌરાષ્ટ્રથી ઠેઠ દક્ષિણના દેશોમાં અને સિંધુમુખથી માંડી પશ્ચિમ એશિયા સુધી પથરાયેલાં હતાં યાદવાસ્થળી પછી સૌરાષ્ટ્રમાં યાદવોનાં કયાં કુળો બાકી રહ્યા તે જાણવા મળતુ નથી. પુરાણો અને લોકકથાઓ પણ જુદી જુદી વાત કહે છે એક કથા મુજબ અનિરુદ્ધના પુત્ર વજ્રનાભને અર્જુન લઈ ગયો ને હસ્તિનાપુરની ગાદીએ બેસાડ્યો. બીજી કથા મુજબ વજ્રનાભના વંશજ સિંધમાં ઊતર્યા ને ત્યાં રાજ્ય ચલાવ્યુ એના કુળના ગજ નામના યાદવે ગીઝની વસાવ્યું. એના પુત્રો પંજાબમાં ઊતર્યા ને સાતવાહને શિયાળકોટ વસાવ્યુ ત્રીજી એક કથા મુજબ બાણાસુરના વજીર કૌભાંડે પોતાની પુત્રી કૃષ્ણના બીજા પુત્ર સાંબ વેરે આપેલી યાદવાસ્થળીમાં યાદવોનો વિનાશ થયો ને બાણાસુરને પુત્ર ન હોતાં કૌભાંડે સાંબના પુત્ર ઉષ્ણીકને તેડાવીને એસિરિયાનો રાજા બનાવ્યો. મુસલમાનના આક્રમણથી બન્ને રાજ્યો ભાંગ્યાં. એના વંશમાં ચંદ્રચૂડ, ચગદા, ભટ્ટી ને જાડેજા થયા. સમા રજપૂત પણ એની શાખા ગણાય છે. ફરીને એ ચૂડાસમા સિંધમાંથી કચ્છમાં ઊતર્યા,

કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા પણ આ બધી દંતકથા અને વહીવંચાની કથા છે ઐતિહાસિક આધારો નહીં

ઐતિહાસિક નિરાધારીતાથી એટલું જ કહી શકાય કે યાદવોથી માંડીને મૌર્યકાલ વચ્ચેના હજારેક વર્ષના ગાળામાં યાદવો, યૌધેય અને આભીરો વગેરેનાં ગણરાજ્યો હોય તો આભીરો નાગજાતિમાંથી ઊતરી આવ્યા ગણાય છે એટલે કે આ ભૂમિના મૂળ વતનીઓ હોઈ શકે આભીરો સ્વરૂપવાન અને મહાબળવાન લડાયક કોમ હતી. એક વખત સિંધ, કચ્છ, સૌરાષ્ટ્રથી માંડીને માળવા સુધી એમની સત્તા હતી. આભીરો એ જ આહિર. આજના આયર ગણીએ તો એમના કહેવા પ્રમાણે તેઓ કૃષ્ણની સાથે જ મથુરા તરફથી ઊતરી આવ્યાનું પણ કહે છે પણ યાદવો પછી મૌર્યકાલ સુધીના લોકજીવનનો કોઈ ચોક્કસ ખ્યાલ મળતો નથી એ વખતના ઇતિહાસના અંધકારને ઇતિહાસકારોએ શૂન્યરૂપ ગણાવેલ છે આજેય એ યુગ ઇતિહાસ અને સંશોધનને પડકારરૂપ છે

તેમ શિહોરના કુમારના સિલોનવિજયને પણ જાતકકથા સાથે જોડી દેવાયેલ હોય. લંકાની લાડી ને ઘોઘાનો વર એ કહેવત સિંહલવિજય ઉપરથી પડી કહેવાય છે. વિજય શિહોરથી ઘોઘા ને શુર્પારક થઈને સિલોન ગયો હોવો જોઈએ. અને ઘોઘા (તે દિવસે જે નામે હોય તે) સિંહપુરને તાબે હોવું જોઈએ.

**કૌટિલ્યે વર્ણવેલું સૌરાષ્ટ્ર**

વિષ્ણુગુપ્ત ચાણક્ય–કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં એવો ઉલ્લેખ મળે છે કે મૌર્યકાળમાં સૌરાષ્ટ્રમાં ગણરાજ્યો હતાં. વહાણવટું આબાદ હતું. સૌરાષ્ટ્રમાં મદુરાથી બીજા નંબરનો કપાસ પાકતો હતો. સુખસમૃદ્ધિ હતી વગેરે. *અસુરો જેમ નગરરચના અને વહાણવટામાં કુશળ હતા* તેમ આર્યો યુદ્ધ અને ખેતી–કૃષીવિદ્યામાં કુશળ હતા. આર્યોના આગમન બાદ ક્રમશઃ ખેતીનો વિકાસ થતો ગયો. જ્યારે મૌર્યોએ ગણરાજ્યોનો નાશ કરીને સૌરાષ્ટ્ર જીતી લીધું ત્યારે પીતનું વાવેતર સૌરાષ્ટ્રમાં સામાન્ય હતું. પ્રજા લડાયક હોવા છતાં કંઠાળની પ્રજા વેપારવાણિજ્યમાં અને અંદરની પ્રજા ખેતીના કામમાં લાગતી. છતાં મુખ્ય પેદાશ એ વખતે ઘી, દૂધ, મધ અને પછી કપાસની હતી વસ્ત્રવિદ્યા તો અસુરોના કાળથી હતી. યાદવોએ એ વસ્ત્રવિદ્યામાં રંગ અને વૈવિધ્ય પૂર્યાં. મૌર્યો આવ્યા ત્યારે અંદરના ભાગમાં કૂવાની જેમ નદીઓમાંથી નાની નહેરો વડે પણ ખેતી કરાતી હતી. પ્રજા આનંદી અને કળાપ્રિય હતી.

**સૌરાષ્ટ્રમાં પહેલાં શક ક્ષત્રપો કે મૌર્યો ?**

ગણરાજ્ય–ગણતંત્ર સારી પદ્ધતિ હોવા છતાં એમની મોટી નબળાઈ આંતરિક યુદ્ધોની હતી. નાનાં નાનાં ગણરાજ્યો અંદર અંદરના ઝઘડાથી ખુવાર થતાં અને પ્રાદેશિક કે દેશની એકતાને નબળી બનાવતાં. પરિણામે બહારના દુશ્મનોને ફાવતું આવતું. એ કાળે એટલે કે ઈ. સ. પૂર્વે ૪૦૦ની આસપાસ ગ્રીક લોકોની ભારતમાં આવવાની શરૂઆત થઈ ગયેલી. એ અરસાની આસપાસ ગ્રીક અને શક લોકો સિંધુમુખે મોઢા કાઢવા મંડેલા. એમાં જુદી જુદી માન્યતાઓ અંગે એકમૂળભૂત

મતભેદ રહ્યા કરે છે બીજી બધી માન્યતાઓની સામે એક મજબૂત માન્યતા છે કે ઈ સ પૂર્વે ૫૧૨ની આસપાસ સૌરાષ્ટ્રમાં શક ક્ષત્રપો આવેલા જ્યારે એમની સામેની માન્યતા અનુસાર શક ક્ષત્રપો ઈ સ. પૂર્વેના પહેલા સૈકાથી માંડી ઈ સ ૭૮ આસપાસ આવેલા. શ્રી ડોનરરાય માંકડની માન્યતાનો સ્વીકાર કરીએ તો ઇતિહાસનો ક્રમ ઠીક ઠીક બદલી જાય છે એ માન્યતા અનુસાર ચદ્રગુપ્ત મૌર્યે ઈ સ. પૂર્વે ૩૨૨ પછી સૌરાષ્ટ્રનાં ગણરાજ્યોનો વિનાશ કરીને સૌરાષ્ટ્ર કબજે કર્યું તે પહેલાં શક ક્ષત્રપો સૌરાષ્ટ્રમાં આવી ગયેલા એ માન્યતા પ્રમાણે યૌધેયગણુ, યાદવગણ અને આભીરગણુનો નાશ ચદ્રગુપ્તે નહિ પણ શક ક્ષત્રપોએ કર્યો ગણાય એ કાલગણના પ્રમાણે સિંહપુરના કુમાર વિજયનો પ્રસગ પણ ઈ સ પૂર્વે ૪૮૩ને બદલે ઘણો વહેલો ગણવો પડે, કારણ કે ઈ સ. પૂર્વે ૪૯૩ની સાલ એ તો ભગવાન બુદ્ધનો નિર્વાણકાલ ગણાય છે ઉપરોક્ત માન્યતા અનુસાર કાલગણના સ્વીકારીએ તો ભગવાન બુદ્ધની કાલગણના પણ ફેરવવી પડે જ્યારે સામાન્ય માન્યતા મુજબ મૌર્ય પછી યવન એટલે કે ગ્રીક અને એ પછી શક લોકો આવ્યા ગણાય છે તેમ છતાં ઉપરની માન્યતા સબળ પુરાવાના આધારે રજૂ કરાયેલી છે.

### સિંધુમુખે પરદેશીઓનો પ્રવેશ

આ પરદેશી જાતિઓના આગમન અને આક્રમણ સાથે સૌરાષ્ટ્રની રાજ્યસત્તા અને લોકજીવનને ઘણો સબધ છે કારણ કે ઈ સ પૂર્વે ૪૦૦ની આસપાસ મોઢું કાઢતા ગ્રીક અને શક લોકોનો સૌરાષ્ટ્રના લોકજીવન ઉપર ઘણો મોટો પ્રભાવ પડચો છે આ ગ્રીકો અને શકોને ભારત સાથે આક્રમણ કરવાનો સહેલો માર્ગ પણ સિંધુ રહ્યો છે અને કચ્છ તથા સૌરાષ્ટ્ર વચ્ચેનો દરિયાઈ માર્ગ આક્રમકોનો આવવા કે જવાનો માર્ગ રહ્યો છે આક્રમક જાતિઓ જો સુસસ્કૃત ન હોય તો જે પ્રદેશોમાથી એ પસાર થાય એને બાળતી અને પ્રજાળતી જાય થોડી સસ્કૃત હોય તો આગળ વધતાં પહેલા જ્યાં જ્યાંથી પસાર થાય ત્યાં

ત્યાંની રાજસત્તા કબજે કરતી જાય, જેથી પીઠ પાછળ કોઈ ઘા ન કરે. બન્ને રીતે જે પ્રદેશોમાંથી જતાં કે વળતાં પસાર થાય એ પ્રદેશોને સહન કરવાનું તો રહે છે જ.

### સૌરાષ્ટ્રમાં મૌર્યકુળનું શાસન

. એવું સિંધુ માર્ગે ઈ. સ પૂર્વે ૩૨૭માં પહેલું આક્રમણ મેસિડોનિયાના રાજા ફિલિપના મહત્ત્વાકાંક્ષી કુમાર એલેક્ઝાન્ડર–આપણે જેને સિકંદરના નામે ઓળખીએ છીએ તે–નું થયેલું. એ વખતે કચ્છનું રણ સમુદ્ર સ્વરૂપ હતું. પાછા વળતાં સિકંદરનું આખું લશ્કર એ કચ્છના રણસમુદ્રમાં આવી ગયેલુ, એટલો એ વિશાળ હતો. સિંધુમુખનો એ પ્રદેશ ત્યારે પાતાલદ્વીપ નામે ઓળખાતો. ઈ. સ. પૂર્વે ૩૦૦માં પણ ગ્રીક એલચી મેગેસ્થેનીસ એ પ્રદેશને પાતાલદ્વીપ નામે ઓળખાવે છે ને સિંધુમુખે ૧૩ જેટલી જાતિઓનો વસવાટ હોવાનું કહે છે. ત્યારે પણ કચ્છ એ સારાષ્ટ્રનો એક ભાગ હતું. પહેલું ગ્રીક–યવન આક્રમણ સૌરાષ્ટ્ર ઉપર શી અસર મૂકતું ગયું તે આપણને જાણવા મળતું નથી. પણ એ પછી મગધના નંદ વંશનો નાશ કરી, ગણરાજ્યોને ખતમ કરી ભારતને એકચક્રી બનાવનાર ચંદ્રગુપ્ત મૌર્યે સૌરાષ્ટ્ર જીતી લીધું અને સૌરાષ્ટ્રના પાટનગર ગિરિનગરમાં પુષ્યમિત્ર નામનો પોતાનો સૂબો મૂક્યાની ઈતિહાસ નોંધ લે છે.

### ગિરનારમાં રાજ્ય, ધર્મ અને સમાજશાસનનો સીમાસ્થંભ

આ મૌર્ય રાજાઓ પોતાના શિલાલેખો દ્વારા સૌરાષ્ટ્રને જગપ્રસિદ્ધિમાં મૂકે છે ને જેની જોડે અર્ધી દુનિયાનો ઈતિહાસ સંકળાયો છે એવા ભારતના ઈતિહાસ ઉપર અનેરો પ્રકાશ પાડે છે. ગિરનારની ગોદમાં ૨૨૦૦ વર્ષોથી પડેલા *ઈતિહાસના અમૂલ્ય વારસસમા* ૭૫ ફૂટના ઘેરાવાના શિલાલેખમાં અશોકની ધર્મલિપિમાં ચૌદ આજ્ઞાઓ કોતરેલી છે. પહેલી આજ્ઞામાં યજ્ઞ કે શિકાર માટે પશુવધ ન કરવાની, બીજીમાં માણસો અને જનાવરો માટે ઔષધિઓનું વાવેતર કરવાની,

જણાવ્યું છે કે 'આ તે સુદર્શન સરોવર છે જે મૌર્ય રાજા ચંદ્રગુપ્તના પ્રાંતિ સૂબા વૈશ્યગુપ્ત(પુષ્યમિત્ર)થી બંધાયેલ, મૌર્ય રાજા અશોક તરફથી રાજ્યકર્તા યવનરાજા તુષાસ્ફથી પ્રણાલિકા વડે શણગારાયેલ અને રાજાને લાયક ઢબથી બંધાયેલ છે' સુદર્શનનું વર્ણન કરતા રુદ્રદામાનો લેખ જણાવે છે કે પર્વતોના શિખર સાથે હરીફાઈ કરતું એનું બાંધકામ છે. તેના કિનારા મજબૂત છે એટલે કે પહોળાઈ, લંબાઈ, ઊંચાઈ વગેરે ખાંઈખાડા વગરનાં છે સ્વચ્છ કામવાળા છે. તેમાં કચરો ન આવે એવી જાળીઓ પાણીનો સંગ્રહ અને વધારાના પાણીના નિકાલ માટે પણ વ્યવસ્થા હોવાનું જણાય છે

**નદીઓનાં પૂરે વેરેલો વિનાશ**

રુદ્રદામનના રાજ્યકાળ દરમિયાન ઈ સ ૧૫૦ની આસપાસ અતિ વૃષ્ટિને કારણે સોનરેખ અને પલાસિની નદીઓમાં ભારે પૂર આવ્યાં અને બંધ તૂટચો એથી ૪૨૦ હાથ લાંબુ, ૪૨૦ હાથ પહોળું અને ૭૫ હાથ ઊંડુ ગાબડુ પડયુ પાણીના ધોધ છૂટચા ને જળપ્રલય જેવી સ્થિતિ કરી મૂકી. લેખમાં જણાવ્યું છે તે મુજબ પર્વતની ટૂંકો, ઝાડવાં, કિનારા, ગઢ ઉપરની દેવડીઓ, અગાશીઓ, મેડીઓ, દરવાજા અને ઊંચા વિસામાઓનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો એને કારણે સરોવરના નદીમુખના તળ સુધી રણ જેવું થઈ ગયું લોકોમાં હાહાકાર વ્યાપી ગયો મહાક્ષત્રપ રુદ્રદામનને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા રુદ્રદામને રાજ્યના ખર્ચે હતો એનાથી ત્રણગણો મોટો બંધ બંધાવ્યો આ કામ પ્રામાણિક અને કર્તવ્યનિષ્ઠ એવા કુલૈપના પુત્ર પહ્લવી સુવિશાખને સોંપ્યું, જે ત્યારે સૌરાષ્ટ્રનો સૂબો હતો

ગિરિનગરનો વહીવટ સોંપાયો. ઇ. સ ૪૫૫માં વળી પાછી અતિવૃષ્ટિ થઈ અને આઠસો વર્ષ પહેલાં ચંદ્રગુપ્ત મૌર્યે બંધાવલો, અશોકે સુંદર બનાવેલો ને રુદ્રદામાએ સમરાવેલો બંધ ફરી પાછો તૂટ્યો. પણ ચક્રપાલિતે બે જ માસના ટૂંકા ગાળામાં હતો એના કરતાં વધારે સરસ રીતે સમરાવીને તૈયાર કર્યો. આ બંધ ૧૦૦ હાથ લાંબો, ૬૮ હાથ પહોળો અને ૭૫ માથોડાં ઊંચો હતો. આવડો વિશાળ બંધ બાંધવા પાછળ અઢળક દ્રવ્ય ખરચાયેલું. બંધ બંધાઈ રહેતાં સરોવરની ટેકરી ઉપર વિષ્ણુનું મંદિર બાંધવામાં આવ્યું અને બ્રાહ્મણો તથા નગરજનોને પ્રસન્ન કરવામાં આવ્યા. દામોદરજીના મંદિરમાં આજે એ પુરાણા વિષ્ણુમંદિરની એક મૂર્તિ છે. એ મૂર્તિ દામોદરજીના જીર્ણોદ્ધાર વખતે કોટના પાયામાંથી મળી આવેલી.

**ભારતનાં ત્રણ ત્રણ સામ્રાજ્યોનું સાક્ષી**

આજે તો એ સુદર્શન તળાવનું નામનિશાન નથી. પણ આઠસો વર્ષ સુધી એ સુ–દર્શન સરોવર ગિરનારની ગોદમાં ઝૂલતું હતું સંભવ છે કે છેલ્લું સમરાવ્યા બાદ બીજાં બસો ત્રણસો વર્ષ સુધી પણ ટકી રહ્યું હોય. આમ એકાદ હજાર વર્ષ સુધી સૌરાષ્ટ્રનું એ સુદર્શન સૌરાષ્ટ્રની જ નહિ પણ મગધના સામ્રાજ્ય અને ઉજ્જયિનીના ક્ષત્રપ રાજ્યની શોભારૂપ હતું. આ એક જ સરોવર આપણને સૌરાષ્ટ્રમાંના સાતસો વર્ષના મૌર્ય, ગ્રીક, શક, ક્ષત્રપ અને ગુપ્ત વંશના ઇતિહાસ કહી જાય છે. ચંદ્રગુપ્તની સુદૃઢ રાજ્યવ્યવસ્થા, દીર્ઘદૃષ્ટિ અને પ્રજાપાલન, અશોકના સુશાસન, ધર્માચાર ને લોકાચાર, સમાજવ્યવસ્થા ને ધર્મ તથા નીતિ, ક્ષત્રપોના ઉચ્ચ સંસ્કાર, હૃદયનું ઔદાર્ય, પ્રજાકીય નીતિ અને શાસનવ્યવસ્થા, ગુપ્તોની લોકપ્રિયતા અને પ્રજાકીય કામોની તત્પરતા અને સાથોસાથ મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત રાજ્યોની પ્રગતિશીલ લોકનીતિ.

**સત્ નામની છડી પોકારતા અવધૂત શિલાલેખો**

આ સુદર્શન તળાવના ભવ્ય બાંધકામથી સૌરાષ્ટ્રના સલાટો અને

જણાવ્યું છે કે 'આ તે સુદર્શન સરોવર છે જે મૌર્ય રાજા ચંદ્રગુપ્તના પ્રાંતિ સુબા વૈશ્યગુપ્ત( પુષ્યમિત્ર )થી રચાયેલ, મૌર્ય રાજા અશોક તરફથી રાજ્યકર્તા યવનરાજ તુષાસ્ફથી પ્રણાલિકા વડે શણગારાયેલ અને રાજાને લાયક ઢબથી બંધાયેલ છે.' સુદર્શનનું વર્ણન કરતાં રુદ્રદામાનો લેખ જણાવે છે કે પર્વતોના શિખર સાથે હરીફાઈ કરતું એનું બાંધકામ છે. તેના કિનારા મજબૂત છે. એટલે કે પહોળાઈ, લંબાઈ, ઊંચાઈ વગેરે ખાઈખાડા વગરનાં છે. સ્વચ્છ કામવાળા છે. તેમાં કચરો ન આવે એવી જાળીઓ પાણીનો સંગ્રહ અને વધારાના પાણીના નિકાલ માટે પણ વ્યવસ્થા હોવાનું જણાય છે.

## નદીઓનાં પૂરે વેરેલો વિનાશ

રુદ્રદામનના રાજ્યકાળ દરમિયાન ઈ. સ. ૧૫૦ની આસપાસ અતિવૃષ્ટિને કારણે સોનરેખ અને પલાસિની નદીઓમાં ભારે પૂર આવ્યાં અને બંધ તૂટયો. એથી ૪૨૦ હાથ લાંબું, ૪૨૦ હાથ પહોળું અને ૭૫ હાથ ઊંડું ગાબડું પડયું. પાણીના ધોધ છૂટયા ને જળપ્રલય જેવી સ્થિતિ કરી મૂકી. લેખમાં જણાવ્યું છે તે મુજબ પર્વતની ટૂંકો, ઝાડવાં, કિનારા, ગઢ ઉપરની દેવડીઓ, અગાશીઓ, મેડીઓ, દરવાજા અને ઊંચા વિસામાઓનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો. એને કારણે સરોવરના નદીમુખના તળ સુધી રણ જેવું થઈ ગયું. લોકોમાં હાહાકાર વ્યાપી ગયો. મહાક્ષત્રપ રુદ્રદામનને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા. રુદ્રદામને રાજ્યના ખર્ચે હતો એનાથી ત્રણગણો મોટો બંધ બંધાવ્યો. આ કામ પ્રામાણિક અને કર્તવ્યનિષ્ઠ એવા કુલૈપના પુત્ર પલ્હવી સુવિશાખને સોંપ્યું, જે ત્યારે સૌરાષ્ટ્રનો સૂબો હતો.

## સુદર્શનની ફરી પાછી નવરચના

એ પછી ચોથી સદીમાં ક્ષત્રપ સત્તાનો ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત બીજાએ અંત આણ્યો અને સૌરાષ્ટ્ર સમુદ્રગુપ્તના પુત્ર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની આણ નીચે આવ્યું. તેના પૌત્ર સ્કંદગુપ્તે સૌરાષ્ટ્ર ઉપર પર્ણદત્ત નામના અધિકારીને નીમ્યો. એ વખતે પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતને

ગિરિનગરનો વહીવટ સોંપાયો. ઇ. સ ૪૫૫માં વળી પાછી અતિવૃષ્ટિ થઈ અને આઠસો વર્ષ પહેલાં ચંદ્રગુપ્ત મૌર્યે બંધાવલો, અશોકે સુંદર બનાવેલો ને રુદ્રદામાએ સમરાવેલો બંધ ફરી પાછો તૂટ્યો. પણ ચક્રપાલિતે બે જ માસના ટૂંકા ગાળામાં હતો એના કરતાં વધારે સરસ રીતે સમરાવીને તૈયાર કર્યો. આ બંધ ૧૦૦ હાથ લાંબો, ૬૮ હાથ પહોળો અને ૭૫ માથોડાં ઊંચો હતો. આવડો વિશાળ બંધ બાંધવા પાછળ અઢળક દ્રવ્ય ખરચાયેલું. બંધ બંધાઈ રહેતાં સરોવરની ટેકરી ઉપર વિષ્ણુનું મંદિર બાંધવામાં આવ્યું અને બ્રાહ્મણો તથા નગરજનોને પ્રસન્ન કરવામાં આવ્યા. દામોદરજીના મંદિરમાં આજે એ પુરાણા વિષ્ણુમંદિરની એક મૂર્તિ છે. એ મૂર્તિ દામોદરજીના જીર્ણોદ્ધાર વખતે કોટના પાયામાંથી મળી આવેલી.

**ભારતનાં ત્રણ ત્રણ સામ્રાજ્યોનું સાક્ષી**

આજે તો એ સુદર્શન તળાવનું નામનિશાન નથી. પણ આઠસો વર્ષ સુધી એ સુ-દર્શન સરોવર ગિરનારની ગોદમાં ઝૂલતું હતું. સંભવ છે કે છેલ્લું સમરાવ્યા બાદ બીજાં બસો ત્રણસો વર્ષ સુધી પણ ટકી રહ્યું હોય. આમ એકાદ હજાર વર્ષ સુધી સૌરાષ્ટ્રનું એ સુદર્શન સૌરાષ્ટ્રની જ નહિ પણ મગધના સામ્રાજ્ય અને ઉજ્જયિનીના ક્ષત્રપ રાજ્યની શોભારૂપ હતું. આ એક જ સરોવર આપણને સૌરાષ્ટ્રમાંના સાતસો વર્ષના મૌર્ય, ગ્રીક, શક, ક્ષત્રપ અને ગુપ્ત વંશના ઇતિહાસ કહી જાય છે. ચંદ્રગુપ્તની સુદૃઢ રાજ્યવ્યવસ્થા, દીર્ઘદૃષ્ટિ અને પ્રજાપાલન, અશોકના સુશાસન, ધર્માચાર ને લોકાચાર, સમાજવ્યવસ્થા ને ધર્મ તથા નીતિ, ક્ષત્રપોના ઉચ્ચ સંસ્કાર, હૃદયનું ઔદાર્ય, પ્રજાકીય નીતિ અને શાસનવ્યવસ્થા, ગુપ્તોની લોકપ્રિયતા અને પ્રજાકીય કામોની તત્પરતા અને સાથોસાથ મૌર્ય, ક્ષત્રપ અને ગુપ્ત રાજ્યોની પ્રગતિશીલ લોકનીતિ.

**સત્‌ નામની છડી પોકારતા અવધૂત શિલાલેખો . .**

આ સુદર્શન તળાવના ભવ્ય બાંધકામથી સૌરાષ્ટ્રના સલાટો અને

મજૂરોની કારીગીરી અને શક્તિનો ખ્યાલ આપણને આવે છે. એ જ રીતે નહેરો વડે થતી ખેતી, સુખ, સમૃદ્ધિ અને પ્રજાની ધર્મપ્રિયતા, આદર, આતિથ્ય અને સહેલાણીપણાનો ખ્યાલ આપે છે. એ આઠસો વર્ષનો વિશેષ કશો જ ઈતિહાસ ન મળે તો પણ અશોક, રુદ્રદામન અને સ્કંદગુપ્તના ગિરનારની ગોદમાં અવધૂત સમા અડીંગો લગાવીને સેંકડો વર્ષોથી બેઠેલા એ ત્રણ શિલાલેખો ઈતિહાસના જીવતાજાગતા નમૂના છે. હજી સુધી તો એને પાણી પ્રજાળી શક્યું નથી અને ભૂસ્તરના ફેરફારો ભાંગી શક્યા નથી. અનેક ઊથલપાથલ સામે ધર્મ, સુશાસન અને પ્રજાધર્મની રક્ષા કરતા જાણે ત્રણ દ્વારપાળ. જે ભૂત-કાળનો અનુભવ લેવા આંગળી ચીંધે છે, વર્તમાનનું માર્ગદર્શન આપે છે ને ભવિષ્ય માટે સાવધાનીનાં સૂત્રો ઉચ્ચારે છે.

### સમ્રાટ અશોકના સમયમાં સૌરાષ્ટ્ર

ચંદ્રગુપ્ત મૌર્ય પછી બિંબિસાર દીર્ઘકાળ સુધી મગધની ગાદીએ રહે છે. પણ સૌરાષ્ટ્રનો વિશેષ સંબંધ નજરે પડતો નથી. અશોકનું રાજ્યશાસન એના શિલાલેખ દ્વારા આપણે જોયું. એ કાળે સાર્વજનિક ઔષધાલય, પાંજરાપોળ, ધર્મશાળાઓ, પરબો વગેરે અસ્તિત્વમાં હતાં. સૌરાષ્ટ્રમાં બૌદ્ધધર્મ પ્રચલિત થતો જતો હતો. શૈવો અને બૌદ્ધો વચ્ચે ઘર્ષણ પણ હતું. છતાં બૌદ્ધ એ રાજધર્મ હોવાથી શૈવો ઉધામા ભીડી શકેલા નહિ. એકંદરે પ્રજા સુખી ને સમૃદ્ધ હતી.

અશોક પછી બૌદ્ધધર્મની અહિંસાની અતિશયતાને કારણે લશ્કર નબળું પડ્યું અથવા ઘણા કુમારો સત્તાભૂખ્યા હોતાં રાજાના મૃત્યુની રાહ જોઈ રહ્યા હોય એ કારણે પણ અશોકનું સામ્રાજ્ય એના અવસાન બાદ ભાંગ્યું. માંદગીના કારણે ભારત છોડી જતાં સિકંદરનું મૃત્યુ થયું અને એના સરદારો જે તે વિભાગના રાજા બની બેઠા; એવું જ અશોકના મૃત્યુ બાદ થયું.

### ગ્રીકોનો વધતો જતો સંબંધ

સિકંદરની ભારત ઉપરની ચડાઈને કારણે ગ્રીક અને ભારતનો

સંબંધ વધ્યો. સિકંદરના મૃત્યુ બાદ સિંધુથી ગાંધાર સુધીના પ્રદેશમા પથરાઈ રહેલા ગ્રીક અધિપતિ સેલ્યુકસ નાઈટરે ફરી ભારત ઉપર ચડાઈ કરી પણ ચંદ્રગુપ્ત મૌર્યે એને ભારે શિકસ્ત આપી સેલ્યુકસે પોતાની પુત્રી હેલન ચંદ્રગુપ્ત વેરે પરણાવી અને ગ્રીક અને આર્યો સાથે લોહીનો સંબંધ શરૂ થયો. એ સમયે ઘણા ગ્રીક સેનાનીઓ ભારતમાં ભગ્ની થયા. સેલ્યુકસનો એલચી મેગેસ્થેનીસ ચંદ્રગુપ્તના દરબારમા એલચી નિમાયો. એણે ભારતની પ્રગતિશીલ અને સુખી પ્રજા, ભારતની સમૃદ્ધિ, સુશાસન અને ધર્મ વિષે બહુમૂલ્ય ગ્રંથ લખ્યો છે.

### સૌરાષ્ટ્રમાં ગ્રીક જાતિનું આક્રમણ

અશોક પછી સૌરાષ્ટ્ર સાથેના સંબંધે એના પૌત્ર સાંપ્રતિ વિષે જ આપણને જાણવા મળે છે ભારતનો પશ્ચિમ વિભાગ એને સોંપાયેલો. જૈન ગ્રંથોના આધારે કહી શકાય કે સાપ્રતિએ બૌદ્ધધર્મમાંથી જૈનધર્મ અંગીકાર કરેલો અને પ્રવર્તાવેલો. ગિરનાર ઉપર એણે દેવળ પણ બંધાવેલ. સાંપ્રતિના અવસાન સમય સુધીમાં મગધનું મહારાજ્ય ભાગી ગયું હોય છે. શૈવ, બૌદ્ધ અને જૈન ધર્મોઓના ઝઘડા શરૂ થઈ ગયા હોય છે. આ અનાવસ્થાનો લાભ ફરી પાછો ગ્રીક આક્રમકોએ લીધો અને બેકટ્રીઅન ગ્રીક મિનેન્ડરે સિંધ, કચ્છ અને સૌરાષ્ટ્રનો કબજો લીધો. એ કાળે નાગ, તક્ષક, આભીર વગેરે અનેક જાતિઓ સિંધુમુખથી સૌરાષ્ટ્ર સુધી પથરાયેલી હતી. મિનેન્ડરે ભારતમાં આવી બૌદ્ધધર્મ અપનાવ્યો અને મિલિન્દ નામ ધારણ કર્યું. ગ્રીક લોકોના સૌરાષ્ટ્રમા આવવાથી બે સંસ્કૃતિનો સમન્વય થયો ગ્રીકોએ હિંદુ સંસ્કૃતિ અને ભાષા અપનાવ્યાં.

### બે સુવિકસિત સંસ્કૃતિનું મિલન

ગ્રીકોએ જેમ ભારતીય સંસ્કૃતિ અપનાવી તેમ ગ્રીકોએ ભારતને આપ્યું પણ ઘણું; કારણ કે ગ્રીસ અને એની આસપાસનો પ્રદેશ એ કાળે જગત સંસ્કૃતિઓમાં પણ ઠીકઠીક આગળ વધેલો હતો ભારતમાં જેમ ગણરાજ્યો હતાં તેમ ગ્રીસમાં નગરરાજ્યો હતાં. નગરરાજ્યોનો સારો

વિકાસ થયેલો પણ સ્પર્ધામાં એ ખુવાર થયાં. સ્પાર્ટા ને એથેન્સ એનાં મુખ્ય મથકો હતાં. ન્યાયની પદ્ધતિ એટલી વ્યવસ્થિત હતી કે એમણે ઘડેલા કાયદા જગતના લગભગ તમામ દેશોમાં રોમન લૉ–રોમન કાયદા તરીકે સ્વીકાર પામ્યા, જે આજ સુધી સુધારાવધારા સાથે ચાલુ છે. જોકે ભારતની પંચાયત પદ્ધતિમાં રોમન કાયદા કરતાં લોકશાહીનું તત્ત્વ વિશેષ રહેલું હતું. એને કારણે સત્તાનું વિકેન્દ્રીકરણ રહેતું ને ઝઘડાનો ઉકેલ ઝડપી સરળ, સહેલો તથા બન્ને પક્ષોમાં રાગદ્વેષનું તત્ત્વ વધાર્યા સિવાય મનનું સમાધાન કરવા તરફ રહેતો. લોકસંસ્કૃતિનું પંચાયત એ પ્રબળ અંગ છે ભારતીય રાજ્યવ્યવસ્થાનું મજબૂત અંગ આ ગ્રામ-પંચાયતો જ હતી રાજ્યોની ઊથલપાથલ છતાં પ્રજા ન તૂટી એની પાછળ સત્તાના વિકેન્દ્રીકરણ સમી ગ્રામપંચાયતની ઉત્તમ રચના જ હતી. એથી રાજ્યો ને સામ્રાજ્યો નાશ પામતાં પણ ગામડાં ટકી રહેતાં–એમની એકતા, સંગઠન અને સ્વાવલંબનને કારણે જ.

### વિશ્વની બે મહાન કળાનો સમન્વય

ગ્રીક લોકો, જેને ભારતવાસીઓએ યવન તરીકે ઓળખેલા એ ગ્રીક લોકો, શિલ્પ અને સ્થાપત્યમાં ઘણા આગળ નીકળી ગયેલા કંદહારમાં–ગાંધારમાં એ લોકોનું રાજ્ય હતું. એમના શિલ્પસ્થાપત્યની પ્રબળ અસર તળે ભારત પણ આવ્યું અને બન્ને દેશોની કળાના સમન્વયથી શિલ્પની આજની ગાંધાર શૈલી ઉત્પન્ન થઈ. ઘણી ખરી બૌદ્ધ મૂર્તિઓ પણ ગાંધાર શૈલીની છે એ પછી ભારતીય શિલ્પકળા ગાંધાર શૈલીથી જુદી પડી, કારણ કે બન્ને દેશોના સ્વભાવ, ધર્મ અને સંસ્કૃતિ અનુસાર ગ્રીક શિલ્પ રૂપપ્રધાન હતું જ્યારે ભારતીય શિલ્પ આત્માની કલાને વિકસાવનારું ભાવપ્રધાન હતું એક સુંદર છતાં કાંઈક જડ લાગે છે, જ્યારે બીજું—ભારતીય શિલ્પ સૂક્ષ્મ અને જીવંત લાગે છે એકમાં બળ અને સ્થૂળ સૌંદર્ય વિલસતું લાગે છે, બીજામાં ચેતન અને આત્માનું સૌંદર્ય વિલસે છે કાવ્ય અને નાટ્યકલામાં પણ ગ્રીસે ઘણો વિકાસ સાધેલો. એ જ રીતે ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજનીતિ, ઇતિહાસ અને વિજ્ઞાનમાં પણ

ઘણા આગળ વધેલા. જગતના અનેક નામાંકિત વિદ્વાનોમાં ગ્રીક વિદ્વાનોનો ઘણો મોટો ફાળો છે રમતો અને વ્યાયામના અજબ્બ શોખીન હોવાને કારણે સ્નાયુબદ્ધ, સુરેખ અને સુંદર હતા યુદ્ધવિદ્યામાં પ્રવીણ અને પરાક્રમી હતા પણ આ પરાક્રમનો મદ, આંતરકલહ અને વિલાસ યાદવોની જેમ એમને પણ ખાઈ ગયા ને હૂણોને હાથે એ મહાન સામ્રાજ્યનો નાશ થયો. સસ્કૃતિ રહી ગઈ. જગત-સસ્કૃતિઓમાં એની ઘણી મોટી દેન છે. ગ્રીક લોકોએ હિંદુ સસ્કૃતિને અપનાવતાં ગ્રીક સંસ્કૃતિનો ભારતને પણ વારસો મળ્યો. એથી ભારતીય સંસ્કૃતિ વધુ સમૃદ્ધ બની સૌરાષ્ટ્ર તો ગ્રીક લોકોનું મૂળ મથક બનેલું એટલે સ્વાભાવિક રીતે જ સૌરાષ્ટ્રવાસીઓના લોહીમાં એ લોહી અને લોહીના સંસ્કારનો ઉમદા વારસો પડેલો છે. આજના સૌરાષ્ટ્રની કેટલીક વિશિષ્ટ કોમો મૂળ ગ્રીક જાતિમાંથી ઊતરી આવેલ છે

### સૌરાષ્ટ્રના પહેરવેશમાં ગ્રીક અને શક જાતિના સંસ્કાર

સૌરાષ્ટ્રની ઉત્તમ પ્રકારની ઘોડેસવારી, પહોળી બાંયના ચૂડીવાળાં *ઝભ્ભા, ઊંચી એડીના કાઠી લોકો પહેરે છે તેવા ફૂદડી ને ફૂમતિયાળાં* પગરખાં અને કાઠીઓની અસલ ઘાટની વળદાર પાઘડી અને લડાઈમાં તલવારના ઘાથી માથાનું રક્ષણ કરવા પાઘડી નીચેની કાંસાની તાંસળી વગેરે ગ્રીક લોકોનો વારસો છે. જોકે એમાં ઇરાની શક સસ્કૃતિનું ઘણું મિશ્રણ છે. સૌરાષ્ટ્રનું કલાત્મક કેડિયું પણ ગ્રીક લોકોનું ઘેરદાર કેડથી સહેજ નીચે એવું અંગરખું અને ઈરાની શકનું પેનીઢક અંગરખું એ બન્નેના મિશ્રણમાંથી બનેલું છે. રંગભૂમિનો પડદો જેને આપણે જવનિકા કહીએ છીએ તે મૂળે યવનિકા ઉપરથી થયેલ છે. યવન તરફથી મળેલી તે યવનિકા. એક મત એવો છે કે ગ્રીક લોકોના નાટકમાં પડદો જ ન હતો. પણ પડદા જેવું કાપડ ગ્રીસદેશથી આવતું હશે એના ઉપરથી પડદાને યવનિકા એટલે આજની જવનિકા નામ મળ્યું હશે જ્યારે આજનો ચૂડીદાર પાયજામો અને અંગરખું આપણને ઇરાની શક લોકો પાસેથી મળેલ છે. અંગરખું તો હવે ક્યાંક જ પહેરાય છે. જ્યારે પાય-

જામો તો આજના રાષ્ટ્રીય પોષાકમાં સ્થાન પામેલ છે આ પાયજામો વિવિધ પ્રકારે સૌરાષ્ટ્રમાં પહેરાય છે આમ કેડિયું, અંગરખું, ચૂડીદાર પાયજામો અને પહોળી બાંયના ચૂડીદાર સોરઠી ઝબ્બા–પહેરણ એ સૌરાષ્ટ્રના ગ્રીક અને શકના કાયમી વારસારૂપ બન્યાં છે

**બેકટ્રીઅન ગ્રીકની સત્તા હેઠળ**

બેકટ્રીઅન ગ્રીક મિનેન્ડર–મિયેન્દ અને એપોલોડોટસ એમ બને રાજ્યસત્તા કચ્છ સહિત સૌરાષ્ટ્રમાં હોવાનુ જણાય છે આ ગ્રીક રાજાએ હિંદુ સસ્કૃતિ, ભાષા વગેરે અપનાવ્યાં અને બૌદ્ધધર્મ સ્વીકારી મિયેન્દ નામ ધારણ કર્યું તે આપણે જોઈ ગયા આ રાજા મિલેન્દે સૌરાષ્ટ્રમાં દેવળો, કૂવા અને છાવણીઓ બંધાવ્યાં હોવાનુ જાણવા મળે છે આ બેકટ્રીઅન ગ્રીકોની સત્તા ૮૦ થી ૧૦૦ વર્ષ સુધી સૌરાષ્ટ્રમાં રહી હોવાનુ જણાય છે આમ કાલગણના પ્રમાણે ઈ સ પૂર્વે ૩૩૦ આસ પાસ સૌરાષ્ટ્ર મૌર્યકુળની સત્તા નીચે આવ્યું તે લગભગ ઈ સ પૂર્વે ૧૪૨ની આસપાસ સુધી રહ્યુ જણાય છે તે પછી બેકટ્રીઅન ગ્રીકની નીચે ઈ સ પૂર્વે ૭૮ની આસપાસ સુધી રહ્યુ જણાય છે વચમાં કોઈ શક રાજ્ય આવી ગયાનો સભવ ગણાય છે

**સૌરાષ્ટ્રમાં ઈરાની શકોનું આગમન**

એ પછી પશ્ચિમના ક્ષત્રપોનો પ્રસિદ્ધકાળ શરૂ થાય છે સૌરાષ્ટ્ર ઉપરના એમના ઉતરાણ સાથે મહાન જૈનાચાર્ય કાલકસૂરિનુ એક કથાનક ગૂથાયેલુ છે અને કેટલેક અંશે એને ઐતિહાસિક–પ્રમાણભૂત પણ ગણવામાં આવે છે કથાનક એવુ છે કે ઉજ્જયિનીમાં જ્યારે રાજા ગર્દભિલ્લ રાજ કરતો હતો (આ ગર્દભિલ્લ ઉજ્જેણીના ગંધર્વસેનના નામે લોકકથામાં સ્થાન પામેલ છે) ત્યારે જૈનાચાર્ય કાલકસૂરિની બહેન સરસ્વતી ઉપર આ ગર્દભિલ્લની દાનત બગડી અને એને પોતાના મહેલમાં પૂરી દીધી. કાલકાચાર્ય આથી ખૂબ રોષે ભરાયા અને વેર વાળવા પોતાના ભાણેજ ભાનુમિત્રને ત્યાં જઈ રહ્યા કેટલેક કાળે કાલકાચાર્ય સાટમાંથી ઇરાન–પારસકુળ ગયા એ વખતે ઇરાનની આસપાસ ઈરાનના

ખંડિયા શક ઠાકોરોનો વસવાટ હતો. આ શક ઠાકોરો શકસાહિ કહેવાતા. કાલકાચાર્ય એ શકસાહિઓના મુખીને ત્યાં રહ્યા. અને પોતાના વૈદક અને જ્યોતિષથી મુખી તથા બીજા શક ઠાકોરો ઉપર ખૂબ પ્રભાવ પાડયો કેટલોક કાળ ત્યાં રહ્યા બાદ કાલકાચાર્ય શકસાહિઓને લઈને સિંધ દેશમાં ઊતર્યા. અને સિંધના પાટનગર મીનનગરને કબજે લઈ એક શક ઠાકોરને એનું રાજ્ય સોંપ્યુ. ત્યાંથી શક ઠાકોરો સાથે કચ્છમાં ઊતરી કબજો જમાવીને સૌરાષ્ટ્રમાં ઊતરી સૌરાષ્ટ્ર કબજે કરી ૯૬ શક ઠાકોરો વચ્ચે સૌરાષ્ટ્ર વહેંચી દઈ જે શક મુખીને ત્યાં પોતે ઊતરેલા તે શક મુખીને સૌરાષ્ટ્રનું રાજ્ય સોંપ્યુ. ત્યાંથી બળવાન બની પોતાના ભાણેજ ભાનુમિત્રની સહાય સાથે ઉજ્જયિની ઉપર ચડાઈ કરી અને ગર્દભિલ્લને મારીને વેર વાળ્યુ પછી માલવાનું રાજ્ય શક મુખીને સોંપ્યું.

### કાલકાચાર્ય અને શક ક્ષત્રપો

આ મહાન જૈનાચાર્યના પરદેશીઓને ભારતભૂમિ ઉપર ઉતારવાના કાર્યને કેટલાક ઈતિહાસકારો કરણ ઘેલાના પ્રધાન માધવના કૃત્ય સાથે સરખાવે છે એમ કહેવાય છે કે કાલકાચાર્યે એ બધા શકોને જૈન-ધર્મની દીક્ષા આપીને આ ભૂમિની સંસ્કૃતિ સાથે મેળવી દઈ એનું સાટું વાળી દીધુ એની સામે એમ કહેવાય છે કે કાલકાચાર્યે એ ઘણુ ઉમદા કાર્ય કર્યું કહેવાય, પણ આ ભૂમિનો સરકાર જ એવો છે કે મહાન! આક્રમક અને સંસ્કારી કે અસંસ્કારી જાતિઓ પણ ભારત પરના વિજયી આક્રમણ બાદ આ ભૂમિના ધર્મો ને સંસ્કૃતિ અપનાવતી જ રહી છે. પશ્ચિમના શકોની જેમ ઉત્તરના શકો પણ હિંદુ સંસ્કૃતિને અપનાવીને એક બની રહેલા. એથી કાલકાચાર્યનું રોષથી ભરાયેલું કાર્ય ઓછું ગંભીર ન ગણાય. પ્રાયશ્ચિત્તવૃત્તિથી કર્યું હોય તો પણ એ કાર્ય અસ્વાભાવિક તો ગણાય જ, પણ જે કાળનો પૂરો ને સાચો ઈતિહાસ ન મળે એ કાળના કાર્ય ઉપર ન્યાયાધિશ બનવુ એ પણ બરાબર નથી. અનુમાનો જરૂર તારવી શકાય. અને આવા પ્રસંગો અંગે મતભેદ તો રહેવાના જ.

ઓળખતા હોય પણ વીર વિક્રમને ઓળખે છે. સૌથી વિશેષ એની ન્યાય-પ્રિયતા અને પરદુઃખે દુઃખી અને પરસુખે સુખી થવાના એના ત્યાગ ને બલિદાનની માન્યતાને આભારી છે. રાજા વીર વિક્રમનો અંધારપછેડો તો રાજાઓની પ્રજાવત્સલતાનું પ્રતીક બની ગયેલ છે લોકકથા એ હંમેશાં ઇતિહાસ નથી હોતો પણ લોકહૃદયની લાગણીનો પડઘો હોય છે રાજા વીર વિક્રમ પછી રાજા ભોજને નામે પણ ઘણી ઘણી દંતકથાઓ ચાલે છે. વીર વિક્રમના દરબારનાં નવ રત્નો રાજા ભોજના દરબારને નામે ચડે છે અને એકના એક પ્રસંગો ઘણી વાર બન્નેના નામે પડ્યા છે

## હૂણો આવ્યા ને એકરૂપ બન્યા

ગુપ્તકાલમાં ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પછી કુમારગુપ્તે, સ્કંદગુપ્તે અને બુદ્ધગુપ્તે પણ ગુપ્તકાલની કીર્તિ ઝળહળતી રાખી પણ એમનો ઘણો સમય હૂણોના જંગલી ધાડાંઓને હાંકી કાઢવામાં ગયો છેલ્લા ગુપ્ત રાજા ભાનુગુપ્તથી ગુપ્ત સામ્રાજ્યનો અંત આવ્યો અને ચીન પાસેના પ્રદેશમાંથી રોમ સુધી વિનાશ વર્તાવતા હૂણોની છેવટે ચડતી કળા થઈ જેમાં તોરમાણ અને મિહિરગુલે ખ્યાતિ મેળવી છે. સૌરાષ્ટ્રને લાગેવળગે છે ત્યાં સુધી હૂણોનાં આ ધાડાં સૌરાષ્ટ્ર સુધી પહોંચ્યાં ન હતાં. આ

બદલે આજના ભાલ પ્રદેશને કાંઠે વલભીને પોતાની રાજધાની બનાવી. વલભીને પાટનગર બનાવવાનાં ત્રણ કારણ હોઈ શકે. સુદર્શન તળાવના વારંવાર તૂટવાના ભયથી અથવા તો ગિરિનગર આસપાસ પ્રતિપક્ષનાં નાનાં મોટાં રાજ્ય સાથેની વારવારની લડાઈનો ભય હોય, કાં તો એ કાળે વલભીપુર ખાડીને કાંઠે આવેલું હોઈને વહાણવટાને વિકસાવવા કે ખંભાત-ભરૂચ સુધીના દરિયાકાંઠા સુધી નજર રાખવા સલ્ફર સ્થળ માન્યું હોય. જોકે વલભીથી દરિયાકાંઠો આજે ૧૩ માઈલ ખસી ગયો છે, પણ ભટ્ટાર્કના વંશજ, જે મૈત્રકોના નામે ઓળખાયા એ મૈત્રકોના રાજ્યકાળ દરમિયાન વલભી ધીકતું બંદર હતું.

જૈનધર્મનું પ્રાચીન કેન્દ્ર વલભીપુર

આ મૈત્રકકુળ કયાંથી આવ્યું, મૈત્રક નામ કેમ પડયું અને વલભી નામ કેમ પડયું એના વિષે અનેક મતમતાંતર ચાલે છે. પણ સાતમી આઠમી સદીના સાહિત્યમાં મૈત્રકોને યાદવો તરીકે ઓળખાવેલ છે વલભી મૈત્રકકાળ પહેલાંથી વસેલું હતું અને ઠીક ઠીક વિકાસ પામેલું હતું જૈન-ધર્મનું પરમ ધામ હતું. દેવસેન સૂરિના ગ્રંથ પ્રમાણે વલભીમાં વિ. સં. ૧૩૬ માં સેવડ સંપ્રદાયની ઉત્પત્તિ થયેલી, અને દિગમ્બર સંપ્રદાયમાં જણાવેલી કમ્બલિક સંપ્રદાયની ઉત્પત્તિ થયેલી. વલભી વાચના પણ મૈત્રકકાળ પહેલાં થયેલી. એ પહેલાં ટોલેમી વલભીનો 'બલાઈ' તરીકે ઉલ્લેખ કરે છે અને પાણિનિના ગણપાઠમાં પણ વલભીનો ઉલ્લેખ છે. એ બતાવે છે કે વલભી ઈ સ. ૨૦૦ પૂર્વે પણ સારી રીતે વિકસેલું હતું. આ રીતે વલભી ઘણું પ્રાચીન હતું અને ઈ. સ ની પહેલી સદીથી તો જૈનધર્મનું અને બૌદ્ધધર્મનું મહાન કેન્દ્ર અને તીર્થસ્થાન બનેલું. ક્ષત્રપો, ગુપ્તો અને મૈત્રકો પછી પણ જૈનધર્મની પ્રબળ અસર સૌરાષ્ટ્રની નગરીઓમાં રહી છે, વલભીનો અનેક રીતે વિકાસ થયેલો હોઈને પણ સેનાપતિ ભટ્ટાર્કે એને પાટનગર તરીકે પસંદ કર્યું હોય.

સૌરાષ્ટ્રનું મૈત્રક રાજ્ય

ઈ. સ. ૪૭૦ આસપાસ ઉદય પામેલ આ વલભીના મૈત્રકોમાં

જે એભલ મંડપના નામે ઓળખાય છે.)

### અન્ય ધર્મોનાં મંદિરો

યુઅન ચગના લખવા મુજબ વલભીમાં અન્ય ધર્મોનાં ચારસોએક જેટલાં મંદિરો હતાં ને સોરઠમાં સૌથી વધુ મંદિરો હતાં. આશ્ચર્યજનક ધાર્મિક સહિષ્ણુતાનુ એ પરિણામ છે. આ મંદિરોમાં જૈન દેવાલયો હતાં, સૂર્યદેવળો હતાં, વિષ્ણુનાં મંદિરો હતાં, ને રાજ્યકુળનો ધર્મ શૈવ હોવાથી સૌથી વિશેષ પ્રચાર શૈવધર્મનો અને શિવાલયનો હોવો જોઈએ. વલભીના ખોદકામમાંથી મળેલાં પ્રચંડ શિવલિંગ અને વિશાળકાય નદીઓની પ્રતિમા એની સાક્ષી પૂરે છે. તે છતાં સુપ્રસિદ્ધ સોમનાથનો કોઈ ઉલ્લેખ વલભીનાં દાનશાસનોમાં હજી સુધી નથી મળ્યો. સોમનાથમાં પાશુપતોના મઠો એ કાળે હતા. એ જ રીતે સૌરાષ્ટ્રમાં દેવીઓના મંદિરો પણ હતાં. બ્રાહ્મણો અને શ્રમણો પરિવ્રાજક હતા. ગામડે ગામડે ફરતા અને ધર્મપ્રચાર કરતા.

### સુપ્રસિદ્ધ વલભી વિદ્યાપીઠ

વલભી વિદ્યાપીઠનાં અદ્ભુત વર્ણનો આપણને વાંચવા મળે છે. જેમાં અનેક વિદ્યાઓનુ શિક્ષણ આપવામાં આવતુ અને ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી અને ખાસ કરીને ઉત્તર હિંદમાંથી અનેક વિદ્વાનો ત્યાં વેદાભ્યાસ માટે આવતા, જેની પ્રવેશદ્વારે જ પરીક્ષા લેવામાં આવતી, અંતે મોટા ભાગના નિષ્ફળ નીવડતા. જ્યારે અંદરની ચર્ચાસભામાં તો બહુ જ થોડા ઉત્તિર્ણ બનતા અને આચાર્યનું પદ મેળવતા. માત્ર વલભી વિદ્યાપીઠમાં ઉચ્ચાભ્યાસમાં જ નહિ પણ સામાન્ય શિક્ષણ પણ ઘણું ઉચ્ચ પ્રકારનું આપવામાં આવતું. સામાન્ય શિક્ષણમાં ૧૬ વર્ષે તો વિદ્યાર્થી પારંગત થઈને આવતો એક ઉલ્લેખનીય બાબત એ છે કે આ શિક્ષણના અભ્યાસક્રમમાં લોકકથાઓનો પણ અભ્યાસ કરાવાતો. જેમાં પંચતંત્ર અને બૃહત્કથાનો ઉલ્લેખ થાય છે. કાવ્ય અને વ્યાકરણવાળું રાવણવધનું સુપ્રસિદ્ધ મહાકાવ્ય, જે ભટ્ટીકાવ્ય તરીકે પ્રસિદ્ધ છે તે, પણ એ કાળે લખાયેલું.

## સૌરાષ્ટ્રની સમૃદ્ધિ

જેવું ધર્મ, રાજ્યવ્યવસ્થા અને શિક્ષણનું એવું જ વલભીની સમૃદ્ધિનું અદ્ભુત વર્ણન કથાઓમાં વાંચવા મળે છે. વલભીનું બંદર એ કાળે પાતાળ પ્રદેશથી ભરૂકચ્છ સુધીના બંદરોમાં મધ્યવર્તી કેન્દ્ર હતું. દૂર દેશાવરથી અહીં અઢળક ચીજો આવતી, સંઘરાતી. ઉત્તર અને મધ્ય ભારતના મહાન શ્રેષ્ઠીઓ વલભીના બંદરેથી વેપાર કરતા અને સંઘરેલી ચીજોના સોદા કરી દૂર દૂરનાં સાગર સ્થળોએ વહાણો હંકારી જતા. વલભી તો સમૃદ્ધ અને વૈભવશાળી હતું જ પણ આખો સૌરાષ્ટ્ર પણ સમૃદ્ધિવાન હતો. એકલા વલભીમાં જ સોથી સવાસો કરોડપતિઓ હતા. ત્યારે લક્ષાધિપતિની તો ગણતરી જ કરવાની રહે. મકાનો સુંદર રચના-વાળાં હતાં પ્રાસાદો ભવ્ય હતા. વિહારો કલાત્મક હતા. એવું જ અન્ય દેવાલયોનું કથાસરિત્સાગરની વાર્તાઓમાં એનાં વર્ણનો આવે છે જમીન રસકસવાળી, વનસ્પતિ પણ સારી અને ફળફૂલની વિપુલતા રહેતી. સૌરાષ્ટ્ર દ્વીપકલ્પ બનતાં ભાદર વગેરે નદીઓનો કાંપ આ ભાલકાંઠામાં આજ સુધી ઢસડાઈ આવે છે. એટલે આજે જેમ ઘઉંનો પુષ્કળ પાક ઊતરે છે તેમ એ કાળે પણ વિશેષ ઊતરતો એમ યુઅન ચંગના વર્ણન ઉપરથી જાણવા મળે છે અને એણે લખ્યું છે તે મુજબ લોકો ઘઉંની રોટલી ખાતા આજે પણ ભાલકાંઠાના લોકોનો ખોરાક મુખ્યત્વે ઘઉં જ છે. જોકે સૌરાષ્ટ્રના લોકોને, પાકને અને આબોહવાને વલભીથી એણે જુદાં તારવેલ છે અને સૌરાષ્ટ્ર–સોરઠની અસર એને સારી નથી થઈ. પણ આજના સોરઠ વિભાગને બદલે સૌરાષ્ટ્રના કોઈ બીજા જ ભાગનો એને અનુભવ થયો હશે. એ અનુભવ એકાંગી જણાય છે.

## સૌરાષ્ટ્રમાં એકતંત્રી શાસનનો અંત

સૌરાષ્ટ્રના મૈત્રક રાજ્ય દરમિયાન આરબ લોકોના હુમલા સિંધ માર્ગે શરૂ થયેલા. એવો એક હુમલો ઈ. સ. ૭૧૪ના અરસામાં થયેલો, જ્યારે આરબોને સૌરાષ્ટ્ર સાથે સંધિ કરવી પડેલી. આવા હુમલાઓમાં શરૂઆતમાં તો આરબોને પીછેહઠ જ કરવી પડેલી. વલભીપુર ઉપરનાં

આરબોનાં આક્રમણો પણ શરૂઆતમાં નિષ્ફળ નીવડેલાં છેવટ વિક્રમ સંવત ૮૪૫માં સિંધના આરબોએ કરેલા હુમલાથી નબળા પડતા જતા વલભી રાજ્યનો વિનાશ થયો. એ વિનાશની સાથે કાકુ મારવાડીની કથાને સાંકળવામાં આવે છે પણ એ કથાના તથ્યાતથ્ય વિષે અનેક મત છે. પણ વલભી ઉપરના આરબ હુમલાથી વલભી રાજ્યનો વિનાશ થયો એ એક હકીકત છે. વલભી રાજ્યના અંત સાથે સૌરાષ્ટ્રમાંથી બૌદ્ધધર્મનો અને સૌરાષ્ટ્રના એકતંત્રી રાજ્યનો પણ અંત આવ્યો.

**બૌદ્ધધર્મનો અંત શાથી?**

વલભી રાજ્યના અંતથી સૌરાષ્ટ્રમાં એકતંત્રી રાજ્યશાસનનો અંત આવ્યો પણ વલભીએ સર્જેલી સંસ્કૃતિ કોઈ વિહારના અવશેષરૂપે, કોઈ દેવાલયોના ખંડેરો કે ખોદકામમાંથી મળી આવતી મૂર્તિઓરૂપે જળવાઈ રહી તો બાકીની લોકજીવનમાં ઓતપ્રોત થઈને નવું સ્વરૂપ ધારણ કરી રહી. અલબત્ત એ શિષ્ટ સંસ્કૃતિના રૂપે તો નથી જ રહી. પણ રાજ્યના વિનાશ સાથે આટલા વિશાળ પાયા પર મંડાયેલ બૌદ્ધ ધર્મનો અંત એકાએક કેમ આવ્યો એ ભારત જેવો જ એક કોયડો છે. આઠમી સદી પછી સૌરાષ્ટ્રમાં બૌદ્ધધર્મનું નામનિશાન મળતું નથી. એવો એકાએક એ અદૃશ્ય થયો લાગે છે. બૌદ્ધધર્મના અંત માટે બે ત્રણ કારણો અપાય છે. એક તો એ આર્યધર્મનો જ સુધારકસંપ્રદાય હતો. હિંદુધર્મથી સંપૂર્ણપણે અલગ એવો એ ધર્મ નથી. બીજું કારણ એ મનાય છે કે ન્યાતજાત વગરની સમાનતામાં પરદેશી યવનો કે મ્લેચ્છ ગણાતાઓને ઊંચા ઉઠાવીને બ્રાહ્મણો સામે મૂક્યા. બૌદ્ધધર્મની વ્યાપકતાથી લોકો ઉપરની પકડ ગુમાવી બેઠેલા અને પુરોહિતપદ છૂટી જતાં નવરા પડેલા બ્રાહ્મણોનો એક રીતે કહીએ તો એકધારો વિરોધ વિગ્રહ ચાલુ જ હતો. બીજી બાજુ મહાયાન, હીનયાન અને વજ્રયાન જેવા પંથો પડી જઈને બૌદ્ધધર્મ પોતે પણ નીચો પડતો જતો હતો. જનહૃદયને સ્પર્શે તેવાં તત્ત્વો કે પ્રણાલિકાઓ એમાં ઓછી હતી. કોઈ પણ ધર્મ લોકોના ભાવાભાવને લાંબો કાળ અવગણી શકતો નથી.

અને જો એ અવગણાય તો તે કદાચ રાજાઓનો ધર્મ રહે, શ્રીમંતોનો ધર્મ રહે, કોઈ ને કોઈ પ્રકારના સત્તાધારી વર્ગનો ધર્મ રહી શકે પણ લોકધર્મ ન રહી શકે અને જે ધર્મ લોકધર્મ નથી બનતો તે લાંબો કાળ ટકતો પણ નથી બીજી બાજુ બ્રાહ્મણ વર્ગ વિશેષ ઉદાર થયો અને પરદેશી આક્રમક જાતિઓને હિંદુધર્મમાં અપનાવતો જ રહ્યો આ આક્રમક જાતિઓ રાજકર્તા હોવાથી હિંદુ બનવાની સાથે નામ અને સંસ્કૃતિ પણ હિંદુની અપનાવી અને એમાંથી ક્ષત્રિયકોમોનો ઉદય થયો આ રીતે બ્રાહ્મણવર્ગને રાજકર્તા કોમની વિશાળ ઓથ મળી રહી બૌદ્ધધર્મનો અંત આવવામાં આ પણ એક સબળ કારણ છે

## બૌદ્ધધર્મનો સંસ્કાર વારસો

એક સંપ્રદાય તરીકે બૌદ્ધધર્મ અદૃશ્ય થયો પણ સત્ત્વ તરીકે તો એ બાકીના ભારતીય ધર્મોમા સંક્રાંત થઈ ગયો જે યજ્ઞયાગમાં નિર્દોષ પશુઓના બલિદાનો અપાતાં તે અપવાદો સિવાય બંધ થયાં અહિંસા આચારધર્મમા ઊતરી. જીવહિંસાથી કમકમા અનુભવતો ગુજરાતનો સમાજ એ બુદ્ધધર્મ અને જૈનધર્મને આભારી છે કરુણાનો આત્મભાવ એ પણ બૌદ્ધધર્મને આભારી છે જેમ કર્મકાંડ નહિ તેમ માત્ર વિતંડાવાદ નહિ, જેમ અંધશ્રદ્ધા નહિ તેમ માત્ર વિભૂતિપૂજા નહિ પણ સત્ત્વસંશુદ્ધિનો વિવેક અને ધર્મસહિષ્ણુતા એ બૌદ્ધધર્મનો સંસ્કાર છે અને આજે અઢી હજાર વર્ષ પછી એ નિર્વૈર, ઊંચનીચના ભેદનો અભાવ અને નાતજાતની સમાનતાનો તથાગતનો ઉપદેશ વિશ્વફલક સામે મુક્તિનો માર્ગ ચીંધી રહ્યો છે પંચશીલરૂપે અને વ્યક્તિ જીવનના આચારથી સમસ્તરૂપે આ વિશ્વઉદ્બોધન પણ ભારતની વિભૂતિઓના મુખેથી જ થઈ રહ્યાં છે

## સૌરાષ્ટ્રમાં બૌદ્ધકાલીન અવશેષો

ચિત્ર, શિલ્પ અને સ્થાપત્યની કલાનો વારસો તો અર્ધા જગતને જાણે બૌદ્ધધર્મે જ આપ્યો બૌદ્ધધર્મે અર્ધા દુનિયાની કલાપ્રતિભાને પ્રેરણા પૂરી પાડી છે ભવ્ય સ્તૂપો, અપરૂપ મૂર્તિઓ, બેનમૂન ચિત્રો,

સજીવ કંડારણ અને કલામંડિત વિહારોના સ્થાપત્યમાં જાણે કે બુદ્ધ ભગવાનનો ઉપદેશ આકાર લઈને અવતર્યો છે. એમાંથી ઘણુ નાશ પામી ગયુ છે છતાં ઘણુ ઘણું બચી ગયુ છે. ભારતના અન્ય પ્રદેશોની અને વિશ્વના દેશોની સરખામણીમાં તો સૌરાષ્ટ્રમાં એના સ્મૃતિરૂપ ભગાર સમા અવશેષો જ રહ્યા છે. ગૌરવપૂર્વક બતાવી શકાય એવો તો અશોકનો એક શિલાલેખ જ. બાકીના અવશેષો જોવા માટે ગિરિનગર–ગિરનાર પણ જવું પડે તેમ છે. આજે 'બાવાપ્યારા'ની ગુફાઓને નામે જે ઓળખાય છે તે બૌદ્ધકાલીન ગુફાઓ–ચૈત્યોના અવશેષો છે એ પછી ઉપરકોટની બૌદ્ધ ગુફાઓના સ્તંભ, એની કુંભીઓ, પ્રવેશદ્વાર વગેરે ઉચ્ચ કોટિના શિલ્પનો ખ્યાલ આપે છે એ જ રીતે ખાપરા કોડિયા નામે મશહૂર ચોરોના નામે જે ગુફાઓ પ્રસિદ્ધિ પામી છે તે પણ ઉપરકોટની શૈલીની બૌદ્ધ ગુફાઓ જ છે. એ જ રીતે ઢાંક અને સિપૅસર પાસે પણ બૌદ્ધ ગુફાઓના અવશેષો આજે ધૂળમાં મળી રહ્યા છે જ્યારે સાણા ડુંગરની બૌદ્ધ ગુફાઓમાં, જ્યાં ઢોર અને માલધારીઓએ આજે આશરો બનાવ્યો છે તે અને તળાજાની ૩૦ ગુફાઓ સાથેનો એભલ મંડપ પણ એક કાળની અતિખ્યાત બૌદ્ધ ગુફાઓ જ છે આજે તો આ બધી ગુફાઓ વિષે અનેકવિધ દંતકથાઓ ચાલે છે એક કાળે ભગવાન તથાગતની ઉપદેશગાથાઓથી એ ગુફાઓ ગાજતી હશે, ગૌરભતી હશે

### સૌરાષ્ટ્રમાં વલભીનાં સમકાલીન રાજ્યો

આઠમી સદીના અંત ભાગે સૌરાષ્ટ્રમાંથી વલભી રાજ્ય અને બૌદ્ધધર્મનો અંત આવે છે. એ કાળે સૌરાષ્ટ્રમાં નાનાં નાનાં રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હોવાનુ જાણવા મળે છે એક કાળના અસ્થિગ્રામ અને પછીના વર્ધમાનપુર–વઢવાણમાં ચાપોત્કટ–ચાપવંશના રાજા રાજ કરતા હોવાનુ જણાયુ છે મથુરાપુરી–મોરબીમાં સૈન્ધવવંશના રાજવીનું રાજ હતું. જ્યારે મધ્ય સૌરાષ્ટ્ર–સોરઠ અને ગોહિલવાડ વચ્ચે ગારૂલકવંશના રાજાઓનો રાજવંશ મળી આવ્યો છે. એ રાજવંશ ક્યાંથી

ઊતરી આવ્યો એની કશી માહિતી મળતી નથી. ગારૂલકનો અર્થ પણ ઊકલ્યો નથી. ગારૂલક એ ગરુડવંશ હોવાનો એક સંભવ મનાય છે જો ગરુડવંશ હોય તો ગારૂલક એટલે ગારુડી કાં ન હોઇ શકે ? પણ ગારુડી તો આજે સર્પો નચવતી એક ભટકતી કોમ છે. એના રાજ્યનું એક નામ ફંક પ્રસવણ મળે છે. એ નામનો અર્થ અગર તો આજે એનું કોઈ રૂપાંતર અસ્તિત્વમાં હોય તો તે ઉકેલવાનું રહે છે મળે છે માત્ર એ રાજવંશના રાજાઓનાં થોડાં નામ. જેવાં કે શર, વરાહદાસ, સિંહાદિત્ય વગેરે. આજના ઢાંકના એ રાજાઓ હોવાનું અનુમાન થાય છે. અને દોઢસો બસો વર્ષનો એમનો રાજ્યકાળ હોવાનું દેખાય છે.

### સૈન્ધવ જયદ્રથ–જેઠવા વંશ

બીજો સૈન્ધવવંશ તો પુરાણ પ્રસિદ્ધ છે. સિન્ધુરાજ જયદ્રથના વંશના આગળ જતાં સિંધુ ઉપરથી આવેલા એટલે સૈન્ધવ કહેવાયા. સિંધ ઉપરના આરબોના આક્રમણને કારણે સાતમી સદીની આસપાસ કચ્છ–સૌરાષ્ટ્રમાં ઊતરીને પશ્ચિમ સૌરાષ્ટ્રના સાગરતટ પ્રદેશ ઉપર એમણે રાજ્યવિસ્તાર કરેલો. એમ પણ કહેવાય છે કે કચ્છના રણ કે સમુદ્રમાંથી ઊતરી આ સૈન્ધવોએ પહેલી ગાદી મોરબીમાં સ્થાપેલી. એનો પહેલો રાજા પુષ્પેણ કે પુષ્પદેવ નામે હતો. એની રાજધાની ભુતામ્બિલિકા એટલે આજનું ઘૂમલી હતું. મૂળ ભૂતામ્બિલિકા, એ પછી ભૂમિલિકા, એ પછી ભૂમલિકા, એ પછી ભૂમલી અને છેવટ ઘૂમલી એવું રૂપાંતર થયું હોવાનું સૈન્ધવ રાજાઓના દાનશાસનોના અનુક્રમે જણાય છે. ૨૦૦ વર્ષના સૈન્ધવ કાળ પછી જેઠવાવંશ ઘૂમલીમાં આવે છે. આ જેઠવા અને સૈન્ધવ એક જ હોવાનું અનુમાન છે. સૈન્ધવવંશનું પ્રતીક મત્સ્ય–માછલું હતું. જેઠવાઓના આદિ પુરુષ મકરધ્વજ ઉપરથી જેઠવાઓનું પ્રતીક હનુમાન હતું. સાગર ઉપરથી સત્તા છૂટયા પછી હનુમાનજીનું પ્રતીક સ્વીકાર્યું હોવાનું કહી શકાય. ઘૂમલીના જૂના મંદિરની શાલભંજિકાઓમાં વાનર તથા મત્સ્યનાં પ્રતીક સાથોસાથ છે. જો સૈન્ધવ અને જેઠવા એક જ હોય તો સૈન્ધવ જેઠવાઓનો વંશ સાડાઆઠ

**વલભી પછીનું સૌરાષ્ટ્ર**

વલભી પછીના સૌરાષ્ટ્રનો ઇતિહાસ તો ઘણો તાજો છે એકતંત્રી શાસન તૂટી જતાં સૌરાષ્ટ્ર જુદાં જુદાં રાજ્યકુળો વચ્ચે વહેંચાયા કરે છે મારામારી છે આ રાજવંશોના મૂળ પુરુષ કે મૂળ કુળની. લગભગ એકેએક કોમ અને એકેએક રાજકુળ પોતાને કાં તો સૂર્યવંશી અને કાં તો ચંદ્રવંશી કહેવરાવે છે કાં તો રઘુકુળથી એમની વંશાવળી શરૂ થાય અથવા તો યાદવકુળથી વંશાવળી શરૂ થાય. એક હકીકતનું અજ્ઞાન એમના વહીવંચા રાખતા જ આવ્યા છે કે આર્ય અને અનાર્યના લોહી મિશ્રણ બાદ, ગ્રીક, શક, હૂણ અને ગુજરો જો હૂણ ન હોય તો, ગુર્જરો વગેરે કંઈક જાતિઓ હિંદુધર્મમાં ભળીને એકરૂપ બની ગઈ છે. પછી કોઈ રાવત રહેતું નથી, યાદવ રહેતું નથી.

**એકતા તોડતો અલગતાનો યુગ**

વલભી પછીના યુગમાં જૈનધર્મ ઉપરાંત કોઈ યુગપ્રવર્તક ધર્મ રહ્યો હોય તો તે બ્રાહ્મણધર્મ. પણ શંકરાચાર્ય પછી આ બ્રાહ્મણોએ પોતાનું પુરોહિતપદ યાવચ્ચંદ્ર દિવાકરૌ જાગતી રાખવા નાતજાતના ભેદને વધુ મજબૂત બનાવ્યા. વલભી સુધી ધંધાદારી કોમો હતી પણ ઊંચનીચના આવા સજ્જડ ને નીચે લઈ જનારા ભેદો ન હતા. આઠમી સદી પછી વર્ણ અને કુળના અભિમાનો કૂદકા મારે છે. પુરોહિતો એને પવિત્ર મનાવે છે, વહીવંચાઓ એને સિરદાવે છે ને સામાજિક એકતા તૂટે છે. વાડાઓ બંધાય છે સંપ્રદાયોના પેટા સંપ્રદાયો ઊભા થાય છે ગુરુપરંપરામાં પણ નોખી નોખી ગાદીઓ ઊભી થાય છે. આમ ધર્મ અને સમાજ બન્ને વહેંચાય છે. એ સમાજને ટકાવી રાખ્યો ભક્તિમાર્ગે અને અર્હતના ઉપાસકો—સંતોએ

**મેરકો પછી વાળાઓ**

વલભી રાજ્યનો અંત આવ્યા પછી પણ કેટલોક કાળ એ ટકી રહી હોવાનું કહેવાય છે. અને વલભીના અવશેષો પડખે વળા નામનું નાનું ગામ હયાતીમાં આવે છે એની ગાદીએ વાળા લોકો આવે છે

વાળા કહે છે કે તેઓ પાંડવકુળમાંથી ઊતરી આવ્યા છે. જ્યારે ઐતિહાસિક અનુમાનો ઉપરથી એમ કહેવાય છે કે વાળાલોકો મૈત્રકોનો જ એક વેલો હતો. એમણે વળા પછી તળાજાને પોતાની રાજધાની બનાવી. એના એભલવાળા રાજવીઓને લોકકથાઓમાં ખૂબ ખૂબ બિરદાવવામાં આવ્યા છે. તળાજાનો સાગરકાંઠો વાળાઓને કબજે આવ્યો

### સાગરકાંઠાના ચાવડા

વલભીના સમયમાં જ ચૌરા લોકો સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા. એમના વંશ વિષે પણ અનેક મતો છે, કોઈ એક મત નથી ચૌરા તે જ ચાવડા. આજનું પાટણ અને તે કાળનું દેવપત્તન પકડીને બેસી ગયેલા તે વલભી પછી દ્વારકા સુધીના વહાણવટાં દ્વારા ચાલતા વેપાર-વણજને લૂંટવા માંડેલા. કનકસેન ચાવડો એનો પહેલો રાજવી ગણાય છે.

### ચૂડાસમાનો રાજ્યકાળ

નવમી સદીમાં ચૂડાસમા મેદાનમાં આવે છે. એ પોતાને યાદવવંશી કહેવરાવે છે. અનેક દંતકથાઓ એમના વંશ વિષે ચાલે છે. પણ સિંધ બાજુથી ઊતરી આવ્યાનો સંભવ જ વધારે છે. અને સમા રજપૂતો સાથેનો સંબંધ જણાય છે. યાદવકુળની શાખાઓ અંગે આગળ ચર્ચા કરી ગયા છીએ. ચૂડાસમા સમકાલીન રાજવંશોમાં વધારે પ્રબળ અને પ્રતાપી હતા. ચાવડા પછી જેઠવા અને ચૂડાસમા જ સૌરાષ્ટ્રના પ્રતાપી રાજવંશો હતા. આ ચૂડાસમાવંશના નવઘણ, મહિપાલ, ખેંગાર, માંડલિક એકથી વધુ થાય છે. એમના વિગ્રહો, લડાયક તાકાત અને સંસ્કારિતા સૌરાષ્ટ્રમાં એક વારસો મૂકી ગયેલ છે. પાંચસો એક વર્ષનો એમનો રાજ્યકાળ જાજવલ્યમાન ઈતિહાસ મૂકી ગયેલ છે. જૂનાગઢના છેલ્લા રા' માંડલિકનું મહમદ બેગડાના હાથે પતન થતાં ૧૫મી સદીમાં ચૂડાસમા રાજ્યનો અંત આવ્યો.

### ઝાલા, ગોહિલો ને જાડેજા

૧૧મી સદીમાં મારવાડના મકવાણાકુળ–ઝાલાઓ સૌરાષ્ટ્રમાં પ્રવેશે

છે ને સૌરાષ્ટ્રના પૂર્વ વિભાગમાં સત્તા જમાવે છે. ૧૩મી સદીમાં માર-વાડમાંથી સેજકજી ગોહિલ આવે છે. ચૂડાસમાઓ સાથે લોહીસંબંધ બાંધે છે ને કાંઈક આપબળે આગળ વધતાં ગોહિલકુળની ગાદી સ્થાપે છે. ૧૬મી સદીના ચોથા દસકામાં સિંધમાંથી કચ્છમાં અને કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં જાડેજા પ્રવેશ કરે છે ને નવાનગરમાં ગાદી સ્થાપે છે.

**કાઠીકુળનો પ્રવેશ**

૧૧મીથી ૧૫મી સદી સુધી એક વિશિષ્ટ જાતિ સિંધ અને કચ્છમાં થઈને સૌરાષ્ટ્રમાં રફતે રફતે પ્રવેશ કરે છે—તે કાઠીઓની એમના વંશ વિષે પણ એવી જ ઐતિહાસિક તકરાર ચાલ્યા કરે છે, કે એ જાતિ, શક છે, સ્કીથીઅન છે કે સૂર્યવંશી કુળ છે? એમનો સંસ્કાર બધાં રાજકુળોથી જુદો જ તરી આવે છે એમણે આવીને મધ્ય સૌરાષ્ટ્રમાં થાણું જમાવ્યું મરાઠાઓની પેશકદમી સામે સૌથી વધુ બાખડ્યા આ અજાજાડ઼ કાઠીઓ. એટલે ૧૮મી સદીથી મરાઠાઓ આ સૌરાષ્ટ્રને કાઠીનો મુલક જ સમજ્યા ને સૌરાષ્ટ્ર ત્યારથી કાઠિયાવાડ કહેવાયું.

**મુસ્લિમ આક્રમણો**

આરબોના હુમલા તો સાતમી સદીથી સૌરાષ્ટ્ર ઉપર શરૂ થઈ ગયેલા આઠમી સદીમાં એમણે વલભી ભાંગ્યું ૧૧મી સદીમાં મહમુદ ગીઝનીએ સોમનાથ ભાંગ્યું એ પછીનો કાળ તો મુસલમાનો અને અંદરો-અંદરનાં રાજકુળોની નાની મોટી લડાઈઓ, અને સિંધ, કચ્છ અને ગુજરાતની સત્તાઓ સામેના વિગ્રહોમાં પસાર થાય છે. ૧૫મી સદીમાં મુસલમાનો જેમ ચૂડાસમાની તેમ જેઠવાની સત્તા પણ ભાંગે છે પણ જેઠવા રાજકુળ રહી જાય છે ૧૬મી સદીમા અકબરનું લશ્કર જાડેજા સાથે લડીને એને ખંડિયા બનાવે છે

**મોગલ પછી મરાઠા ને અંગ્રેજો**

૧૮મી સદીમાં મોગલ સૂબાઓ પછી મરાઠાઓ આવે છે. યુદ્ધો ચાલ્યા કરે છે. ખંડણી ઉઘરાવાય છે ને છેવટ મરાઠાઓની સંપૂર્ણ સ્થિર સત્તા જામે ત્યાં ૧૮મી સદીના અંત ભાગમાં અંગ્રેજો આવીને

સૌરાષ્ટ્રમાં સત્તા જમાવે છે અંગ્રેજોના ૧૫૦ વર્ષના અમન બાદ ભારતની સ્વાધીનતા પ્રાપ્ત થાય છે ને વલભીના મૈત્રકો પછી ૧૧૦૦ વર્ષ બાદ સૌરાષ્ટ્ર ભારતના એક ભાગરૂપ એકતંત્રી બની ૨૨૫૦ વર્ષ બાદ ગણરાજ્ય–લોકશાહી શાસન પ્રાપ્ત કરે છે

**આવીને ઓતપ્રોત થયા**

વલભીના પછીનો ઇતિહાસ લોકજીવનની ઘણો નજીક છે એ ઇતિહાસ રાજકીય ઇતિહાસ ન રહેતા લોકોના લાંબા કાળના જીવનવિગ્રહનો ઇતિહાસ બની ગયો છે વાળાઓને બાદ કરતાં જેમ ગ્રીકો, શકો, પહ્લવીઓ વગેરે સૌરાષ્ટ્રમાં આવીને ભળી ગયા તેમ આભીર, મેર, સૈન્ધવ વગેરે પણ સૌરાષ્ટ્રમાં આવી એકરૂપ બન્યા બહારથી આવેલાં રાજ્યકુળોમાં જેઠવા અને ચૂડાસમા સિંધ–કચ્છમાંથી આવ્યા, જાડેજા અને કાઠીઓ પણ સિંધ–કચ્છમાંથી આવ્યા, જ્યારે ઝાલા અને ગોહિલો મારવાડમાંથી આવ્યા ચૌગ સૌરાષ્ટ્રમાં ન રહ્યા. મુસ્લિમ સૂબા કાયમ થઈને શેખ–નવાબ બની સૌરાષ્ટ્રી બની રહ્યા, ત્યારે સોલંકીઓ અને વાઘેલા સૌરાષ્ટ્રની ઘણા નજીક છતા એમનું સત્તાકેન્દ્ર ગુજરાતમાં હોતાં સૌરાષ્ટ્રમાં કાયમી વસનારી ન બની શકયા ને પાછા ચાલ્યા ગયા. જ્યારે રાજ્યની મહત્ત્વાકાંક્ષાથી આવેલાં કુળો સ્થિર બની એકરૂપ બન્યા. આથી ગુજરાત કરતાં સિંધ, કચ્છ અને મારવાડ સાથે સૌરાષ્ટ્રનો સંબંધ વિશેષ રહ્યો

**આવ્યા પણ એક ન બન્યા**

એ જ રીતે મરાઠાઓ પણ સૌરાષ્ટ્રમાં કાયમી ન બન્યા, થોડાં ટૂંકાંગાળાવાળાં કુટુંબો સિવાય અને અંગ્રેજોને તો સાત હજાર માઈલ દૂરથી રાજ્ય કરવુ હતું ઉપરાંત સંસ્કૃતિ જ સાવ ભિન્ન મુસલમાનો, ભિન્ન સંસ્કૃતિ હોવા છતા અલગ ધર્મે પણ ઠીક ઠીક એક બની ગયા ને ભારતીય સંસ્કૃતિને સુદૃઢ ફાળો આપી રહ્યા આક્રમક તરીકે આવેલી જાતિઓ કે રાજ્યો પ્રત્યે લોકોને આદર નથી થતો, સિવાય કે એ આક્રમકો આવીને, વિજયી બનીને, પણ એકરૂપ બને આવીને એકરૂપ નહિ

બનનારાં સમાન સંસ્કૃતિનાં ફરજંદ હોય તો પણ આદર ઊભો થતો જ નથી

### સંસ્કાર ચૂંદડીનો નવરંગી પાલવ

વલભીના મૈત્રકો પછીનો કાળ લોકોને પોતાનો લાગે છે, પણ એ પહેલાંનો કાળ જાણે કે અસ્પર્શ્ય જેવો લાગે છે મૌર્યો, ક્ષત્રપો, ગુપ્તો અને મૈત્રકો એ ઐતિહાસિક હકીકત હોવા છતાં લોકોને એ સ્વપ્ના જેવા લાગે છે, જ્યારે ત્યારપછીના ગાળનાં સંભારણાં લોકોમાં આજે ય સંવેદન જગાડે છે, કારણ કે એ કાળ લોકભાષામાં સંઘરાયો નથી અને ઇતિહાસની ભાષા એ લોકભાષા નથી

સૌરાષ્ટ્રમાં અનેક જાતિઓનાં સંસ્કૃતિ વહેણ ઊતરી આવેલાં. એમાં વિધવિધ વાણી ને વિધવિધ વેશવાળાં કુળો એમની પરંપરાઓ, એમની ખાસિયતો ઊતરી આવી. વાળાઓનો ત્યાગ ને બલિદાન, જેઠવાઓનાં પ્રેમ અને શૌર્ય, અટકી ચૂડાસમાઓનો પ્રતાપ અને સંસ્કાર, કાઠીઓની ટેક અને તાકાત, ગોહિલો અને પરમારોનો આસરાનો ધર્મ, બિરાદરી ને બહાદરી, જાડેજાઓના વિવા, સંસ્કાર અને ધર્મપ્રેમ અને કાઠીઓનું શૌર્ય, ખાનદાની, આદર આતિથ્ય અને અણનમપણું એમાં ભળ્યાં. એમનાં જ શા માટે ? આયરો, ચારણો, મેર, વાઘેરો, સુમરા, જત ખાંટ, કોગીલા, બસિયા, બાબરીઆ, સરવૈયા, રબારી, ભરવાડ, કોળી, હરિજન, નાગર બ્રાહ્મણ અને વાણિયા વગેરે કૈંક કોમોએ પોતાનું જે કાંઈ વિશિષ્ટ જે કાંઈ શ્રેષ્ઠ હતુ તે સૌરાષ્ટ્રને બાખૂબ આપ્યુ છે એમાં મુસ્લિમ સાંઈ, ફકીર અને ઓલિયાઓએ ઉમેરો કર્યો છે સૌરાષ્ટ્રમાં તો આ સંસ્કાર ભાગીરથીને એકધારી વહેતી રાખી છે દેવીપુત્ર ચારણોએ. એ ન હોત તો સૌરાષ્ટ્રનો મૈત્રકો પછીનો ઇતિહાસ મૈત્રકો જેટલો જ દૂર પડી જાત અને મેઘાણી ન હોત તો સૌરાષ્ટ્રનાં આ ત્યાગ, બલિદાન, ખમીર ખાનદાની અને નિજના સંસ્કાર વારસાનું આત્મભાન ઓછુ થાત

### સોરઠી સંસ્કારનો છડીદાર

ભીમદેવ તો ઠેઠ કનકોટ ભરાયા હતા અને મહમુદ ગીઝનીના

સોમનાથ ઉપરના આક્રમણ પછી, એક પછી એક મુસ્લિમ આક્રમણ સામે સોમનાથની સખાતે ચડેલા સૌરાષ્ટ્રના બહાદરોને, હમીરજી ગોહિલને વેગડા ભીલને અને કંઈક નામીઅનામીએ જે માથડાં વધેર્યાં છે એમને કોણ બિરદાવત ? મેઘાણી સિવાય એ બિરદાવણ ચારણોના કંઠમાં જ પુરાઈ રહેત. હમીરજીને તો સ્વ૦ કલાપિએ પણ જીવતા કરેલા પણ પછાત ગણાતા છતાં પ્રેમની પ્રબળતાએ ગજકુળો છોડીને જે હલકી ગણાતી કોમો સાથે લોહીસંબંધે જોડાયા એવા ઉજ્જ્વળ પ્રસંગોને કોણ પ્રકાશમાં લાવત ? એ ખસિયા, એ બસિયા, એ કોળીના એ જત પરમાર, એ ખાંટ વગેરે અંધારે ખૂણે પડેલા પછાતોની ખાનદાની અને ખમીરને કોણ ઝગમાવત ? પથ્થરે પથ્થરે અંકિત થયેલી હિંદુ મુસ્લિમ બિરાદરી ઊંચનીચના ભેદને ટાળી આતમ જ્ઞાનની ગંગા વહાવતી સતવાણી, શીલની ખાતર હસતે મોઢે અફીણ ઘોળી જનારી સ્ત્રીશક્તિ, આતિથ્યધર્મે પેટનાં જણ્યાના અંધોળ કરનારી દિલાવરી, શીલની સામે જ જીવનના જોખ કરનારી મસ્તમિજાજી અને એ બધાંને મોકળે મને અને ગહેકતે કંઠે રાસગીતોની રમઝટ બોલાવીને, સુખદુખનાં ઝેર નિતારીને પરંપરાગત વારસો આપ્યે જતી જીવનને જાણનારી, માણનારી અને નાણનારી સંસ્કૃતિને મેઘાણીભાઈએ લોકસંસ્કૃતિ કહી છે

# રાસ, રાસડા, ગરબા અને ગરબી

ગુજરાતમાં રાસ અને ગરબા વિષે ઠીક ઠીક સાહિત્ય લખાયું છે ને એ પર રસિક ચર્ચાઓ પણ જાગી છે. એ બધાં સાહિત્યમાં અને ચર્ચામાં ગુજરાતના ગરબા અને રાસ અંગે બહુધા લખાયું છે ને ચર્ચાયું છે. જ્યારે સૌરાષ્ટ્રના રાસ વિષે તો એમાં ઉલ્લેખો જ માત્ર આવે છે. એનું એક કારણ એ છે કે સૌરાષ્ટ્રના રાસ રાસડા એ લોકધન રહ્યું છે, જ્યારે ગુજરાતના રાસ-ગરબા શિષ્ટ સાહિત્યમાં સ્થાન પામેલ છે અને ગુજરાતના મધ્યયુગના અને અર્વાચીન કાળના કવિઓએ એને સમૃદ્ધ બનાવેલ છે.

શિષ્ટ સાહિત્યની દૃષ્ટિએ વિચારીએ તો સૌરાષ્ટ્રમાં આ રાસ-ગરબા દયારામ, બોટાદકર, નાનાલાલ, લલિતજી અને મેઘાણી થકી જ પ્રચાર પામ્યા. શહેરોમાં અને ખાસ કરીને શિક્ષણસંસ્થા કે સ્ત્રી-મંડળો પૂરતા જ એ મર્યાદિત રહ્યા, પણ ભદ્ર સમાજ કે શિષ્ટ મંડળોથી આગળ વધી એ લોકધન ન બન્યા, એક મેઘાણીના અપવાદ સિવાય. દયારામની ગરબીઓ હવેલીઓ ને મંદિરોમાં સ્થાન પામી. આજે તો અટપટા રાગો અને આછકલાં ગીતોએ એનું સ્થાન લીધું છે, જે અતિ પરિશ્રમે એક એક જૂથ ગાઈ કે નાચી શકે. એ પણ શહેરો ને ભદ્ર સમાજ પૂરતાં જ મર્યાદિત રહ્યાં છે.

**લોકજીવનમાં અચળ સ્થાન**

ત્યારે સૌરાષ્ટ્રમાં સદીઓથી જે રાસ-રાસડા-ગવાતા અને નર્તન

પામતા આવે છે તે આજેય લોકજીવનમાં ચિરંજીવી રહીને પોતાનું અચળ સ્થાન રાખી રહી લોકજીવનને આનંદ અને પ્રેરણા પાતા રહ્યા છે ગુજરાતના રાસ ગરબાથી એ ઘણી રીતે ભિન્ન છે ઢાળ લય, શબ્દ, નર્તન, જેમ અને ભાવની દૃષ્ટિએ પણ સમગ્ર ગુજરાતના રાસ ગરબાનો વિચાર કરવાનો હોય તો સૌરાષ્ટ્રના પરંપરાગત પ્રકારની જુદી જ મૂલવણી કરવી પડે એ મૂલવણી ગુજરાતમાં થતી રાસ ગરબાની ચર્ચા કે સાહિત્યમાં બહુ ઓછી થયેલ છે એક માત્ર મેઘાણીભાઈએ જ લોકગીતોરૂપે એની મૂલવણી કરી પણ સાહિત્યિક દૃષ્ટિએ શિષ્ટ સાહિત્યમાં તે પછી પણ ગસ ગરબાના પ્રકારોની ચર્ચામાં સૌરાષ્ટ્રના રાસ રાસડાને એના વિશિષ્ટરૂપે મૂલવવામાં નથી આવ્યા, કારણ કે કોઈ શિષ્ટ કવિ કે સંશોધક કે સાહિત્યકાર એ રાસના સંસ્કાર નથી પામ્યા અથવા તો એના અભ્યાસની તક નથી મળી એ રાસ ગ્રથસ્થ તો હતા નહિ. સમગ્ર દૃષ્ટિએ જરૂર ચર્ચાયું છે કે લખાયું છે પણ એમાંયે સૌરાષ્ટ્રનું ભૂતકાલીન ગૌરવ જ સ્થાન પામેલ છે

ગ્રથસ્થ થયા પછી પણ એ રાસ રાસડા સાથે કોઈ કવિનું નામ નથી જોડાયું અને પ્રાદેશિકતા વચ્ચે સૌરાષ્ટ્રની બહુરંગી લોકસંસ્કૃતિ સાથે એ જોડાયેલા રહ્યા છે એ સંસ્કૃતિના સમભાવી સંપર્ક સિવાયની મૂલવણી પણ સુવાસ વગરના પુષ્પ જેવી જ નીવડવાની, કારણ કે સૌરાષ્ટ્રના લોકપ્રાણનો ઊર્મિ ધમકાર પકડ્યા સિવાય એનું સમાલોચન શિષ્ટ સાહિત્યના તોલમાપથી જ થવાનું એમાં ઘણી વાર સંવાદ કરતાં વિસંવાદ વધારે હોય છે, કલ્પના કરતાં તર્ક વધારે હોય છે, હૃદય કરતાં બુદ્ધિનું પ્રાધાન્ય વિશેષ હોય છે, અને ભાવ કરતા યુક્તિઓનું પ્રમાણ વધારે હોય છે એ અર્થઘન હોય છે પણ એમાં ઊર્મિજનક વાસ્તવ ઘણી વાર ઉપેક્ષા પામે છે શિષ્ટ સાહિત્યથી સૌરાષ્ટ્રના આ રાસ-રાસડા ઉપેક્ષા પામ્યા છે તો સૌરાષ્ટ્રના લોકજીવનથી આ શિષ્ટ રાસ-ગરબા પણ એટલા જ વેગળા રહ્યા છે

રાસ-ગરબા અંગેના ગોટાળા

રાસ, રાસડા, ગરબા, ગરબી, હીંચ અને હમચી અંગે બહુ બહુ ગોટાળા કરવામાં આવે છે કેટલેક ઠેકાણે આ રાસ, ગરબા કે ગરબીને એક જ જાતનાં ગણવામાં આવે છે સામાન્ય ખ્યાલ પ્રમાણે રાસ-ગરબા તે સ્ત્રીઓ ગાય અને ગરબી પુરુષો ગાય એમ ટેવવામાં આવે છે એક લબ્ધપ્રતિષ્ઠ સંશોધક એક ઠેકાણે લખે છે કે ' કાઠિયાવાડમાં પુરુષો અને ગુજરાતમાં સ્ત્રીઓ ગરબા ગાય છે .....પુરુષોના આવા ગરબા ગોવાળિયાના દાંડિયારાસ સાથે સરખાવી શકાય. ગરબામાં ઘણું ખરું મર્દાનગીભર્યા હાવભાવ સાથે મસ્તી દીઠામાં આવે છે . ગુજરાતની ગરબીમાં સ્ત્રીઓની સુકુમારતા છે તો કાઠિયાવાડના ' ગરબા 'માં મર્દોની મસ્તી છે"

કાઠિયાવાડમાં કયે ઠેકાણે એમણે પુરુષોને ગરબા લેતા નિહાળ્યા હશે ? એક માત્ર નવરાત્રીના ઉત્સવો દરમિયાન કાઠિયાવાડમાં પુરુષો ગરબી જ લે છે ને ગરબા તો સ્ત્રીઓ ગાય છે પણ રાસ અને ગરબાનો એમણે ગોટાળો કર્યો જણાય છે આવો ગોટાળો ગુજરાત સૌરાષ્ટ્રમાં વ્યાપક બન્યો છે એટલે રાસ-ગરબાનો ભેદ સમજવા આપણે એના મૂળ સુધી જવું પડશે રાસના પ્રકાર એકલા સૌરાષ્ટ્ર-ગુજરાતમાં જ છે કે ભારતના અન્ય પ્રદેશોમાં પણ છે ? એકલા ભારતમાં જ આ કલા વિકસી છે કે વિશ્વના અન્ય દેશોમાં પણ વિશિષ્ટરૂપે રહેલી છે ?

લોકનૃત્યો

રાસ સર્વ પ્રકારે લોકનૃત્ય જ છે. ટોળે વળીને લેવાતા રાસ, ગરબા, ગરબી કે ગોફરા જેવા વર્તુળાકાર નૃત્ય-પ્રકારો તો દુનિયાભરના દેશોમાંથી મળી આવે છે યુરોપનાં ' બેલડ ' અને જાપાનના ' મોના ઓદેરી ' આ જ પ્રકારનાં ગોળાકારે લેવાતાં સમૂહ ગીતનૃત્યો જ છે પ્રાદેશિક ખાસિયતો અને સામાજિક વિકાસ તથા પ્રણાલિકાઓની ભિન્નતા તો એમાં હોય જ.

ગોળાકારે ગવનૃત્ય એ આદિમાનવ જેટલું જૂનું ગણાય છે. આદિમાનવે પોતાના ઊર્મિઆવેગને વ્યક્ત કરવા નાદ અને હાથ-પગ તથા

શરીરના આવેગ યુક્ત હલનચલનનો આશ્રય લીધો. એ પછી સલામતી યુક્ત ગીતો રચાયા. એ સંઘજીવન ભય અને નક્ષત્રરૂપે પોષાયું તો બીજી બાજુ આનંદ અને ઊર્મિઓના આવેગો વ્યક્ત કરવા ભેગા મળીને સંઘગાન અને સંઘનૃત્યરૂપે વિકસવા માંડ્યું. શરૂઆતમાં એ આદિમાનવના શિકાર પછીના જંગલી ચાળારૂપે હશે ભયના નિવારણ કે વિજયના હુંકારરૂપે હશે. આજે ય આદિમાનવો શિકાર પછી શિકારની આસપાસ ટોળે વળીને ઠેકડા મારતા, હોકારા ને ચિચિયારી પાડતા, શિકાર ઉપર પ્રહારો કરતા અને એમાંથી ટુકડાઓ તોડી ખાતાખાતા એવાં સમૂહ ગીત-નૃત્ય કરતા કળાયા છે. હબસીઓનું જંગલી નૃત્ય કંઈક આ પ્રકારનું જ છે. સૌરાષ્ટ્રના જંબુર ગામના સીદીઓની ધમાલમાં આ પ્રકારના ઉગ્ર, આવેશમય અને ઝનૂની ગીતનૃત્યના ભાવો વ્યક્ત થાય છે

વર્તુળ-કુંડાળું એ આદિમાનવનું સાંયોગિક અને સાહજિક ભાવે પ્રતીક રહ્યું છે. ઈતિહાસ નોંધે છે કે આર્ય ગોપજનો સાથે એમનાં ઔષધ, એમનાં તલવાર ને ભાલાં અને એમનાં ગીતનૃત્યો એક છેડે આર્યાવર્તમાં તો બીજે છેડે ઈંગ્લેન્ડ અને ફ્રાંસમાં પહોંચ્યાં. એક છેડે ઈરાનમાં તો બીજે છેડે ગ્રીસ અને જર્મનીમાં પહોંચ્યાં. આ આર્ય જિપ્સીઓનાં ટોળાં જ્યાં જ્યાં વસવાટ કરી રહ્યાં ત્યાં ત્યાં એમની કળા પણ સાથે લેતાં ગયાં. થાકેલાં અંગોનો આરામ એકલદોકલના નાચગાનથી કેમ મળે? સૌ સમૂહમન આનંદ મેળવે, રસના સમાન હિલોળ ઉડાવે. એવા સંઘજીવનમાંથી આ સમૂહ ગીતનૃત્યોનો આવિર્ભાવ થયો કહી શકાય. ભ્રમણશીલ જાતિઓ દ્વારા એણે ધરતી અને સમુદ્રની સફરો ખેડી-પ્રાદેશિક સ્વરૂપ ધારણ કર્યું. સામાજિક સ્વરૂપાંતર સાથે આ ગીતનૃત્યોનું પણ સ્વરૂપાંતર થતું ગયું

### સૌરાષ્ટ્ર-ગુજરાતમાં ક્યાંથી આવ્યા?

પણ સૌરાષ્ટ્ર-ગુજરાતમાં આ ગરબા આવ્યા ક્યાંથી? ગરબો એટલે ગર્ભદીપ-ગર્ભ એટલે ઘડો. એ ઘડાને કોરાવીને, જાળીઓ મેલાવીને એમાં દીપ મૂકી હજાર હજાર પ્રકાશકિરણોની ધારાઓ વહાવતાં આ

સુંદરીઓનાં સુકુમાર અને જોમવતા નૃત્યો વિકસ્યાં કઈ રીતે?

આપણે જોઈ ગયા કે નાદ અને નર્તન આદિમાનવના આંતરિક આવેગ અને ઊર્મિઓની અભિવ્યક્તિ છે ભય અને રક્ષાભાવમાંથી આદિમાનવ પૂજા કે ધર્મ તરફ વળ્યો ત્યારે એ ધર્મ કે રક્ષાભાવ એણે બલિદાન, નાદ અને નર્તનરૂપે જ વ્યક્ત કર્યા ગરબો એ સર્વાંશે ધર્મનું જ પ્રતીક છે ગરબા સાથે શક્તિની પૂજા, શક્તિનું માહાત્મ્ય જોડાયેલું છે નવરાત્રિનો ગરબા ઉત્સવ એ આ શક્તિપૂજાનો જ ઉત્સવ છે

આજથી છએક હજાર વર્ષ પહેલાંની મનાતી મોહેં જો દડોની સંસ્કૃતિના અવશેષોમાંથી મળેલા શિવલિંગ અને દેવીની મૂર્તિઓ ઉપરથી એમ મનાતું થયું છે કે શિવપૂજાની સાથોસાથ અનાર્યો શક્તિના પણ ઉપાસક હતા આર્યોના આગમન પહેલાં મધ્યપૂર્વના દેશોથી માંડીને ભૂમધ્ય સમુદ્રના કિનારાની માનવ-વસાહતોમાં આ શક્તિપૂજા જુદા જુદા સ્વરૂપે વિદ્યમાન હતી આર્યોના આગમન સાથે અનાર્યો સાથે વિગ્રહ મંડાયો કિલ્લા, નગરરચના અને સમુદ્રયાનમાં પ્રવીણ એવા અનાર્યોના સો સો કિલ્લાઓનો આર્યોએ ધ્વંસ કર્યો

અનાર્યોની સ્થૂળ સંપત્તિનો નાશ કરવા છતાં અનાર્યોની વિદ્યાનો આર્યો નાશ કરી શક્યા નહિ અનાર્યો સાથેના વિગ્રહમાં આર્યોની શક્તિ ખરચાવા લાગી કાળક્રમે અનાર્યોને પોતાના કરી લેવામાં જ આર્યોએ ડહાપણ જોયું અનાર્યોની પુત્રીઓના અંગીકાર સાથે અનાર્યોની કળા અને શિવપૂજા, શક્તિપૂજા તથા વિષ્ણુપૂજાને પણ અંગીકાર કરી લોહીના સંબંધ સાથે ધાર્મિક અને સામાજિક સમન્વય પણ સધાતો ગયો

## આદ્યશક્તિનો મહિમા

શક્તિપૂજાનું પ્રાબલ્ય વેદકાળમાં વધતું જોવામાં આવે છે. પછી તો એ આદ્યશક્તિનો મહિમા પૌરાણિક બને છે ભારતના એક એક પ્રદેશે આ આદ્યશક્તિ અનેક સ્વરૂપે પૂજાય છે આ આદ્યશક્તિને જ સ્વયંભૂ સૃષ્ટિની સર્જક, પોષક, પાલક અને સંહારક કલ્પવામાં આવે છે જ્યોત-અખંડ જ્યોતિને એનું પ્રતીક માનવામાં આવે છે શક્તિ-

પૂજામાંથી જ ઊભા થયેલા શાક્તપંથમાં પણ જ્યોતને જ આદ્યશક્તિ મહામાયાનું સ્વરૂપ ગણવામાં આવે છે. આ જ્યોત આપોઆપ જલે છે. શાક્તપંથમાં એવી માન્યતા છે કે મહામાયાની ઉપાસનાથી જ્યોત આપોઆપ પેદા થાય, તો જ એનો સાક્ષાત્કાર થયો કહી શકાય. એ જ્યોત જલાવવા માટે શાક્તપંથમાં ચાર ભજન ગાવામાં આવે છે ને કહેવાય છે કે એવી સાચી આરાધના હોય તો જ્યોત આપોઆપ જલે છે. આ વિધિ શાક્તપંથના અધિકારીજનો પૂરતો અતિ ગુપ્ત રીતે કરવામાં આવે છે.

નવરાત્રિનો–શક્તિપૂજાનો ઉત્સવ એ શાક્તોનો જ ઉત્સવ છે. એક જ્યોતમાંથી અનેક જ્યોત જલે છે એવો આદ્યશક્તિ–મહામાયાનો મહિમા હોવાનું શાક્તો માને છે. એમના ગુપ્ત પૂજાવિધિમાં પણ એ માન્યતા પળાય છે. એ શક્તિનો મહિમા આજે જાત, પ્રાંત કે સંપ્રદાયના ભેદ વગર સર્વવ્યાપક બન્યો છે. જેમ શિવલિંગની પૂજા કરતાં લિંગના આકાર કે ઉત્પત્તિનો ખ્યાલ સુદ્ધાં પૂજકને નથી આવતો, તેમ નવરાત્રિનો ઉત્સવ ઉજવનારાઓને ખ્યાલ પણ નથી હોતો કે અનાર્યોએ આર્યોને આપેલા અને એ પછી શાક્તોથી ઉપાસાયેલા અને વિસ્તરેલા એક શાક્તપંથના ઉત્સવની આપણે ઉજવણી કરી રહ્યા છીએ. પુરાણોએ આ આદ્યશક્તિના અનેક અર્થો આપ્યા છે.; પણ નવરાત્રિમાં જે પૂજા થાય છે તે તો આ આદ્યશક્તિ–મહામાયાની જ. અને એનું પ્રતીક છે જ્યોત. એક જ્યોતમાંથી અનેક જ્યોત પ્રગટે છે એ કલ્પના આ ગર્ભદીપ–ગરબા વડે વ્યક્ત થાય છે.

કથા, સ્વરૂપવર્ણન અને છેવટે મંગળ કામના રહેલી હોય છે.

ગરબા વિષે એક માન્યતા એવી છે કે, વેદકાળથી સૂર્યપૂજા પણ ચાલી આવે છે પુરાણકાળમાં ગુજરાતમાં ઠેર ઠેર સૂર્યમંદિરો હોવાના ઉલ્લેખો મળે છે. એટલે બ્રહ્માંડને ગરબાનું રૂપ આપી.દીપને સૂર્યનું રૂપ આપી સૂર્યપૂજા કરવાની પ્રણાલિકામાંથી પણ ગરબો ઊતરી આવ્યો હોય. પણ આ માન્યતાને બહુ આધાર નથી.

સૌરાષ્ટ્રને લાગેવળગે છે ત્યાં સુધી સૂર્યપૂજક કાઠીઓ તો ૧૧મીથી ૧૮મી સદી સુધીમાં આવ્યા. પણ પ્રભાસપાટણનું સૂર્યમંદિર સદીઓ જૂનું છે. શકો આવ્યા ત્યારે પણ સૂર્યપૂજા સાથે લેતા આવેલા. એ સૂર્યપૂજા સૌરાષ્ટ્ર–ગુજરાતથી કાશ્મીર સુધી એ કાળે જરૂર વિસ્તરેલી, પણ એ સૂર્યપૂજક સંસ્કૃતિનો એક પણ અવશેષ ગર્ભદીપ–ગરબાનું સંસ્મરણ નથી કરાવતો. ગરબા સાથે જે ગીત જોડાયેલાં છે તેમાં પણ સૂર્યનો ક્યાંય ઉલ્લેખ નથી. સૌરાષ્ટ્રે મૌર્યો, શકો, ગુપ્તો, ક્ષત્રપો અને ગુર્જરોના અવશેષો, એક યા બીજે સ્વરૂપે જાળવી રાખ્યા છે. એમાં સૂર્યપૂજા અને ગરબાનો સંબંધ ક્યાંય મળતો નથી. જોકે સૂર્યપૂજા શકોથી ઘણી પુરાણી છે.

### સૂર્યપૂજા અને શક્તિપૂજા

જ્યારે શક્તિપૂજાનું પ્રાબલ્ય સૌરાષ્ટ્રમાં સ્વરૂપાંતર સાથે પણ આજેય જોવામાં આવે છે. સૂર્યપૂજા કાઠીઓમાં પ્રચલિત છે કાઠી એ સૂરજનો પોતરો ગણાય છે પણ ગરબાનો સંબંધ મળતો નથી. સૂર્ય-પૂજાનો એક પ્રકાર અઘરણી વખતે રાંદલમાની પૂજા. રાંદલ એટલે પુત્ર દેનારી સૂર્યપત્ની રન્નાદે. આ રન્નાદે–રાંદલનાં ગીતોમાં પણ ગરબાને સ્થાન નથી હોતું એમાં જે ગીતો ગવાય છે તે 'રાંદલનો ઘોડો ખૂંદવો' કહેવાય છે ઘોડાની જેમ બહેનો બબ્બે પગે ઠેકતી ઠેકતી અને હાથના તાળોટા પાડતી ગાય છે. જેને 'હમચી' ખૂંદવી પણ કહેવામાં આવે છે.

" હમચી ખૂંદું છું વારી વારી, ભાઈને ઘરે સોનીડા આવે,
રૂડા બાજોઠિયા ઘડી લાવે, મારી રાંદલમાને કાજે. ".

. આવાં ગીતો ગવાય છે. એટલે ગરબા સાથે સૂર્યપૂજાને સંબંધ હોવાની માન્યતા સાચી નથી લાગતી. મધ્યયુગ પછી ગુજરાતમાં ગરબા વિશે ભક્તિભાવપૂર્વક અનેકવિધ કલ્પનાઓ કરવામાં આવી છે. વલ્લભ મેવાડાએ ગરબાને વિશ્વ સાથે સરખાવેલ છે પણ એ કલ્પના પાછળથી સ્ફુરી છે ગરબાની ઉત્પત્તિ સાથે એને સંબંધ નથી. ગરબો એ ધાર્મિક પ્રતીક છે, પણ આદ્યશક્તિ-મહામાયાનુ. આમ ગરબો એ પ્રાગૈતિહાસિક કાળથી શક્તિપૂજાના ગીતનર્તનરૂપે ચાલ્યો આવતો હોય એમ સંભવે. ગર્ભદીપ સાથેનો ગરબો એ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં જ લેવાય છે. મહારાષ્ટ્રનો પ્રકાર જરા જુદો છે.

**યાદવકુળ જેટલા પ્રાચીન**

ગરબાને આજે રાસના એક પ્રકારરૂપે જ આપણે જોઈએ છીએ. રાસને ગરબો કહેવામાં આવે છે ને ગરબાને રાસ કહેવામા આવે છે. સૌરાષ્ટ્રની દૃષ્ટિએ વિચારતાં રાસ, રાસડા, ગરબા અને ગરબી એ ભિન્ન-ભિન્ન પ્રકારો છે. એનાં ગીતો પણ જુદાં જુદાં છે. આ રાસની પરંપરા યાદવકુળથી સૌરાષ્ટ્રમાં ચાલી આવે છે

૨૬૦૦ થી ૨૭૦૦ વર્ષ પૂર્વેના ઐતરેય આરણ્યકમાં આ પ્રમાણે ઉલ્લેખ સાંપડે છે :

> प्रेष्याः ;सन्नाहित पूर्णकुम्भास्तिडन्तोवमा षड्स्तमाः
> इम धियादमुदकुम्भ न त्रिः प्रदक्षिण परिमजाम'
> दक्षिणे' पाणिभिः दक्षिणान् तद्न् आजघ्नानां एहि
> एवा इद मधु इद मधु इति वदत्व. ॥
>
> (ઐતરેય આરણ્યક)

"જલભર્યા કુંભવાળી દાસીઓ-ત્રણ હોય તો ચાલે, પણ છની સંખ્યા હોય તો વધારે સારું—મોકલવી

આ દાસીઓ 'આવો આવો, આ મધુ છે, આ મધુ છે' એ પ્રમાણે બોલતી જમણા હાથથી જમણા સાથળ પર થાપા મારતી મારતી

થતો અને વિવિધ વસ્ત્રો પણ સજાતાં દંડરાસક અને તાલરાસક બન્ને પ્રકારો ગોળાકારે સમૂહગત ગીતનર્તનના છે એકનુ પ્રતીક છે દંડ-દાંડિયા અને બીજાનુ પ્રતીક છે કરતાન એટલે કે હાથતાળી. એકમાં શ્રીકૃષ્ણ બંસી બજાવે છે ને ગોપીઓ ગીતનૃત્ય કરે છે, બીજામા સ્ત્રીઓ અને પુરુષો સામૂહગત નૃત્ય કરે છે. ત્રીજા પ્રકારમાં એક એક પુરુષ અને એક એક સ્ત્રી હોય છે આવી મંડળી આઠથી ચોસઠ સુધીની હોય છે એમાં હાથમાં હાથ મેળવીને કે એકબીજાની કેડે હાથ ભરાવીને પણ ગોળાકાર ગીત નર્તન કરે છે

આ ગોળાકાર ગીતનર્તન વખતે કૃષ્ણલીલાનાં ગીતો ગવાતાં હતાં સાથે જ ગ્રામની રચનાવાળા રંગ-સંગીતનો ઉલ્લેખ મળે છે હલ્લીસક એ ગોપનોકોની ક્રીડા જ છે એના ગીત, નર્તન અને સંગીત પણ કૃષ્ણલીલાને જ ગાય છે એમા ક્યાંય શક્તિપૂજા કે શક્તિનો મહિમા કે શક્તિની આરાધના નથી રહેતી એટલે ભગવાન કૃષ્ણે આપેલ હલ્લીસક એ આર્યોની ગીતનર્તન પરંપરા હોવાનુ માની શકાય

### હલ્લીસક અને લાસક

દંડરાસક અને તાલરાસકને હલ્લીસકના જ પ્રકારો માનીએ તો ભેદ રહેતો નથી પણ આગળ જતાં હલ્લીસક અને રાસકના બે ભેદ પડે છે અને રાસકને લાસક અથવા લાસ્ય ગણવામાં આવે છે ત્યાંથી એટલે કે મધ્યયુગથી એ ભેદને સ્વીકારીએ તો દંડરાસક અને તાલરાસકના ભેદે દંડરાસક એટલે હલ્લીસક ગણવું રહ્યું અને તાલરાસકને લાસ્ય ગણવું જોઈએ મધ્યયુગ સુધીમાં એમાં નાટ્યાત્મક સ્વરૂપોમા કથા, આખ્યાન, ઇતિહાસવર્ણન વગેરે ગીતસંગીત સાથેના મિશ્રરૂપે વીકસે છે ને એના પ્રકારો વધતા જાય છે

તો પછી આ રાસક-લાસક-લાસ્ય આવ્યુ ક્યાંથી ? અને હલ્લીસક તથા લાસ્યના આજે ગણાતા ભિન્ન પ્રકારો વચ્ચે સંમિશ્રણ ક્યાંથી થયુ ? ભરતમુનિના સમકાલીન કે પુરોગામી ગણાતા નંદિકેશ્વરના ભરતા-

ચુંવ અને અભિનયદર્પણમાં સૌ પ્રથમ આ લાસ્ય પ્રકારનો ઉલ્લેખ મળે છે :

> पार्वती त्वनुशास्ति स्म लास्य बाणात्मजामुषाम् ।
> तया द्वारवतीगोप्यस्ताभि सौराष्ट्रयोषित ॥
> ताभिस्तु शिक્षिता नार्यो नानाजनपदास्पदा ।
> एव परपराप्राप्तमेतल्लोके प्रतिष्ठितम् ॥
>
> ( અભિનયદર્પણ )

'પાર્વતીએ બાણાસુરની દીકરી ઉષાને એ લાસ્ય શીખવ્યુ ઉષાએ દ્વારિકાની ગોપીઓને શીખવ્યું અને દ્વારિકાની ગોપીઓએ સૌરાષ્ટ્રની સ્ત્રીઓને શીખવ્યુ

સૌરાષ્ટ્રની સ્ત્રીઓએ વિવિધ દેશોમા વસનારી નારીઓને એ શિખવાડ્યુ અને એવી રીતે પરપરાએ વડી રહેલુ લાસ્યનૃત્ય જનસમૂહમાં પ્રતિષ્ઠિત બની રહ્યુ"

**ઉષાનો અનાર્ય સંસ્કાર**

તેરમી સદીના સારંગદેવના સગીતરત્નાકર ગ્રથમાં આ લાસ્ય પરપરાનું ચિત્ર વધુ સ્પષ્ટ ખેચાય છે એના સાતમા નર્તનાધ્યાયમાં વર્ણન આવે છે કે, શિવજીએ ભરતમુનિ આગળ લાસ્યનર્તનનો પ્રકાર વર્ણવવા પાર્વતીજીને કહ્યુ પાર્વતીજીએ બાણાસુરની પુત્રી ઉષાને એ શીખવ્યુ ઉષાને દ્વારિકાની ગોપીઓને શીખવ્યું એમાથી સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં એ પ્રચાર પામ્યુ સૌરાષ્ટ્રમાંથી એ ભારતનાં જનપદોમા પ્રચાર પામ્યુ

આ ઉષા તે અનાર્ય બાણાસુરની પુત્રી બાણાસુર શોણિતપુરનો રાજા હતો આ શોણિતપુર વિષે વિદ્વાનોમાં બે મત પ્રવર્તે છે એક મત આસિરિયામા નીનેવેહનો રાજા સેનીપાલ તે જ બાણાસુર એમ માને છે, જ્યારે બીજા મત પ્રમાણે આસામમાં આવેલુ તેજપુર તે જ બાણાસુરનું શોણિતપુર છે જો આસામનુ ગણીએ તો આસામ અને સૌરાષ્ટ્રના હલ્લીસક અને લાસ્ય વચ્ચે ઘણું મળતાપણું આવે છે

યાદવોના કાળ દરમિયાન આર્યો અનાર્યોની પુત્રીઓ અપનાવતા થઈ ગયેલા એમના ધર્મ અને કળાને પણ અપનાવતા થઈ ગયેલા. કૃષ્ણના મામા કંસ અનાર્ય હતા લગ્નસંબંધમાં આર્યો અને અનાર્યોનું રાજકારણ ભારે અગત્યનો ભાગ ભજવતું હતું શ્રીકૃષ્ણે એવા જ કોઈ કારણસર પોતાના પુત્ર પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધનું લગ્ન ઉષા સાથે કર્યું હોય એમ સંભવ જોકે પુરાણોના કથન મુજબ તો ઉષાની સખી ચિત્રલેખાએ અનિરુદ્ધનું હરણ કરેલું એ પછી ઉષાની ખાતર અનિરુદ્ધ અને કૃષ્ણ યુદ્ધે ચડેલા અને બાણાસુરને હરાવીને ઉષાને મેળવેલી. આ ઉષાની સાથે લાસ્યપ્રકાર સૌરાષ્ટ્રમાં આવ્યો અને વિસ્તાર પામ્યો.

**અર્જુનનો મણિપુરી સંસ્કાર**

કૃષ્ણના હલ્લીસકમાં ઉષાનું લાસ્ય ભળ્યું તેમ એક ત્રીજો પ્રવાહ પણ એમાં આવી મળે છે ને ગીતનર્તનનો ત્રિવેણી સંગમ રચાય છે મહાભારતમાં કથા છે કે અર્જુન આયુધાગારમાં શસ્ત્રો લેવા ગયો ત્યાં યુધિષ્ઠિર અને દ્રૌપદી એકાંતવાસમાં બેઠેલાં એકાંતવાસનો એ ભંગ કરવા માટેના પ્રાયશ્ચિત્ત તરીકે અર્જુનને બાર વર્ષના તીર્થાટને નીકળવું પડ્યું. ફરતો ફરતો અર્જુન મણિપુર રાજ્યમાં ગયો. ત્યાંના રાજાની પુત્રી ચિત્રાંગદાને પરણ્યો એનાથી બભ્રુવાહન નામે એક પુત્ર પણ થયો, જેનું પરાક્રમ મહાભારતમાં વર્ણવેલ છે

મણિપુરમાં અર્જુન ત્રણ વર્ષ રહ્યો એ દરમિયાન એના જેવી સંગીતનર્તનની સરકારી વ્યક્તિ ઉપર 'મણિપુરી નૃત્ય'ના પહેલ પડ્યા સિવાય ન રહે આગળ જતાં અર્જુન સમુદ્રમાર્ગે પ્રભાસ જાય છે ત્યાં કૃષ્ણને મળે છે સુભદ્રાનું હરણ કરવાનું કૃષ્ણ સાથે નક્કી થાય છે ને રૈવતક એટલે કે ગિરનારના મેળામાં સંન્યાસીરૂપે આવે છે ને છેવટ સુભદ્રાનું હરણ કરે છે એનાથી અભિમન્યુનો જન્મ થાય છે.

**સૌરાષ્ટ્રમાં નર્તન ત્રિવેણી સંગમ**

તીર્થાટનના સમય દરમિયાન અર્જુન ઇન્દ્ર પાસે જાય છે પંડિતોના મતે ઇન્દ્રનું રાજ્ય હિમાલયમાં આવેલું આજેય કિન્નરો

અને ગાંધર્વોની જાતિઓ હિમાલયમાં છે. ઇન્દ્ર પાસે રહીને અર્જુન ચિત્રરથ ગાંધર્વ પાસેથી ગીત, વાદન અને નૃત્યની કળાઓનું પાંચ વર્ષ સુધી શિક્ષણ લે છે. અપ્સરા ઉર્વશી અર્જુન ઉપર મોહાંધ થાય છે. અર્જુન ઇન્દ્રના પુત્ર તરીકે વિવેક જાળવીને ઉર્વશીની માગણીનો અસ્વીકાર કરે છે ત્યારે ઉર્વશી શાપ આપે છે કે 'જા, તુ ષંઢ થઈશ.' અર્જુનને હજી અજ્ઞાત વાસ ગાળવાનો હતો. એટલે એક વર્ષ સુધી વિરાટ રાજાને ત્યાં બૃહન્નલા નામથી એ ષંઢના વેશમાં રહે છે ને વિરાટ રાજાની પુત્રી ઉત્તરાને ગીત, વાદન ને નર્તન શીખવે છે આ અજ્ઞાત વાસમાંથી અર્જુનને બહાર લાવવા કૌરવો કપટ રચે છે ને વિરાટ રાજાનું ગોધન હરી જાય છે. અર્જુન પરાક્રમ બતાવી ગોધન પાછું વાળે છે. વિરાટ રાજા પ્રસન્ન થઈને પોતાની પુત્રી ઉત્તરાનો સ્વીકાર કરવા કહે છે પણ ઉત્તરાના ગુરુ અર્જુન ઉત્તરાને પુત્રીસમ માની પોતાના પુત્ર અને કૃષ્ણના દૌહિત્ર અભિમન્યુ સાથે એને પરણાવવાનું ગોઠવે છે.

ઉત્તરા દ્વારિકામાં આવે છે. અભિમન્યુના હણાયા પછી ઉત્તરા શેષ આયુષ્ય દ્વારિકામાં જ ગાળે છે. આમ કૃષ્ણના હલ્લીસકમાં ઉષાનું લાસ્ય, ઉત્તરાનું ગાંધર્વ ગાનનર્તન અને અર્જુનના ગાંધર્વ ગાન સાથે મણિપુરી નૃત્યનો સુમેળ સધાય છે. સૌરાષ્ટ્રમાં ગીત, વાદન અને નર્તન આટલા પૌરાણિક સંસ્કારોથી સમૃદ્ધ બનેલાં. પ્રશ્ન એ થાય છે કે આટ-આટલા હલ્લીસક, રાસક, ગાંધર્વગાન અને મણિપુરીના ગીત, વાદન અને નર્તનમાં ક્યાંય ગરબાનું કે શક્તિનું નામ કાં નથી આવતું ?

### સૌરાષ્ટ્ર ને મણિપુરીનું સામ્ય

ભરતમુનિએ નર્તન શૈલીના જે ચાર પ્રકાર આપ્યા છે એમાં એક સાત્વતી શૈલી તો સૌરાષ્ટ્રની, એ આપણે જોઈ ગયા છીએ. અર્જુન ગીતવાદનમાં પ્રવીણ હતો એવા ઉલ્લેખો ઠેર ઠેર મળે છે. ત્યારે સૌરાષ્ટ્રના લાસ્ય પ્રકાર જેવા નૃત્ય પ્રકારો આજે ય આસામમાં છે. જેમનો એક તો કરતાલ અથવા કરતાલી. મણિપુરની પ્રજા વૈષ્ણવધર્મી છે. એમના વસંતરાસ, મહારાસ વગેરેમાં વિદ્યાપતિ, જયદેવ, ચંડીદાસનાં ગીતો હોય

છે રામાયણ અને મહાભારત એમાં ઊતરે છે રાધા, લલિતા, વિશાખા, ચંપકલતા વગેરે સખીઓના નૃત્યો એમાં ઊતરે છે રાખાલ રાસમાં કૃષ્ણ અને ગોવાળો ગોષ્ઠભંગી કરે છે મહારાસ અને વસંતરાસમાં કૃષ્ણનું નૃત્ય ઉદ્ધત-તાંડવ પ્રકારનું હોય છે મણિપુરી નૃત્યોમાં આંગિક અભિનય મુખ્ય હોય છે

એ જ રીતે ગોપી ગોપાનરાસ, ઉત્ખલરાસ અને સ્ત્રીઓ ગોળાકારે નર્તન કરતા હાથની તાળીઓ વગાડીને જે ગીતનર્તન કરે છે એને 'ખુમાઈસઈ' પણ કહે છે મણિપુરના આ બધા રાસ તાંડવ અને લાસ્ય પ્રકારના ખરા, પણ એ શાસ્ત્રીય સ્વરૂપ પામેલા અને વિશેષ નાટ્યાત્મક છે એ જ નાટ્યતત્ત્વ વ્રજના રાસમાં પણ દેખાય છે વ્રજની રાસનીનામા આખી કૃષ્ણલીલા ભજવાય છે સૌરાષ્ટ્ર ગુજરાતના રાસોમાં આવું નાટ્યતત્ત્વ કેટક અંશે ભવાઈમાં દેખાય છે

મણિપુરના રાખાલ અને ઉત્સવ રાસમાં તો દાંડિયા પણ હોય છે પણ સૌરાષ્ટ્રની જેમ દાંડિયાના સામસામા આધાતો નથી હોતા જ્યારે ગોપી-ગોપાલરાસમાં સ્ત્રી-પુરુષોનાં યુગલ રચાય છે

'એક એક ગોપી ને એક એક કાન છે વાના' જેવા રાસો ઓછામા ઓછા નરસિંહ મહેતાથી તો અતિ વિખ્યાત છે

**દાંડિયા ક્યાથી આવ્યા?**

આ રીતે મણિપુરના કેટલાક રાસ અને સૌરાષ્ટ્રના રાસમાં ઘણું સામ્ય છે ખાસ કરીને હલ્લીસક અને ગસ એટલે કે દાંડિયારાસ અને તાલીરાસની સરખામણીમાં રાસમાં દાંડિયા કઈ રીતે સ્થાન પામ્યા એ પણ ઘણો રસિક વિષય છે સૌરાષ્ટ્રમા ઘણા ગસોમાં મસી આકારના મોતી ભરેલા ફૂમતાવાળા નાના નાજુક દાંડિયા ઉપયોગમાં લેવાય છે, પણ એ માત્ર દેખાવના હોય છે જ્યારે લાકડાના ખાસ કરીને પરોણાના દાંડિયા લેવાય છે સંભવ છે કે કૃષ્ણની મસી ઉપરથી પણ આ દાંડિયા રાસમાં સ્થાન પામ્યા હોય અથવા તો ગોપાનોના હાજર અને હરદમ

સાધન લાકડી ઉપરથી લેવાયા હોય. મારવાડના ભીલોમાં હજી આખી પરોણીનો રાસ લેવાય છે. એ જ પદ્ધતિ ગણપુરના મુસલમાન વોરાઓમાં પણ જોવાય છે એટલે પહેલાં એવી પરોણી કે પરોણાથી દંડ રાસ લેવાતા હોય અને સમય જતાં નૃત્ય અને સગવડની દૃષ્ટિએ એમાં ફેરફાર થતાં નાના દાંડિયા સ્થાન પામ્યા હોય મારવાડના ભીલોમાં આખી લાકડીથી જે રાસ લેવાય છે તેને 'ગેર' કહેવામાં આવે છે આ 'ગેર' શબ્દ ઘેર અથવા ઘેરામાંથી પણ બન્યો હોય એવો સંભવ છે.

**અન્ય પ્રદેશોમાં રાસના પ્રકાર**

રાસના પ્રકારો તો જેમ સૌરાષ્ટ્રમાં, મણિપુરમાં તેમ ભારતના અન્ય પ્રદેશોમાં પણ છે. જેમકે માળવાના ગર્માં; રાજસ્થાનના ગેર; મારવાડના હાથતાલી રાસ; મહારાષ્ટ્રમાં કાતખેલ, ટીપ્રી અને ઝીમ્મા; પૂર્વ બંગાળમાં ધામાઇલ; વીરભૂમમાં કાઠી; ગઢવાલમાં ચોફૂલો; દક્ષિણ ભારતમાં કોલાટ્ટમ અને કુમ્મી; ઉત્તર પ્રદેશમાં રાસલીલા વગેરે. પણ ગરબીના પ્રકાર સૌરાષ્ટ્ર, ગુજરાત, માળવા અને દક્ષિણ ભારતમાં વિશેષ છે પણ ગરબાને માથે ધારીને ગીતનર્તન કરવાનો પ્રકાર તો એકલા ગુજરાત સૌરાષ્ટ્ર ને કચ્છમાં જ છે ભારતના દરેક પ્રદેશે આ રાસ ભૌગોલિક, સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ પ્રમાણે વિવિધ સ્વરૂપ ધારણ કરતા રહ્યા છે એમાં પ્રાદેશિક સંગીત, વિશિષ્ટતાઓ અને વેશ-પરિધાન પણ વિભિન્નપણે વિકસ્યાં છે. પણ સૌરાષ્ટ્ર રાસનું ઉગમ સ્થાન હોવાથી ત્યાં રાસ ક્યાંક એના મૂળ સ્વરૂપે તો ક્યાંક જુદી જુદી જાતિઓ, રીતરિવાજ અને ખાસિયતો પ્રમાણે વિશેષ પ્રમાણમાં વિકસેલા છે

**રાસના પૌરાણિક પ્રકારો**

આમ આપણે જોયું કે હલ્લીસક, રાસક, ગાંધર્વગાન અને મણિ-પુરીની પરંપરાનો વારસો સૌરાષ્ટ્રને મળ્યો છે ને વિશેષ પ્રચાર પામી લોકજીવનમાં ઓતપ્રોત થઈ ગયો છે આ આખી પરંપરા ગોપજાતિ ઓમાં ઊતરીને પછી સૌરાષ્ટ્રવ્યાપી અને ભારતવ્યાપી બની છે આ હલ્લીસક અને રાસકના પ્રકારોનો ઉલ્લેખ બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ,

અગ્નિપુરાણ અને ભાગવતમાં પણ થયેલ છે આઠમી સદીમાં રચાયેલા અગ્નિપુરાણમા એ બન્ને પ્રકારો સાથે નાટ્યરાસકનો ઉલ્લેખ પણ આવે છે નવમી સદીમાં માઘ પંડિત 'શિશુપાલવધ'માં હલ્લીસકનો ઉલ્લેખ કરે છે એ જ અરસામાં અભિનવગુપ્ત પોતાના 'અભિનવ ભારતી' ગ્રંથમા હલ્લીસક અને રાસકના પ્રકારો અને લક્ષણો વર્ણવે છે એ જ સદીમાં રાજશેખરના 'કર્પૂરમંજરી' ગ્રંથમાં રાસનો એક નવો પ્રકાર 'ચર્ચરી' ઉમેરાય છે એમાં બે પંક્તિએ સામસામા ઊભા રહીને નર્તન કરનારા તાલબદ્ધ ને લયબદ્ધ દાંડિયારાસ ખેલે છે

અગિયારમી અને બારમી સદીમાં આ હલ્લીસક અને રાસક એક બીજાના પર્યાયરૂપે વપરાય છે, અને ઉપરૂપક તથા ગેયરૂપક તરીકે વિકસે છે ને વર્ણવાય છે એમાં નાટ્યતત્ત્વ વિશેષ જણાય છે રાસ ગવાય છે ને ભજવાય પણ છે તાલરાસ અને લકુટારાસના શબ્દો યોજાય ~ અને નર્તનની ચાલમાં પણ વૈવિધ્ય આવે છે

### આગળ વધતા પ્રકારભેદ

૧૩મી સદીમાં શારદાતનય પોતાના 'ભાવ પ્રકાશન' ગ્રંથમા રાસનર્તનની વેળાએ રચાતા ચાલવૈવિધ્યનો ઉલ્લેખ કરે છે રાસનર્તન કરતાં પિંડ જેવી આકૃતિ રચે તે પિંડીબંધ, અન્યોન્યનો હાથ પકડીને જે રચના કરે તે શૃંખલિકા, અન્યોન્યને હાથ વીંટાળીને નર્તન કરે તે લતા અને છૂટા પડીને વ્યક્તિગત નૃત્ય કરે તે ભેદ્યક વિવિધ પ્રકારનાં વાદ્યો અને લયવાળા પિંડીબંધમાં પણ ચાલવૈવિધ્યના પ્રકારભેદ પડે છે જેમ કે ઉર, જંઘા, પાદ અને કટિનું એક પાદથી સંચાલન તે ચારી, બે પાદથી સંચાલન થાય તે કરણ, ત્રણ કરણથી થાય તે ખંડ અને ત્રણથી ચાર ખંડનો સંયોગ તે મંડન નૃત્યભેદોની સંખ્યા દસથી વીસ સુધી પહોંચે છે

શાસ્ત્રીયતા, વિવિધતા અને નાટ્યાત્મકતા ઉમેરાતાં જતાં નૃત્ય અને નૃત્તના ભેદ પાડવા પડે છે હાવભાવ અને અંગભંગ તે નૃત્ય અને

ગોળાકારે અંગમરોડ તે નૃત્ત. શિષ્ટ સમાજમાં નૃત્યના પ્રકારો પ્રચલિત થતા ગયા હશે. પણ લોકનૃત્તોમાં તો આ દંડરાસક, તાલરાસક અને લતારાસકનો પ્રચાર જ પ્રદેશ અને સમાજભેદે જનસમુદાયમાં પ્રચલિત રહ્યો હશે

**ગુજરાતનો રાસયુગ**

તેરમી સદીથી અઢારમી સદી સુધીનો ગુજરાતનો યુગ તે ગસ-યુગ-ગણાય છે આ રાસ અથવા રાસો બહુધા જૈન કવિઓએ રચેલા છે. પણ સૌરાષ્ટ્રમાં એ પ્રચાર નથી પામ્યા, સિવાય કે જૈન દેવાલયો. પંદરમી સદીથી તો નરસિંહ મહેતાના રાસની એકધારી પરંપરા સૌરાષ્ટ્રમાં આજ સુધી ઊતરી આવી છે. સત્તરમી સદીમાં એટલે કે ૧૬૮૦માં જામનગરના શ્રીકંઠ કવિ પોતાના 'રસકૌમુદી' અને 'નાટય સર્વસ્વ દીપિકા'માં એના પુરોગામી વિદ્વાનોના મતને અનુસરતા લાસ્ય નર્તનનો ઉદ્ભવ સૌરાષ્ટ્રમાં થયાનું આલેખે છે. પણ આમસમુદાય તો પરં-પરાગત રાસ પ્રકારોને ઝીલતો ને ઝિલાવતો આવે છે.

**સૌરાષ્ટ્રમાં શુદ્ધ કળારૂપે**

સૌરાષ્ટ્રના રાસ કે રાસડા નાટ્યાત્મક નથી તેમ ગસમાં નૃત્યની જે શાસ્ત્રીયતા વિકસી છે તે પણ નથી. પણ પરંપરાગત શુદ્ધ કળા એમાં જળવાઈ રહી છે. પ્રશ્ન ઊભો જ રહે છે કે આ ગરબાએ રાસમાં ક્યારે સ્થાન લીધું? એનો સ્પષ્ટ ઉલ્લેખ મધ્યયુગ પહેલાંના કોઈ પણ ગ્રંથ કે પુરાણમાંથી મળી આવતો નથી પણ ઐતરેય આરણ્યકમાં, સાયણા-ચાર્યની ટીકામાં અને મહાભારતમાં માથે જળકુંભ ધારીને સુંદરીઓ યજ્ઞવેદીની આસપાસ ગોળાકારે ગીતનર્તન કરતી એવા ઉલ્લેખ છે. એમાંથી શક્તિપૂજાની જ્યોતનો પ્રકાર વિકસ્યો હોય અને જળકુંભને સ્થાને દીપકુંભ આવ્યો હોય એવી એક માન્યતા છે. આ જળકુંભની પ્રણાલિકા ધાર્મિક અને શુભ પ્રસંગોએ સૌરાષ્ટ્રમાં ચાલુ જ રહી છે. દરેક પ્રકારના સામૈયામાં માથે જળકુંભ ધારીને કન્યકાઓ ગાતો ગાળી. આજેય સૌરાષ્ટ્રમાં એ શુકનરૂપ ગણાય છે. માથે કુંભધારીને રાસ અને

રાસડાઓ પણ લેવાય છે. નટ, ભજાણીઆ અને ભવાયા સાત સાત ભરેલાં બેડાં માથે ધારીને નૃત્ય કરે છે. કુંભ એ ધાર્મિક વિધિનું અનિવાર્ય અંગ રહ્યું છે.

**સૌરાષ્ટ્રનું 'મટકી' નૃત્ય**

ખાલી ઘડા હાથમાં ઝુલાવીને બહેનો તથા ભાઈઓ રાસ લે છે. પાલીતાણા પાસેની ભાદાવાવની કોળીમંડળી આ ઘડા નર્તનમાં–' મટકી 'માં ભારે ચગે છે. એવરત અને જીવરતના જાગરણની રાતે ઘડા કે પિત્તળની વટલોઈ સાથે બહેનો રાસ ચગાવે છે. એમાં મુસલમાન બહેનો આગળ પડતો ભાગ લે છે. લગ્નના દિવસોમાં ભરવાડ અને રબારી બહેનો હાથમાં માટી કે પિત્તળના ઘડા સાથે ઢોલની સાથે નાચતી આવે છે. હાથનાં આંગળાંમાં પહેરેલા કરડાથી આ ઘડાને ઝુલાવવાની સાથે તાલ દેતી આવે છે. મારવાડા અને મારવાડી ભીલો જે સૌરાષ્ટ્રમાં છે તે આ મટકી ઘણી સરસ ચગાવે છે. આ રીતે ઘડાનું ઘટતું સ્થાન ધાર્મિક વિધિઓથી માંડીને રાસ-રાસડામાં રહ્યું જ છે. પણ ઘડાને કોરાવીને અંદર દીવો મૂકવાની ક્રિયા નવરાત્રિના દિવસો દરમિયાન જ થાય છે. આ ગરબો શબ્દ ગર્ભ–ગર્ભો ઉપરથી જ યોજાયો છે તે આપણે જોયું. એટલે એવી પણ એક માન્યતા છે કે ઘડાને બદલે આ ગર્ભ શબ્દ પ્રચલિત હશે ત્યારથી આ ગર્ભદીપ–ગર્ભો–ગરબો પણ પ્રચલિત હશે. આ ગરબો અત્યારે તો રાસનો એક પ્રકાર જ બની રહ્યો છે. પણ સૌરાષ્ટ્રમાં વર્ષે એક વાર આવતા ધાર્મિક ઉત્સવ સાથે જ એ જોડાયેલો છે.

**રાસ અને ગરબા જુદા છે**

સૌરાષ્ટ્રમાં ગરબો એટલે રાસ પણ નહિ, રાસડા પણ નહિ ગુજરાતમાં રાસને ગરબો કહેવામાં આવે છે ને ગરબાને રાસ કહેવામાં આવે છે. સૌરાષ્ટ્રના શહેરોમાં પણ એ કારણે આજકાલ રાસ ગરબાનો ભેદ જળવાતો નથી, એટલે રાસપાર્ટી કે ગરબાપાર્ટી એમ ગમે તે-શબ્દ યોજાય છે.

નવરાત્રિના દિવસો દરમિયાન ગરબી લેતાં માતાનું જે સ્થાનક

મૂકવામાં આવે છે તે લાકડાનું મઢેલું શણગારેલું નાનકડું મંદિર હોય છે. એને ક્યાંક મઠ કહે છે, ક્યાંક માંડવડી-(નાનો મંડપ-માંડવો) કહે છે અને મોટે ભાગે એને પણ ગરબી કહેવામાં આવે છે. એના ઉપર કાં તો ગરબો મૂકવામાં આવે છે અથવા તો રામપાતર-મોટું કોડિયું (ઢાંકણી જેવું) મૂકવામાં આવે છે. એમાં કપાસિયા અને તેલ નાખી સળગાવવામાં આવે છે, કારણ કે સળગતા કપાસિયા તેલ સાથે લાંબો વખત પ્રજ્વળે છે.

### મિશ્રણ અને પ્રકારભેદ

સૌરાષ્ટ્રનો ગરબો તે આ નવરાત્રિનો જ પણ એમાંથી રાસડામાં પણ આ ગરબીનાં ગીતો ઊતરેલાં દેખાય છે. નવરાત્રિના ગરબામાં માતાજીની ઉપાસના, કથા અને વર્ણન હોય છે. જ્યારે આ રાસડામાં ઊતરેલા ગરબાનાં ગીતોમાં તો ફરી રાધાજી આવે છે ગામની દીકરીઓ અને વહુઆરુઓને ગરબાનું આમંત્રણ અપાય છે ને ગામના પ્રત્યેક વર્ગના આવકારની એક સામાજિક સંકલના રચાય છે એના ઢાળ, તાલ અને લય પણ રાસડાના જ રહે છે જેમ કેઃ—

> રાધાજીનાં ઊંચાં મંદિર નીચા મો'લ
> ઝરૂખડે દીવા બળે રે લોલ
> રાધા ગોરી ગરબે રમવા હાલો
> સાહેલિયું ટોળે વળે રે લોલ.

આ ગગન સ્વરોનો ગબારો ચડાવતા ગીતનો હિલ્લોળ રાસડાનો જ છે. એ જ રીતે —

> છલકાતું આવે બેડલું
> મલકાતી આવે નાર રે
> મારી સાહેલીનું બેડલું–

મારા ગામના સુતારી રે
વીરા તમને વીનવુ
મારી માડવડી ઘડી લાવો રે
મારી સાહેલીનુ બેડલુ–

આ આખા ગીતનો વેગ, ઝોમ અને ઝમક રાસડાનાં જ છે છતાં એમાં ઊતર્યો છે ગરબો એમાં માતાજીના સ્તવન કરતા ગ્રામજીવનનો–સુદર સમૃદ્ધજીવનનો જ ચિતાર વર્ણવાતો આવે છે અને આ—

સૈયર મોરી ગરબા કોર્યા ચાર જો
ગરબડીએ રમે રે તેવ તેવડી રે લોલ
સૈયર મોરી શરદ પૂનમની રાત જો
અજવાળા પડે રે માણેક ચોકમા રે લોલ

આ શરદ પૂનમના ગરબામાં ગરબો કોરાવવાની વાત પણ આવે છે એમાય તે પોતાની ગોરીને ગરબે રમતી જોવાના સ્વામીના કોડ જ વ્યક્ત થતા આવે છે અને ઢાળ પણ રાસડાનો જ છે હવે જુઓ આખુ આ ગરબાનુ ગીત .—

ગરબો કોણે રે કોરાવ્યો કે નદજીના લાલજી રે લોલ
ગરબો ઈસવરે કોરાવ્યો કે નદજીના લાલજી રે લોલ

આખો ગરબો કૃષ્ણને ગરબે રૂપીને ગવાયો હોય એવો એનો ધ્વનિ છે એમાં કૃષ્ણને અનદારો સભળાય છે એટલા આ ગરબાને સભળાય છે એ આખા ગરબાનું ભાવબિન્દુ તો ' નદજીના લાલજી' જ છે ગરબાનાં આ બધાં ગીતો મૂળે રાસડા જ છે એ રાસડા ગરબા વગર જ ગવાય છે ને એમાં ગૃહજીવન જ ધબકતું હોય છે આ પ્રકારનાં ગીતો બહુ ઓછાં મળે છે, જેમાં ગરબો ઊતર્યો હોય બાકીના ગરબા તો સીધા માતા–શક્તિની ઉપાસના અને આશિષ માગના જ છે

એટલે સૌરાષ્ટ્રમાં ગરબા, રાસ અને રાસડાના પ્રકારો ભિન્નભિન્ન

છે એના વિષય પણ ભિન્નભિન્ન છે એ જ રીતે એના તાલ, લય, ગતિ અને ઢાળમાં પણ ફેર છે. હવે આવીએ રાસ ઉપર.

## રાસ અને રાસડાનો ભેદ

સૌરાષ્ટ્રમાં ગરબા સ્ત્રીઓ ગાય છે ને ગરબી પુરુષો ગાય છે રાસ અને રાસડા વચ્ચે પણ એવો જ તફાવત છે રાસ મોટે ભાગે પુરુષો લે છે. જે દંડરાસકનો જ પ્રકાર છે, જેને હલ્લીસક કહી શકીએ અને રાસડા એકલી સ્ત્રીઓ પણ લે છે ને સ્ત્રી-પુરુષ ભેગાં મળીને પણ લે છે. આ ત્રણ તાલીના મોટા ભાગના રાસડા એ રાસકના—લાસ્યના પ્રકાર છે. સૌરાષ્ટ્રમાં રાસ એટલે સામાન્યપણે દાંડિયારાસ. પણ દાંડિયારાસ રમતાં પહેલાં મંડળીઓ ત્રણ તાલીના રાસ જેવા ખમીરવંતા રાસ પણ લે છે. એમાં કરતાલ જેવો દેખાવ થાય છે પણ તાળીઓ ભાગ્યે જ પાડે છે; જ્યારે ગરબીમાં પુરુષો તાળીઓ પણ લે છે. આ દાંડિયા વગરના રાસ પણ પગના ઠેકા સાથે, હાથના હિલોળ અને અંગના મરોડ સાથે લે છે, અને ચલતીમાં આવે ત્યારે વેગભર અંગભંગ સાથે શરીર ફંગોળે છે, ફૂદરડીઓ નાખે છે, ગુચ્છના આકારો રચે છે, ને ઠેકડ નાખે છે. ચલતી પૂરી થતાં ચાલુ ચલનમાં આવીને રાસ લે છે. દાંડિયા વગરના આ રાસમાં પણ અનેક પ્રકારનાં નર્તન રચે છે.

## દાંડિયાના વિવિધ પ્રકાર

દંડકરાસ—દાંડિયારાસ એ તો સૌરાષ્ટ્રનું સર્વોત્તમ લોકનૃત્ય છે. એના અનેક પ્રકારો વિકસ્યા છે. સોળમી સદીમાં ખાનદેશના પંડિત પુંડરિક વિઠ્ઠલ આ દાંડિયાના આકાર, માપ અને રૂપરંગ વર્ણવે છે પણ સૌરાષ્ટ્રમાં નરસિંહ મહેતાથી તો આ દાંડિયા લગભગ શાસ્ત્રીય સ્વરૂપ ધારણ કરતા આવ્યા છે પરોણામાંથી તૈયાર કરેલા, સંઘાડે ઉતારીને લાખના અવનવા રંગોથી સજાવેલા, મોતી ભરેલા, ફૂમતાવાળા, પીતળના અને રૂપાના ચોક્કસ માપના ચોક્કસ જાડાઈના દાંડિયા સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં ગામોમાં લેવાય છે

### રાસના વિવિધ પ્રકાર

આ દાંડિયારસમાં પણ દોઢિયા, પંચિયા, સતિયા, અઢિયા અને બારિયા લેવાય છે નમન અને સનામી લેવાય છે ગોફગૂંથનમાં આઠ ગો ને સોળ ગો લેવાય છે એમાં પિંડીબંધ અને ચારીના કણ ખંડ અને મંડનના આકારો રચાય છે સ્વસ્તિક રચાય છે ને એક પાદ તથા દ્વીપાદનાં ચલનવૈવિધ્ય પણ થાય છે આ ચલન અને દાંડિયા લેતા જે અનેક આકારો રચાય છે એ દરેક નર્તન પ્રકાર માટે કોઈ ચોક્કસ શબ્દો યોજેલા પણ મળતા નથી છતાં ભિન્નભિન્ન પ્રદેશે એને માટેના ગ્રામીણ શબ્દો પણ મળી આવે છે દાંડિયારાસ મોટે ભાગે પુરુષો લે છે સ્ત્રીઓમાં પણ એ આજકાલ પ્રચલિત બન્યા છે પ્રાચીન પ્રથા પ્રમાણે સ્ત્રી પુરુષ સંયુક્ત રીતે પણ લે છે

### રાસડા

રાસ એ પ્રધાનતઃ લોકનૃત્ય છે જ્યારે રાસડામાં નૃત્ય ખરું પણ પ્રધાનતઃ એ લોકસંગીત છે રાસડા એ તાનરાસકનો એક પ્રકાર છે એની ચર્ચા આપણે કરી ગયા છીએ ધીરે ધીરે આ તાલીરાસ સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે બે પ્રકારનો બની ગયો છે એક તો ત્રણ તાળીનો અને બીજો એક તાળીનો રાસડામાં પગનાં પણ ત્રણ ત્રણ અને ચાર ચાર ઊપડતાં આવે છે મુખ્યત્વે ખેતી અને પશુપાલનની વ્યવસાયી કોમોમાં રાસડા વિશેષ લેવાય છે છે તો સહિયારી મૂડી અને સર્વ કોમો લે છે ધીરે ધીરે રાસડા એ રાજકર્તા કોમ અને એની આશ્રિત કોમોમાં પણ ઊતર્યા અને હરિજન સુદ્ધાં તમામ કોમોમાં આજે તો એકધારા રાસડાની રમઝટ બોલતી હોય છે

કોળી અને ભરવાડ કોમોમાં સ્ત્રી અને પુરુષો રાસડા સાથે લે છે પણ મુખ્યત્વે તો આ રાસડા સૌરાષ્ટ્રની ગ્રામનારીઓ માટે અજવાળી રાતનો અણમૂલો આનંદ બની ગયેલ છે કૃષ્ણનાં ગીતો ગવાતાં ગવાતાં આ રાસડાઓમાં નારીહૃદયના મનોભાવ અને મનોમંથન ઊતર્યા, સુખ-

દુઃખની સરિતાઓ ઠલવાણી, ઊર્મિઓના સંઘર્ષ ઊનર્યા અને એમ કરતાં કરતાં સમગ્ર લોકજીવન આ રાસડે ઝિલાઈ રહ્યું નારીહૃદયના આવેગોને મુક્તપણે, મોકળે કંઠે વ્યક્ત કરવાનું એક જ સાધન આ રાસડા. બિભત્સ રસને બાદ કરતાં તમામ રસોનું લોકસગીત આ રાસડાઓમાં ઝિલાયું છે.

કૃષીજીવન, ગોપજીવન, શ્રમજીવન, સાગરજીવન, સમાજજીવન અને કૌટુંબિક સુખદુઃખના કે કંઈ ભાવોને ઝીલતા ઝીલતાં રાસડા લોકજીવનનું રામાયણ બની રહેલ છે. નજીકના કે દૂરના ઈતિહાસના વિશિષ્ટ અને વિરલ પ્રસંગો આ રાસડે શોભ્યા છે લોકસમાજમાં લાગણીઓનું રસાયણ હૃદયમાં ઘોળાતાં ઘોળાતા એમાંથી સ્વર અને શબ્દ સાથોસાથ જન્મ્યા છે. ગીત ગોતીને એનું કંપોઝિશન નથી કરવું પડતું. પછી એ ગીતો ગોવાળિયાનાં હોય કે નાવિકોનાં, ખેડૂતોનાં હોય કે ક્ષાત્રવટનાં, આત્મહત્યાનાં હોય કે આત્મગૌરવનાં, જુલ્મોનાં હોય કે બલિદાનનાં, વીર રસનાં હોય કે શૃંગારનાં, આકાંક્ષાઓનાં હોય કે મત્ત આનંદનાં

રાસડાના શબ્દો સાદા, સરળ અને ભાવવાહી ખરા, પણ એના પ્રમત્ત ભાવનાં આંદોલન ધ્વનિ સિવાય ઊંડાં જ નથી ધ્વનિ એ જ એનો આત્મા છે. માત્ર શબ્દોથી રાસડાનું સ્વરૂપ ન સમજાય, એનો અર્થ કે ભાવ પણ ન ઊકે. રાસડામાં રહેલા સંગીતને કારણે જ કરુણ, ગંભીર, પ્રસન્ન અને આહ્લાદક એવાં ભાવનાં મોજાં ઊછળે છે ને રાસડા પૂરા થયા પછી પણ ત્રીસ ત્રીસ, ચાળીસ ચાળીસ કે પચાસ પચાસ કદમેથી જાગેલો ધ્વનિ વાતાવરણમાં ગુંજ્યા કરે છે. હૃદયના ઉદ્ગાર સાથે જ વહેતું આ સંગીત અનેક હૃદયોને ભીંજવી દે છે અને અનેકમાં એક જ લાગણીના પડઘા જગાડે છે.

એકના એક રાસડા જુદી જુદી કોમમાં જુદા જુદા ઢાળથી ગવાય છે. ક્યારેક એના શબ્દોમાં પણ ફેર હોય છે. ખેડુ કોમના રાસડા ભરતીઓટ જેવા એક સરખા નીચેથી ઊંચા હિલોળ લેના વેગભર્યા હોય છે. એ રાસડાનું સંગીત આદિવાસીઓના સંગીતને મળતું હોય છે

જ્યારે નાવિકોના રાસડામાં મસ્તી અને કરુણતા વિશેષ હોય છે કાંટિયા વરણની કોમોના રાસડા વિશેષ હલકદાર, સ્વસ્થ ખુમારીભર્યા અને રસ મસ્તીનાં એકધારાં આંદોલન ઉઠાવે છે

જાતિગત સંસ્કારો મુજબ કોમ કોમમાં લેવાતા રાસડાના સ્વર આંદોલનો અને ઉચ્ચારણમાં પણ ફરક પડે છે વિવિધ સંસ્કારો પ્રમાણે એકનો એક રાસડો વિવિધ લાગણીનો પડઘો પાડે છે જુદી જુદી જાતિઓનાં જુદાં જુદાં ગીતો હોવા છતાં દરેક કોમમાં એ રાસડા ગવાય છે એકના સંસ્કાર અનેકના બને છે સંસ્કારોનું આવું સુમિલન રાસડામાં સધાયું છે શબ્દની જેમ સંગીતનું વૈવિધ્ય પણ એકરૂપ ધારણ કરતું અનેક સ્વરૂપે વહેતું જ રહે છે એવી જ એકરૂપતા રાસડા લેતી બહેનોના પોષાકે પણ ધારણ કરી છે સૌરાષ્ટ્રમાં ઘણી પ્રાચીન જાતિઓ છે એમના પોષાકમાં પણ વિવિધતા છે પણ રાસડાએ જેમ ગીત સંગીત અને સંસ્કારનો સુમેળ સાધ્યો છે તેમ જીમી ને ચેપાડામાંથી ઘેરદાર ઘાઘરાનું કલાત્મક રૂપ ધારણ કર્યું છે અને વિવિધ પછેડામાંથી ઝૂનતી ઓઢણીનું રૂપ ધારણ કર્યું છે આ ઘેરદાર ઘાઘરા, ઝૂનતી ઓઢણી, ઝણકતી બંગડીઓ કે ઘૂઘરીઆળી કડલીઓ અને રૂપાનાં રણુંનતાં કાંબી કડલાંએ સ્વરનાં આંદોલનને, ગીતના તાલને વિશેષ વેગ આપ્યો છે, ગતિ પૂરી છે અને તાન તથા લયની જાગવણીમાં સાથ પૂર્યો છે

આ રાસ કે રાસડા પ્રેક્ષકોના કોઈ તમાશાનો વિષય ન હતો. શેરીએ, ચૌટે કે આગણુના વિશાળ પટમાં લેવાતા આ રાસ રાસડા તો નિજાનંદ માટેના જ હતા એની એકધારીતાથી પાંચ સાત પળમાં કંટાળી જતા પ્રેક્ષકોનું એ મનોરંજન ન હતું પણ એ તો ગતિએ ચડેલા મન–પ્રાણનું ગીત, સંગીત કે નૃત્ય હતું જેમાં સ્વર, શબ્દ અને નૃત્યના તાલે જીવન પણ ઘડીભર એકરૂપ બનીને સ્વર્ગીય આનંદ પ્રાપ્ત કરતું અને હજી જ્યાં લોકસમાજ ખાસ અસરોથી ખરડાયો નથી ત્યાં લેવાતા રાસ કે રાસડામાં એ જ આનંદ વિલસે છે

# આપણાં લોકનૃત્યો

રાસનૃત્યોનું વર્ગીકરણ કરીએ તો પણ એ આપણને સંસ્કૃતિઓના વિભિન્ન સ્વરૂપો તરફ દોરી જાય છે. પઢારોનાં રાસનૃત્યો જોતાં તરત જ સાગર સંસ્કૃતિનો ખ્યાલ આવશે. કોળીઓના રાસ પણ આ સાગર સંસ્કૃતિની નજીક આપણને લઈ જાય છે. જોકે સાગરકાંઠાના કોળીઓનાં રાસનૃત્યોમાં અને જમીન ઉપરના કાયમી વસવાટી બનેના કોળીઓનાં રાસનૃત્યોમાં થોડો ફરક જરૂર પડે છે. પણ સ્ફૂર્તિની ગતિ તો તમામ કોળીઓનાં રાસનૃત્યોમાં એકસરખી દેખાય છે. પઢારો પણ નળકાંઠા ઉપર જ રહે છે. સૌરાષ્ટ્ર એકવેળાએ બેટ હતો. તે આપણે જોઈ ગયા. દ્વિપકલ્પ થતાં નળ સરોવર રચાયું અને આ પઢારો નળકાંઠાના કાયમી વસવાટી બન્યા. આજે એ ખારવા નથી રહ્યા, પણ એમના રાસનૃત્યોમાં એ વેળાનો સંસ્કાર ઊંડો ઊતરી ગયો છે. એમનો પહેરવેશ પાચાળી કોળી જેવો જ છે. એમના શરીરનો વીજળિક વેગ આંખને આંચકો આપ્યા સિવાય સસરતો રહે છે, અને વિશેષ મોહક બની રહે છે. પગની સ્ફૂર્તિ તો અજબ હોય છે. ચપ ચપ ચપ ચપ પગ ઊપડતા જાય છે. એટલા લયબદ્ધ અને તાલબદ્ધ છતા એ ક્યાંય આંચકો ખાતા નથી અને નૃત્યના વર્તુળાકારમાં સમાન સરળ રેખાઓ દોરતા આવે છે.

**પઢારોનું રાસનૃત્ય**

રાસનૃત્યની એમની શિસ્ત કદાચ સૌરાષ્ટ્રની તમામ કોમોના રાસનૃત્યથી ચડે એવી. નૃત્યનો આ સમાન વેગ, સમાન અંગભંગ, સમાન

નખાતો આવે એટલે કે ભોય એક સરખી ટિપાય એ માટે કેટલીક વાર ગોળાકારે અને કેટલીક વાર સામસામે બહેનો ઊભી રહી સરખા અંતરે પ્રાબો ટીપતી જાય.

આ પ્રાબો ઘણા દિવસ ટીપવો પડતો અને એકધારું ટપ ટપ ટપ ટીપ્યા જ કરવું એ કંટાળા ભરેલું થઈ પડે એ કારણે પ્રાબો ટીપતી બહેનો કંટાળો દૂર કરવા ગીતોએ ચડી તાલ તો ટિપ્પણીનો મજા જ કરે, ગાવાની સાથે થાક ઓછો લાગે, કંટાળો ન આવે અને સમય સહેલાઈથી પસાર થાય દિવસ ઉપરાંત રાતે પણ પ્રાબો નાખવો પડતો એટલે ધીરે ધીરે એમાં ઢોલ પણ આવ્યો ઢોલ આવતાં બહેનો પ્રાબો નાખવામાં ચગતી ગઈ અને ચગતા ચગતા એકધારી ટિપ્પણીમાં જુદી જુદી ચાલ શરૂ થઈ એ જુદી જુદી ચાલમાંથી ગીત અને ઢોલ સાથે ટિપ્પણીનું નૃત્ય શરૂ થઈ ગયુ

**ભીલ બહેનોના ટિપ્પણી**

રાજકોટની ભીલ બહેનો આ ટિપ્પણી બહુ સરસ લેતી પાછળથી રજવાડાં થોડો થોડો દારૂ પણ પાતાં જેથી થાક ન લાગે ને વધારે સારી ટિપ્પણી લ્યે વળી કેટલી વાર 'ગાંજો' (કેફી પદાર્થ) પણ ખવરાવતા, જેથી ગાંજાનો નશો રહે ત્યા સુધી થાક વરતાય નહિ આવી ટિપ્પણીના વીસ જેટલા પ્રકાર રાજકોટની ભીલ બહેનો હજી પણ લે છે ઢોલની દાંડી ઉપર અને તાલ ઉપર આ ટિપ્પણી લેવાતી હોઈને ચાર ચાર માત્રાનો ગાળો પડે ત્યાં સુધી અવનવી રીતે ટીપણીને હિલોળીને પછી જમીન પર ધરબાય છે આ ટીપણી હિલોળવાની ચાલ એટલી કલામય હોય છે કે દાંડિયાના એકધારા આઘાતો કરતાંયે વધારે મનોહર લાગે એ જ રીતે આગળપાછળ ટિપ્પણી નાખવાની ચાલમાં શરીરને સુંદર વળાંક અપાતો થયો, અને ચાર ચાર માત્રાનો ગાળો આપવા જતાં ટિપ્પણી વતી જ દાંડિયારાસ લેવાતા જાય ને પાછી ટિપ્પણી પડતી જાય એવો ક્રમ વહેતો થયો આ રીતે મહેનતનો થાક ઉતારવામાંથી અને એકવિધતાનો કંટાળો દૂર કરવામાંથી આ મનોહર

ટિપ્પણી નૃત્ય ઊપજ્યું છે.

**કોળી બહેનોની ટિપ્પણી**

જૂનાગઢ પાસેનું ચોરવાડ એટલે સૌરાષ્ટ્રનો ફળદ્રુપ પ્રદેશ. લીલી નાઘેરનું હૈયું એ ચોરવાડ ગામની બહેનોની ટિપ્પણી જોતાં જોતાં જૂનાગઢના નવાબે પણ પ્રોત્સાહન આપ્યું અને ચોરવાડની બહેનોની ટિપ્પણી વધુ કલામય બની એક તો લીલી નાઘેર, એમાં લીલા સોટા જેવાં હલકાં શરીરવાળી કોળણ બહેનો. નમણાં મુખ અને આછો વાન. નાકમાં સોનાની વાળિયું કાળા કે લાલ થેપાડા ઉપર સોનેરી રંગનો પટો, સોનેરી મોળિયાંવાળા લીલા કમખા માથે કોથમીરી ભાતની લાલ ચૂંદડી અને પગમાં રૂપાની કાંબિયું. એમના મોરલી જેવા કંઠે હલકદાર રાસ કે ભજન ઉપાડીને ઢોલની ધડૂકતી દાંડીએ ટિપ્પણી શરૂ કરે. ધીરે ધીરે ગીત ચગે, ઢોલ ધમકે, ગીત પડતું મુકાય ને ટિપ્પણીની ધમકારી બોલે પણ આગળપાછળ ટિપ્પણી ફેરવતાં, અને ટિપ્પણી નાખીને પાછી ઉપાડતાં અંગના એવા તો સુંદર વળોટ લેતી જાય કે એ ઘડી શાસ્ત્રીય નૃત્યના અદ્‌ભુત અંગમરોડ પણ ભૂલી જઈએ

એક ટિપ્પણી પૂરી કરીને બીજી ઉપાડે ત્યારે ફરી પાછું હલકદાર ગીત શરૂ થાય. પણ એક ગવરાવે તે બીજી બહેનો ગાય ત્યારે બધાનાં ગળાં જાણે શરણાઈ ગહેકતી હોય એવાં સરખાં સુરીલાં ગુંજી ઊઠે. બધાંનાં ગળાં જાણે સંધાડાઉતાર જોઈ લ્યો અંગની તાકાત અને ભારે સ્ફૂર્તિ હોય તો જ એટલા વેગથી પગના થંભ સાથે કેડ ઉપરનું ડીલ વેગ પૂર્વક હિલોળીને વળોટ આપી શકાય. જરાય નમણું શરીર ન ચાલે એક સરખી ઊંચાઈ અને એક સરખાં શરીર એ તો એમની કોમનો જ વારસો છે અને એટલે 'મેળ' મેળવવાની તકલીફ એમને નથી પડતી.

પઢારો અને ચોરવાડની કોળણ બહેનો સામાન્ય રીતે રાસ ઉપરાંત કાનુડાનાં ભજનોને પણ રાસમાં ઉતારે છે. રાસમાં કાનુડાનાં ગીતો તો બધાં લોકનૃત્યોમાં ગવાય છે પણ રાસમાં ભજન ઉતારનાર તો એક પઢારો અને બીજી ચોરવાડની કોળી બહેનો. તાલમાં સામાન્ય રીતે

હોય અને ફેરવે એ બે તાલ મોટે ભાગે લેવાય છે આ રીતે શ્રમને સૌંદર્યમાં પલટાવતું આ ટિપ્પણીનૃત્ય ગુજરાતમાં વિરલ છે

## ગાંજાની ટિપ્પણી

આ ટિપ્પણીની જેમ બીજા પણ શ્રમહારી નૃત્યો જુદી જુદી વેળાએ પ્રચલિત બન્યાં હતાં જ્યારે ગાંજાના ઉત્પાદનની છૂટ હતી ત્યારે ગાંજાને પગથી દમાવતું સંઘગીત અને સામાન્ય સંઘનૃત્ય ઢોલના તાલ સાથે લેવાતું આજે તો ગાંજાનું ઉત્પાદન બંધ થતાં એ પણ અદૃશ્ય થયું છે ગાંજો તૈયાર થઈ જાય ત્યારે એના ફૂલ-ડોડવા લીલા ને લીલા રહે અને ચોપટ થાય એ માટે એને સારી જમીન ઉપર પાથરવામાં આવતા. આ ગાંજાના જમીન સરસા પથારા ઉપર ૧૫, ૨૦ કે ૨૫ આદમી ગાંજાની કળી ભાંગે નહિ એ રીતે પગલાં પાડતા જાય ને દમાવતા જાય પણ એમ તો આખો દિવસ હળવે હળવે પોચાં પગલા પાડવામાં દિવસ બધો પસાર થઈ જાય ને કામ ઊતરે નહિ એટલે પગલાં ઉપર પગલું ઝપાટે ઊપડે એવું કથ્થક જેવુ સાદા તાલનું નૃત્ય યોજાયું જેમાં એક બે, એક બે, એક બે ત્રણ ચાર, એક, બે, ત્રણ ચાર, એવા પગલાંનો ઉપાડ શોધાયો ઢોલ વાગે, ગીત ગવાય અને પગલાં પહેલાં ધીમે અને પછી દ્રુત ગતિએ ઊપડતાં જાય ગાંજો દમાવવાનું આ નૃત્ય પણ મનોહારી દૃશ્ય ખડું કરે છે અકબંધ કળીઓ હોય તે ગાંજારૂપે વેચાય ને ભૂકો વધે તે લીલાગર-ભાંગરૂપે વેચાય આજે આ ગાંજાનૃત્ય નથી રહ્યું

## ખારવણોની અસ્ત પામેલી ટિપ્પણી

સાગર સંસ્કૃતિનાં રાસનૃત્યોમાં ગોહિલવાડના સાગરકાંઠાની ખારવણ બહેનો સાગર-ગીતો સાથે રાસડા લે છે એ ગીતો એમનાં સુખ દુઃખના પડઘા પાડતાં હોય છે આ ખારવણ બહેનો પણ ખૂબ સરસ ટિપ્પણી નાખતી અને ટિપ્પણી સાથે એમનાં ગીતો ગાતી, પણ રજવાડાં ગયાં સાગરકાંઠા પર ને કોઠાના મથકો ઉપર જે મહેલો બંધાતા તે બંધ થયા અત્યારે તો એ મહેનાતો પણ વા ખાતી પડી છે અને

કઠાળના વેપારીઓની મેડીઓ લાદી અને સિમેન્ટથી જડાય છે એટલે ટિપ્પણીની કળા પણ નાશ પામી છે

### ગોપ સંસ્કૃતિના વારસદાર

સાગર પછી ગોપ સંસ્કૃતિને લઈએ તો આજે ભરવાડ, રબારી, ચારણ આયર વગેરે કોમો ઢોર ઉપર પોતાનુ ગુજરાન ચલાવે છે એમાથી ચારણો રાસ નથી લેતા વ્યક્તિગત રીતે લે તે જુદી વાત પણ એમની કોમનો તો સરસ્વતીનો અળગો વારસો છે રબારી પણ ઓછા રાસ લે છે જ્યારે આયર અને ભરવાડમાં એ સરકાર જળવાઈ રહ્યો છે એમાંયે ભરવાડમા સવિશેષપણે આમ તો રાસ એ ગોપ સંસ્કૃતિનો જ વારસો છે પણ સૌરાષ્ટ્રમા આ વારસો અન્ય કોમોમાં એવા ફળવાઈ ગયો છે કે આજે માલધારીનો ધધો કરતી કોમોમાં ભરવાડ, આયર, ક્યાંક રબારી અને મેરમાં જ એ રહ્યો છે મેરના રાસ વિષે આગળ ઉપર જોશુ

ભરવાડોના રાસનૃત્યમાં ગોપ-ગોપીઓના સામાન્ય ગીતો હોય છે પણ પુરુષોના રાસમા ભાગ્યે જ ગીતો ગવાય છે એમના રાસનૃત્યની લાક્ષણિકતા રાસ લેતી વખતે અગની બકી છટા અને તીરછા પગ નાખવાની વિશિષ્ટતામાં રહેલી છે ઢોલના તાલ સાથે આખી પરોણીથી રાસ લે છે ને દાંડિયાથી પણ રાસ લે છે પણ દાડિયા કે પરોણીના આઘાતો મુખ્ય ન રહેતાં અગની મોહક ફીરત એમાં મુખ્ય રહે છે ફીરતની સાથે કૂદરડી પણ મારે ને બેઠક પણ ક્યારેક લે છે પણ મુખ્યત્વે તો ધનુષ્યની કામઠી જેમ તાનમદ્ધ પગ ફેકીને, અગને પાછુ નાખી, માથુ પણ તીરછુ રાખીને દાંડિયા લે છે ત્યારે હલ્લીસક નૃત્યના પ્રાચીન ચિત્રોનાં દૃશ્યોને જીવતા કરે છે ભરવાડો આ રાસનૃત્યને 'ડોકા' કહે છે પણ એ લાસ્યનો જ પ્રકાર છે

### ભરવાડોના રાસનૃત્ય

આ 'ડોકા' રાસની જેમ ગામડાંઓમા ભરવાડ અને ભરવાડણો એક બીજી પ્રકારનો પણ રાસ લે છે એમાં એક ભરવાડ અને જોડ

ભરવાડણ હોય છે. આવું વર્તુળ ત્રીસથી માંડીને સાઠ સુધીની સંખ્યામાં હોય છે એમાં પણ ગીત નથી ગવાતાં પણ દાંડિયાને બદલે પગના તાલ, અંગના આંચકા અને હાથના હિલોળ સાથે, બન્ને હાથે એક સ્ત્રી અને એક પુરુષ સામસામાં તાલ દેતાં જાય છે. આ રીતે તાલ દેતુ, અંગ હિલોળાતું અને પગના ઠેકા દેતું વર્તુળ ફર્યા કરે ને ઢોલની ગતિ પ્રમાણે રાસ લેતું જાય તાલારાસકનો આ એક સુંદર પ્રકાર છે

પોષાકનું વૈવિધ્ય તો એમાં આપોઆપ જળવાઈ રહે છે ચોરણા અને કેડિયાં તો ખરાં જ, એમાં માથે ભરવાડના લાલ છેડાની ધોળી પાઘડિયુ, સ્ત્રીઓ તો થેપાડાં માથે ઉનની કાળી કામળીઓ જ ઓઢતી હોય છે; એટલે પુરુષનાં વસ્ત્રો સફેદ અને સ્ત્રીઓનાં કાળાં આમ શ્યામ અને શુભ્ર વસ્ત્રોનો બહુ સુંદર મેળ થાય છે 'એક એક ગોપી ને એક એક ગોપ' નરસિંહ મહેતા રાસને સાદૃશ્ય કરે છે

**એ પોષાક ને એ પૌરુષ**

ભરવાડો ગરબીમાં પણ કલાત્મક પગલાં ઉપાડે છે પગના તાલ સાથે શરીર ઝૂલતું આવે અને હાથના હિલોળ પણ એ તાલ સાથે હિલોળાતા આવે કાળીઓના જેમ શરીર સરકતાં જાય છે એમ આ ભરવાડોનાં પગલાં સરકતાં ને ચપ ચપ ચોંટતાં આવે છે કસવાના ભરવાડ જુવાનોમાં આ કલા વિશેષ દેખાય છે એમના પહેરવેશમાં પણ થોડો ફેર થયો છે ચોરણાનો કલાત્મક ઘેર, પિંડીથી ઢીંચણ સુધી ચપોચપ આકાર અને કેડે જતાં ઘેરવો એમાં ફૂમતાંવાળી નાડીઓ લટકતી હોય કેડિયાં પણ વધુ કલાત્મક પહેરતા હોય છે અને ઘણી વાર કેડિયાને બદલે ચોરણા, માથે બાંયુ વગરનો કેડ સુધીનો ફીટોફીટ લાંબ મશરૂનો સોનેરી કે રૂપેરી કોર મૂકેલો કમજો પહેરે છે, ને માથે ભરવાડો પહેરે છે એવી ગોળ પાઘડીને બદલે બંકી છટાની આંટિયાળી પાઘડી નાખી હોય છે હાથમાં રૂપાનાં કડાં પહેર્યાં હોય છે આ પોશાકમાં એમનાં સુરેખ અને કસાયેલાં શરીરનું પૌરુષ રાસ લેતી વખતે ઝમકતું આવે છે

સાતમ આઠમ અને એવા ઉત્સવો ટાણે ભરવાડ ને ભરવાડણો સાથે મળીને ત્રણ તાલી ને એક તાલીનો રાસ લે છે હીંચ સાથે લેવાતા આ રાસમા ત્રણ તાલી રાસ સાથે શરીર વર્તાક લેતાં ફુંગોળાયે જતાં હોય છે ને ગસની જૂક બોલે છે ભરવાડની જેમ કોળીઓમાં પણ સ્ત્રી અને પુરુષ સાથે મળીને ગસ લે છે એમાં સમરો ને વહુ પણ હોય, સ્ત્રી ને પુરુષ પણ હોય, દેર ને જેઠ પણ હોય હાથ હાથના ઘૂમટા તાણ્યા હોય છતાં એક સરખી જૂક એ બોલાવતા હોય છે

**આયરોના રાસ**

પઢાર, કોળી અને ભરવાડને પોતાનાં રાસનૃત્યની જેવી વિશેષ તાઓ છે એવી આયરોના ગસમા કોઈ વિશિષ્ટતા નથી, પણ એમના રાસ ક્ષત્રિય અને ગોપ સસ્કૃતિના મિશ્રણ જેવા હોય છે એ મિશ્રણ પણ આયરોનાં રૂપ, પડછંદ શરીર અને ભર્યાં ભર્યાં પૌરુષથી ખૂબ શોભે છે કોળી અને ભરવાડ કોમમા પ્રણયાલિંગન પદ્ધતિ જુદી તરી આવે છે ત્યારે આયરોએ રાસનૃત્યમાં નવી નવી ચાલ દાખલ કરી રાસમાં વૈવિધ્ય આણ્યુ છે આયરો પણ પોતાને મુરલીધરના વારસ માને છે

**કૃષિ સસ્કૃતિનો વારસો**

કૃષિ એ આજે માત્ર કણબીઓનો વારસો નથી રહ્યો ભરવાડ, રબારી તો માલધારી જ રહ્યા છે આયરો માલધારી હોવા ઉપરાંત ખેતી પણ કરે છે આયરો માલ પણ ગખે છે ને ખેતી પણ કરે છે મેરનું પણ એમ જ છે પઢારો શિકાર અને થોડી ખેતી તથા મજૂરી કરે છે કોળીઓ ખેતી અને પરચૂરણ મજૂરી કરે છે જ્યારે કણબીઓનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે ભરવાડ કે કોળી બીજા સપ્રદાયોની અસરમાં ઓછા આવ્યા છે જ્યારે કણબી સ્વભાવે અરછટ પણ સૌમ્ય હોવાથી સ્વામીનારાયણ સપ્રદાય સુધીની અસર તળે આવ્યા છે કૃષિને કારણે અન્ય કોમો કરતાં એ ધર્મમાં વિશેષ શ્રદ્ધાવાળા હોવાથી એમના રાસમા પણ આ ભક્તિભાવ ઊતર્યો છે સથવારા અને એવી બીજી ખેતી સાથે જોડાયેલી કોમોના રાસ પણ કણબીના ગસ જેવા જ હોય છે

લોકનૃત્યોને વિભાગવાર વહેંચીએ તો સાગર અને શિકારની અસરવાળા, ગોપ સંસ્કૃતિવાળાં, કૃષિ સંસ્કૃતિવાળાં અને છેલ્લે ક્ષત્રિય સંસ્કારવાળાં એમ ચાર વિભાગ પાડી શકાય આમાં કૃષિ સંસ્કૃતિના વારસદાર મુખ્યત્વે કણબી હોવાથી એમના રાસ બાકીની ત્રણેય સંસ્કૃતિથી ભિન્ન સ્વરૂપના છે

વ્યવસાયને કારણે હાકલા કરીને જ બોલવાની ટેવ એટલે કણબી ગીતો ગાતા હોય છે ત્યારે પણ ખુલ્લે ગળે પૂરા શ્વાસથી ગાય છે એમનાં ગીતો પણ આમ તો સૌરાષ્ટ્રમાં ગવાતાં લોકગીતોથી જુદાં નથી હોતાં છતાં ભક્તિપ્રધાન વિશેષ હોય છે તબલાં અને ઝાંઝ એમનાં મુખ્ય સાધનો ચોરણા ને કેડિયાં એમનો મુખ્ય પોશાક પણ પાઘડીઓ સૌરાષ્ટ્રના પ્રદેશે પ્રદેશે જુદા જુદા ઘાટની બંધાય છે રંગે ચડે ત્યારે પાઘડીને પડતી પણ મેલે.

**રાસ અને ટપ્પા**

બીજી કોમોના રાસની સરખામણીમાં કણબીના રાસમાં ઘણી ઘણી વિવિધતા હોય છે એ સ્વસ્તિક રચે છે, મંડળો રચે છે, ચોકડી કરે છે, ઝૂના લે છે, અને અવળાંસવળાં ચલન પણ લે છે બેઠક મારવી ફૂદરડીઓ લગાવવી એ કણબીના રાસમાં સહજ હોય છે રાસ લેતાં જલદી તપે છે ને પ્રમત્ત થઈને ઘૂમે છે દાંડિયારાસમાં પંચિયા ને અડિયા સ્વાભાવિક હોય છે પણ ગોકુળઅષ્ટમી–સાતમ-આઠમના મેળામાં કણબીઓ ખૂબ ચગે છે એમનાં રાસનૃત્યો અત્યંત ભાવવાહી હોય છે રાસમાં ચગે ત્યારે શરીરની સહેજ પણ દરકાર ન કરે બેઠક અને ફૂદરડી એ કણબીનાં રાસનૃત્યોની લાક્ષણિકતા છે એ પહેલાં ગરબી લે છે ને પછી દાંડિયારાસ લે છે ઘણી વાર દાંડિયારાસમાં ચગ્યા પછી દાંડિયા પડતા મેલીને એ જ દ્રુત ગતિએ ગરબી લે છે ગરબીમાં એમનાં ઝૂલતાં શરીર વીજળિક ગતિએ ફરે છે અને રાસ લેતાં લેતાં જ ટપ્પા લેવા માંડે છે ગીત બદલાય છે ને ટપ્પાનું ગીત શરૂ થાય છે રાસ લેતા ભાઈઓ પગની બેસણી રચીને બેસે છે અને બે જણ ટપ્પા લેવા માંડે છે ક્યારેક બબ્બે બેસ

પણ ઝુલાવતા જાય છે ટપ્પાની ફીરનમાં એક પાછળ બીજો, બીજા પાછળ પહેલો એમ દોડ-પકડ રમતા જાય છે ને શરીરના અંગવિક્ષેપ સાથે તાલબદ્ધ ગતિએ ચડે છે. ટપ્પા જુદા જુદા સ્થાને જુદી જુદી રીતે લેવાય છે.

કોળીઓની સરખામણીમાં કણબીના રાસમાં તરલતા ઓછી હોય છે જ્યારે હિલોળ વધારે હોય છે. આ રાસ પણ શ્રમહારી નૃત્ય છે દિવસ આખો ખેતીનું કામ કર્યાં છતાં રાતના એક વાગ્યા સુધી રાસ લેતાં થાક વધતો નથી પણ શરીર ને મન હળવાં થાય છે, પ્રફુલ્લ બને છે એથી રાસ એ લોકજીવનનું અંગ બની ગયેલ છે કોઈ ધાર્મિક ટાણે-જળ ઝીલણી, ભાગવત પારાયણની સપ્તાહ, ગુરુપધરામણી જેવા પ્રસંગો ઉત્સવરૂપ બને છે ને એના વરઘોડા, પાલખી, ફૂલેકાં, સામૈયાં વગેરે પ્રસંગે ભજનો સાથે ઝાંઝ વગાડતાં નર્તન ચાલુ જ હોય છે. કણબીઓનાં રાસનૃત્યોનું વૈવિધ્ય એ રીતે બધાથી જુદું તરી વળે છે.

**ક્ષાત્ર સંસ્કારનાં રાસનૃત્યો**

રાસ જીવનના ઉલ્લાસમાંથી જન્મ પામ્યો છે અને ક્રમે ક્રમે એનાં સ્વરૂપ પણ બદલાતાં રહ્યાં છે. પણ દરેક કલામાં તેમ રાસનૃત્યોમાં પણ રાસ લેનારા સમૂહોનો જીવનસંસ્કાર ઊતરે છે. એ આપણે પઢારો, કોળીઓ, કણબી વગેરેના રાસમાં જોયુ હલ્લીસકનાં એ સ્વરૂપ મેર લોકોમાં આવતાં તાંડવનુ સ્વરૂપ ધારણ કરે છે. પૌરુષ તો ભરવાડોના ડોકામાં, આયરોના રાસમાં અને કણબીઓની પ્રચ્છન્ન છટામાં પણ દેખાય છે, પણ મેર લોકોનુ લડાયક ખમીર અને બાહુબળ રાસમાં નવું જ સ્વરૂપ ધારણ કરે છે.

ભરવાડ અને રબારીની જેમ મેર લોકોના દાંડિયારાસમાં ગીતો નથી ગવાતાં, પણ એકથી વધુ ઢોલ અને એક અથવા એકથી વધુ શરણાઈઓ વાગતી હોય છે. આ શરણાઈઓ હીંચમાં રાસગીતો જ ગાતી હોય છે. એક ગાય અને બીજા ઝીલે એવું સમૂહગાન મેર

એ મેર લોકોના રાસની વિલક્ષણતા છે એ કના સંહે અવતરી છે મેગણીઓમાં કાશ્મીરને ભગવાને છૂટે હાથે રૂપ દીધા, પણ સપ્રમાણુ નમણી દેહલતા ન દીધી ત્યારે મેરાણીઓને ભગવાને બે ય દીધા છે નમણી દેહલતા અને રૂપની ગરવાઈ જેવાં એનાં રૂપ એવા જ એના અનકાર ને પહેરવેશ કાળી જીમી, લાંબા પેટનું કાપડુ, માથે લાલ ઓઢણુ, હાથમા દોઢ વેતનું ચાદીનું ચૂડ, નાકમાં નથ અને કાનમાં ઝૂલતી પાંદડીના ઠોળિયા આ મેરાણિયુના રાસડા પણ અપરૂ ( હોય છે રૂપેરી ચાંદનીમાં લેવાના આ મેરાણિયુના રાસ અનૌકિક દશ્યો ખડાં કરે છે

રાસ તો સૌરાષ્ટ્રમાં ગામડે ગામડે લેવાય છે અને હવે તો શહેરની ગલીએ ગલીએ લેવાય છે પણ પ્રણાલિગત રાસનૃત્યો તો ઉપર કહ્યાં તે જ બાકીની બીજી કોમો રાસ લે છે તે લગભગ કોળી અને કણબીના મિશ્રણ જેવા જ હોય છે કણબીના રાસ વધુ પ્રચલિત હોઈને એનું અનુકરણ કે અસર વિશેષ દેખાઈ રહે છે

અહીં આપણે માત્ર દડરાસ અને થોડા તાલરાસની જ ચર્ચા કરી છે–નૃત્યો વિશેષ રહેલાં હોય એવા જ રાસની વિચારણા કરી છે બીજા નાનાવિધ નૃત્યોના પ્રકારો નથી ચર્ચ્યા દા ત હમચી, ટીટોડો, તોપચી, લુવર વગેરે એમાં હમચી અને ટીટાડો એ વધારે પ્રચલિત છે હમચી રાદલ તેડ્યાં હોય ત્યારે પણ લે છે ને આડે દહાડે ઉત્સવમા પણ હમચી લેવાય છે એને સૌરાષ્ટ્રમાં 'હમચી ખૂદની ' પણ કહેવાય છે ટીટોડો કોળી બહેનો વિશેષ પ્રમાણમાં લે છે એક એક પગ આગળ પાછળ લેતી જઈ, મારવાડીઓની જેમ આગ નમાવી, સર્પાકારે એક હાથ ઊંચો કરી, એની કોણી નીચે બીજો હાથ ટેકવીને, વારાફરતી હાથ બદલાવતી રહે છે–એવો જ પ્રકાર આ ટીટોડોનો છે લુવર એ અચકો મચકો 'નો મારવાડી પ્રકાર છે, જે ભીલ બહેનો લે છે

રાસ ન હોય એવુ એક લોકનૃત્ય બાકી રહે છે તે સૌરાષ્ટ્રના સીદીઓની ધમાલ જાફરાબાદ પાસેના જબુર ગામે સીદી લોકોની ત્રણસો

એક વર્ષ જૂની વસાહત છે. જાતે મુસલમાન, પીર-પેગમ્બરમાં જ માને. પણ હિંદુઓ સાથેના લાંબા વસવાટે એમની રહેણીકરણીમાં પણ આ ભૂમિનો વળોટ આવી ગયો છે. હિંદુઓનાં દેવદેવીઓમાં પણ માને છે. કેટલાક સીદીઓનાં શરીરોએ હજી હબસીઓનું અસલી તોખમ જાળવી રાખ્યું છે તો કેટલાકનાં શરીર ગરીબીએ ઘસી નાખ્યાં છે વાળનો વાંક નીકળી ગયો છે ને મુખરેખાઓમાં પણ ઠીકઠીક ફેર થઈ ગયો છે. સ્વરાજ આવતાં એમનાં જીવનમાં પણ તેજ આવતું થયું છે. આ સીદી લોકોએ આફ્રિકાના જંગલનું નૃત્ય સ્વરૂપાંતરે પણ જાળવી રાખ્યું છે.

હાથમાં મશીરા (નાળિયેરની આખી લાંબી કાચલીઓમાં કોડીઓ ભરીને એના ઉપર લીલુ કપડું વીંટાળી તાલબદ્ધ ખખડાવે છે એને મશીરા કહે છે), મોરપિચ્છનો ઝુંડ અને નાનાં નાનાં ઢોલકાં એ એમનાં સાધન છે. એમનું નૃત્ય પણ ગોળાકારનું જ છે ગોળ ગોળ ફરતા જાય, એક સરખા અવાજે ઢોલકાં વગાડતા જાય અને હોકારા કરતા ગાતા જાય સૌની આગળ સીદીનો મુખી ગાતો ગવરાવતો, ઠેક મારતો જતો, બધા સીદીઓના માથે મોરપિચ્છનો ઝુંડ ફેરવતો જાય, બધા સીદી ગીત ઉપાડતા જાય ને ઢોલકાં વગાડતા જાય. સીદીઓના કંઠ પણ ઘોઘારી હોય છે. એક સામટા ગાતા હોય ત્યારે પહાડ-જંગલમાંથી વેરા પડછંદા ઊઠતા હોય એવા ટૂંકા આરોહઅવરોહનો 'હો' 'હો' નાદ ઘોરતો હોય છે. એક તો એમનાં શરીરનો વાન, બીજું એમનાં શરીર, ત્રીજો એમનો નાદ અને ધમાલમાં વાગતાં ઢોલકાં: આ બધું એક સાથે શરૂ થાય ત્યારે જોનાર ને સાંભળનારાનાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે.

હોકારાના ગાન સાથે વર્તુળમાંથી એક સીદી બગલમાં ઢોલકું દબાવતો, માથે થાપી મારતો ફુદરડી ખાઈને વચમાં કૂદે છે એક પગ ઉપર આડુ શરીર નાખી ફુદરડી ખાતો ખાતો હમણાં જાણે પડશે, હમણાં પડશે એવો દેખાવ કરતો, કૂદકો લઈને ભરતનાટયમના પોઝમાં ઊભો રહી, કેડ અંદર વાળી, છાતી, દાઢી ને ગરદન સ્ટાર રાખી મુખના ચિત્રવિચિત્ર હાવભાવ કરતો આગળ વધે છે. ઢોલકાં વાગતાં રહે છે,

સમુદ્રગાનના હોકારા સાથે મશીરા ખખડતા રહે છે ને વચમાં વિચિત્ર હાવભાવ કરતો મીદી ઠેક મારતો અને ફુદ્રડીઓ ખાતો જ રહે છે

એક થાકે, અને ઢોલક સાથે અંતરે અંતરે વિચિત્ર મુખાકૃતિ સાથે ઠેક મારતો મારતો પાછો ફરે ત્યાં બીજો સીદી છલાંગે છે આમ એક પછી એક સીદીઓ પોતાની તાકાત અને વિચિત્રતાનું દર્શન કરાવતા રહે છે એક તો એમની પ્રચંડ તાકાત શરીર ઉપરનો અસાધારણ કાબૂ પશુઓ અને પંખીઓ જેવી એમની ચાલ અને વિચિત્ર મુખમુદ્રાઓ ભયાનક રસ ઊભો કરે છે ઘણી વાર આ સીદીઓના પથ્થર પર પડછંદા પાડતા ઘોઘ જેવા હોહોકારથી નબળા દિલનો પ્રેક્ષક ધ્રૂજવા પણ માડે છે

એ પછી એમનો મુખી કે આગેવાન પણ મેદાનમાં આવે છે હાથમાંનો મશીરો ઢોલકાના તાલ સાથે વગાડતો ગાતો જાય ને ગોળ ગોળ અને આગળપાછળ નાચતો જાય ધમાલનાં એમનાં ગીત પણ તદ્દન ટૂંકાં, પ્રાથમિક ને બેથી ત્રણ સ્વરનાં હોય છે જેવું કે એક જણો ગવરાવે કે—

'લે લે લીંબડી!'

બીજા બધા બાકીની કડી ઓને · 'લેતી જા!'

પાછો મુખી ગાય 'પટેલનાં ચીભડાં!'

બીજો પૂરું કરે. 'ખાતી જા!'

પટેલના વાડામાં લીંકડી ચીભડાં ખાતા ક્યાંક સપડાઈ ગઈ હશે ને પછી લીંબડીની જોયા જેવી દશા થઈ હશે (સૌરાષ્ટ્રમાં એને 'લીંકડી ખમેડે પડી' કહે છે) આવી સ્થિતિમાંથી આનંદ લેવાનું ગીત ઊભું થયું ને એમની ધમાલમાં ઊતર્યું આમ ગીતની સાથે ધમાલને જોઈએ તો હાસ્યમિશ્રિત ભયાનક લાગે. વિચિત્ર મુખમુદ્રામાં પ્રયત્ન તો બધા 'કથકલી' જેવા હોય છે મુખના એકએક અવયવનું ચલન સીદીઓ કરે છે નેણ હલાવે, ડોળા હલાવે, નાક ને કાન પણ હલાવે, ગાલની પેશીઓ અને હોઠ પણ હલાવે અને સાથે સાથે વિચિત્ર અવાજો પણ

કરે એમના શરીરની છટા, વર્ણ અને હાવભાવની એકરૂપતા જંગલના જીવનની યાદ આપે છે. આ ધમાલમાં ચલન અને હાવભાવને થોડુંક શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું હોય તો કથકલીનુ તાંડવ સ્વરૂપ સર્જાય. અલબત્ત, રૌદ્રભયાનક તો રહે જ.

કોઈ પણ કલાનું આદિ સ્થાન તો આ લોકકલા જ છે; કારણ કે લોકકલા પ્રકૃતિની વધુ નજીક છે જેવુ આ લોકનૃત્યોનું પ્રાકૃતિક સૌંદર્ય છે એવાં જ એનાં સરળ ગીતો હોય છે. એવા જ ભાવવાહી સ્વરો અને એને જ અનુરૂપ એવા તાલ એમાં હોય છે. માર્ગી સંગીતના છ મુખ્ય રાગો એમાં નથી ગવાતા; પણ બીજા રાગો ને મિશ્રિત રાગરાગિણીઓ એમાં ગવાય છે. જેવા કે સારંગ, ઝીંઝોટી, માંડ, કાફી, કાલીંગડા, દેશ, રાગ, ખમાચ વગેરે. એટલું જ નહિ પણ એમાં કયારેક વિરલ શ્રુતિઓ પણ લાગે છે. આલાપી લહેકાઓ તો હોય જ છે. બે ચાર સ્વરની તાનો પણ ઘણી વાર લાગી જાય છે. ગમકના તો દસ પંદર પ્રકાર આ રાસ ગીતોમાંથી પકડી શકાય. જ્યારે મીંડ કંપ પણ એની મધુર હલકમાં લાગે છે.

તાલમાં એકતાલ, દાદરા, દીપચંદી, કેરવા, ઝુમાળી ને હીંચ વગેરે લેવાય છે. પણ બહુધા હીંચ અને કેરવા વિશેષ લેવાય છે. આ રાસ-ગીતોની હલક શબ્દોથી તો કેમ વર્ણવાય ? એ જ રીતે રાસનાં ગતિ મરોડ અને જોમ પણ આસ્વાદનો જ વિષય છે. દાંડિયારાસમાં ગવાતાં ગીતો ઘણાંખરાં કૃષ્ણલીલાના રસે રસેલાં હોય છે પ્રમુખ રાસ નરસિંહ–મીરાંના હોય છે. એ પછી જેમાં લોકજીવનના ઊર્મિઆવેગ ઊતર્યા છે તેવાં કૈંક નામી અનામી લોકકવિઓનાં અઢળક ગીતો ગવાય છે.

ગીતોના કાવ્યતત્ત્વની ચર્ચામાં ન ઊતરતાં એટલું જ કહીએ કે એની સરળતા, ભાવવાહિતા અને સંઘોર્મિઓ રેલાવવાની અદ્‌ભુત શક્તિથી જ નટવર–કનૈયાના કલાવારસાને એણે ચિરંજીવી બનાવ્યો છે.

દાંડિયારાસમાં મોરલી, પાવા ને શરણાઈ જેવાં સુષિર વાદ્યો, કરતાલ, ઝાંઝ, ઘૂઘરા ને મંજીરાં જેવાં ઘન વાદ્યો અને ક્વચિત વીણા

અને રાવણહથ્થા જેવાં તંતુ વાદ્યો પણ ઉપયોગમાં લેવાય છે. જ્યારે ઢોલ, ઢોલક, ડફ અને ખંજરી જેવાં ચર્મ વાદ્યોનો તો સર્વસાધારણ ઉપયોગ થાય છે.

પણ આજે જ્યારે રાસનૃત્યોમાં ઉછાળો આવ્યો છે, સરકાર તેમજ પ્રજા તરફથી એને ખૂબ ખૂબ ઉત્તેજન મળી રહ્યું છે, ત્યારે એક તો રાસનૃત્યની પ્રણાલિ અને રાસગીતોની સરળતા ને ભાવવાહિતા બન્ને ભયમાં મુકાયાં છે. નિત્ય નવા રાસ અને નિત્ય નવાં ગેય કાવ્યો રચાય છે પણ રાસને સંબંધ છે ત્યાં સુધી એવાં ગીતોમાં કાવ્યતત્ત્વ પાંગળું પડતું જાય છે. કાવ્યતત્ત્વ સુંદર હોય છે ત્યાં ગીતમાં નૃત્યસંગીતના મરોડ હોતા નથી. સંઘભાવને પોષક એવાં પ્રમત્ત ઊર્મિવાહક એ નથી બનતાં. બેહદ કલ્પના કે અતિ અર્થઘનતાવાળાં ગીતો રાસ ઝીલી નથી *શકતાં. એ જ રીતે માત્ર અંગત ઊર્મિઓનું જ આલેખન હોય એવાં* ગીતો માત્ર ગ્રામ્ય શબ્દો વાપરવાથી નથી ભાવ પેદા કરતાં કે નથી લોકગીતો બનતાં.

ગીતોના શબ્દો કોક આપે, સ્વરાંકન બીજો કરે અને નૃત્યનો મરોડ ત્રીજો આપે. આને પરિણામે શબ્દ, સ્વર અને નૃત્યની એકરૂપતા નથી સર્જાતી. સંઘજીવનની સંપત્તિ બનવા માટે ફિસ્સા ભાવ, પામર કલ્પના અને શબ્દોનાં ચોકઠાં ચાલતાં નથી. લોકજીવન એ એવી કસોટી છે કે આવાં ગીતો આપોઆપ આવ્યાં ભેગાં ફેંકાઈ જાય છે. વળી અટપટું સંગીત અને નર્તનના વધુ પડતા શાસ્ત્રીય મરોડ પણ રાસ-નૃત્યના ગતિપ્રાણને રૂંધે છે. અને એવાં રાસનૃત્યો ક્યારેક વ્યાયામ-અભિનય જેવાં તો ક્યારેક કસરતના ખેલ જેવાં બની જાય છે.

રાસનાં નવાં સ્વરૂપો સર્જાય એ તો અનિવાર્ય છે. પણ એમાં ચિરંજીવિતા ન રહે. તો દરેક રાસ વખતે એક કવિ, એક સંગીતકાર અને એક નિષ્ણાત નર્તકની જરૂર ઊભી રહે જ. માત્ર વૈવિધ્યથી પ્રાણ પેદા થતો નથી. એ માટે તો રાસમાં જીવંત હિલ્લોલ તત્ત્વ જોઈએ.

એમાં નવાં મંથનો ઉતારી શકાય, પ્રજાના મનોરથો ઉતારી

શકાય, અને અગત સંવેદન પણ સાર્વજનિક બને એટલું પ્રબળ હોય તો જરૂર ઉતારી શકાય. પણ રાસનૃત્યોની મધુર હલક, જેમ અને લાલિત્ય કવિના અંતરમાં ઘુંટાય તો આપોઆપ રાસમાં પ્રાણ પેદા થાય દરેક કવિએ સંગીતકાર બનવું જ જોઈએ એવું નથી, પણ સ્વર અને નર્તનની સાદી સમજ હોવી તો જરૂરી છે. જેથી ગીતના ભાવને સ્વર કે નર્તન ક્યાં નડતરરૂપ બને છે તે સમજી શકાય.

# સંતસરવાણી

સૌરાષ્ટ્રના સંતો અને ભક્તોની પરંપરા—નરસિંહ અને મીરાંથી માંડીને આધુનિક સંતો ભક્તો સુધીની પરંપરા ભક્તિ, સમાજ, સાહિત્ય, ઇતિહાસ, સંશોધન અને વિવેચનનો ઘણો રસિક વિષય છે

એક મહત્ત્વનો વિવાદાસ્પદ મુદ્દો તે નાથ સંપ્રદાયનો. ઇસ્લામની અસર તળે આવેલો મનાતો અને એના દ્વારા ઇસ્લામનો પ્રચાર થતો હોવાનું મનાતા આ નાથ સંપ્રદાયની સૌરાષ્ટ્રના સંતો અને ભક્તો ઉપર ઘેરી અસર છે છતાં એમાંથી નથી મૂર્તિપૂજાનો વિરોધ ઊઠતો કે નથી હઠયોગ કે કુંડલિનીયોગની ઇચ્છાશક્તિની તપશ્ચર્યાની સિદ્ધિ ઉપર જ ભાર મુકાતો. સંત જ્ઞાનેશ્વર પણ નાથ સંપ્રદાયના ગોરખનાથના શિષ્ય ગહિનિનાથના શિષ્ય હતા સૌરાષ્ટ્રમાં ગવાતી નાથવાણી કે ગોરખ-વાણીએ મુક્તાચારને કદી મહત્ત્વ નથી આપ્યું ઉત્તરપૂર્વની સ્થિતિ જુદી હોવાનો સંભવ ખરો. નાતજાતને ઊંચનીચના ભેદ સામે નાથ સંપ્રદાયે જે બળવો પોકારેલો એવો જ પ્રખર વિરોધ રામાનુજના અનુયાયી પંથોએ પણ કર્યો છે મહાપંથે-માર્ગીપંથે થોડું અનિષ્ટ જરૂર ફેલાવ્યું છે. તે છતાં ત્રણેય પંથનો ત્રિવેણી સંગમ સૌરાષ્ટ્રમાં થયો છે અને એમાંથી નિર્ગુણ નિરાકાર સાથે સગુણ સાકારની તમામ અવસ્થાઓમાંથી પસાર થતા સૌરાષ્ટ્રના સંતો ભક્તોએ પ્રભુભાવે વેદો અને ઉપનિષદોની જ વાણીને પોતાની સમાન સહજ લોકવાણીમાં ડુંગરાઓની ઊંડી ઓપો સુધી પહોંચાડેલ છે નિરક્ષરતા વચ્ચે ક્ષર અને અક્ષરનો બોધ આપ્યો

છે. અનીતિ અને અનાચારો સામે પ્રહારો કરીને લોકસંસ્કારમાં સત્‌ ધરમનું જતન કર્યું છે.

મહાપંથ, નાથપંથ અને કબીરપંથની ભજન ત્રિવેણીમાંથી સૌરાષ્ટ્ર ઉપર સૌથી ઘેરી અસર કબીરપંથની પડી છે સંતકવિઓની પરંપરામાં સૌથી વધુ લોકભોગ્ય પરંપરા આ કબીરપંથમાં ચાલી છે.

ભારતીય સંસ્કૃતિના જ એ પ્રવાહો સીમાભેદે અટક્યા નથી, અવરોધાયા નથી, તેમ નથી એ સંસ્કૃતિ પ્રવાહે કોઈ કાળના ભેદને જાણ્યા. અભેદની ઉપાસના, જ્ઞાન, ભક્તિ અને યોગના એ પ્રવાહો દક્ષિણ હિંદમાંથી ઉત્તર હિંદમાં વહેતા સૌરાષ્ટ્રના સાગરકાંઠા સુધી એકધારા વહેતા રહ્યા છે. નહિ તો ક્યાં દક્ષિણ ભારતના વૈષ્ણવાચાર્ય રામાનુજ અને ક્યાં સૌરાષ્ટ્રના ચમાર ભક્ત દાસી જીવણ અને ક્યાં મુસલમાન સુથાર ભક્ત હોથી ને નથુરામ?

જ્ઞાતિભેદોથી જકડાયેલા દક્ષિણ ભારતમાં પ્રભુઉપાસનાનો સમાન અધિકાર સ્થાપ્યો વૈષ્ણવ સંપ્રદાયના સ્થાપક રામાનુજે. આ રામાનુજની પાંચમી પેઢીએ સ્વામી રામાનંદે વર્ણાશ્રમનો ઉગ્ર વિરોધ પોકાર્યો. જન્મથી નહિ પણ કર્મથી માનવીનાં મૂલ્યાંકનો કરવા આદેશ આપ્યો. ગુરુ સાથે મતભેદ પડ્યો અને રામાનંદસ્વામી ઉત્તર હિંદમાં આવી વસ્યા રામાનંદ ભક્તિમાર્ગના મધ્યયુગના આદિ સંત જેવા ગણાયા છે. ભંગીથી બ્રાહ્મણ સુધી અને રાયથી માંડી રંક સુધી રામનામનો મહિમા ફેલાવ્યો આ સ્વામી રામાનંદે. મધ્યકાલીન ભક્તિવાદનું બીજારોપણ સ્વામી રામાનંદે કર્યું. ભક્તિમાર્ગ ખરો પણ અભેદનો ઉપાસક.

રામાનંદની કંઠી બાંધી મહાત્મા કબીરે દક્ષિણની વૈષ્ણવ ભક્તિ સાથે પૂર્વ ભારતના નાથ સંપ્રદાયની વિચારધારા પણ કબીરજીએ અપનાવી.

વિનોબાજી કહે છે તેમ જ્યારથી માનવતાનો ઊગમ થયો ત્યારથી સંતોનો આવિર્ભાવ થયો છે. ઋગ્વેદનાં થોડાં સૂક્તો છોડી દઈએ તો બાકીનું બધું સંતોની વાણીમય જ છે. સામવેદ ઋગ્વેદનાં ભજનોમાંથી ઊતરેલ છે, જેમાં સ્વરની સાધના વિશેષ ભળેલ છે

ઉપાસના એકની સત્ નામની એ ઉપાસના માટે જુદાં જુદાં સ્વરૂપો કલ્પાયા છે ઉપાસકને પોતામા જે ગુણનો અનુભવ થાય એ ગુણવાળા ભગવાનની એ ઉપાસના કરે

વેદવાણી પણ એ જમાનાની લોકવાણી છે ભગવાન બુદ્ધે પણ લોકવાણીમાં જ લખ્યુ વૈષ્ણવવાણી પણ લોકવાણીમાં જ વિસ્તરી મધ્ય યુગની સતવાણીનું મૂળ આ વેદવાણી, બુદ્ધવાણી અને વૈષ્ણવવાણીની મૂલત્રયીમાં પડ્યુ છે

રામાનદે ભક્તિમાર્ગ લોકવાણીમાં જ ઉપાર્યો કબીરજીની વાણીમાં આ મૂલત્રયીનો સુદર સમાગમ થયો જ્ઞાન, ભક્તિ અને કર્મયોગનો સુમેળ સધાયો

એમણે નિર્ગુણ નિરાકારને ઉપાસ્યા પણ સગુણ સાકારના ઝગડામાં ન પડ્યા •

" જાતિ ન પૂછો સાધુકી પૂછ લિજિયો જ્ઞાન,
મોલ કરો તલવારકા પડા રહેને દો મ્યાન "

કબીરજીના રહસ્યવાદમાં રૂઢિગત પ્રણાલિ ઉપર કઠોર પ્રહારો રહેલા છે તો બીજી બાજુ શુદ્ધ નીતિ અને શુદ્ધ આચારનો બોધ રહેલો છે એમની ભક્તિ પાછી અકર્મણ્ય પણ નથી શરીરને ભક્તિ અને કર્તવ્ય કર્મનું એક સાધન માનીને પરોપકારને જીવનનો ક્રમ અને કર્મ માનવામાં આવેલ છે પરોપકાર કરવાથી પુણ્ય મળે છે એમ નહિ પણ ન કરવાથી જીવન પાપભાગી બને છે, કારણ કે પરોપકાર એ નિત્યકર્મ મનાયેલ છે

સૂક્ષ્મ ભેદ સમજાવે છે આવા ભક્તિમાર્ગે રૂઢ ધર્મના કર્મકાંડ, વિતંડા-વાદ, વહેમ, કુરૂઢિ, ઊંચનીચના ભેદ, અનાચાર અને વર્ણાશ્રમથી પિડાયેલી પ્રજાને એકદમ આકર્ષી લીધી

આ કબીરપંથને સૌરાષ્ટ્રમાં કોણ લઈ આવ્યું એની ભાળ હજી સુધી નથી મળી ભક્તકવિ નરસિંહ અને મીરાં પછીનાં બસો-અઢીસો વર્ષ સુધીના–એટલે કે ભાણ સાહેબના સૌરાષ્ટ્રના આગમન સુધીના સંતો, ભક્તો અને ભજનિકોની પરંપરા એ સંશોધનનો રસિક વિષય છે. પણ રામકબીરીઆ પંથની કંઠી બાંધીને ભાણ સાહેબ સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે મહાપંથ એટલે કે માર્ગી સંપ્રદાય અને નાથ સંપ્રદાયના સાધુઓ અને સંતોની વાણી સૌરાષ્ટ્રમાં ગુંજતી હતી.

નરસિંહ મહેતા ગુજરાતના જેમ આદિકવિ ગણાય છે તેમ ભાણ સાહેબ સૌરાષ્ટ્રમાં કબીરપંથના આદ્ય સ્થાપક ગણાય છે કબીરજીના પણ બે પંથ ચાલ્યા : એક રામકબીરીઆ અને બીજા સતકબીરીઆ. રામકબીરીઆ ભગવાં કપડાં પહેરે, માથે કાનટોપો નાખે, ગળામાં સેવ-ણીઓ પહેરે ભાણ સાહેબ રામકબીરીઆ પંથના હતા

નરસિંહ મહેતા પછી અઢીસો વર્ષે અને કબીરજી પછી બસોક વર્ષે ભાણ સાહેબનો જન્મ ચરોતરના કનખીલોડ ગામે સંવત ૧૭૫૪ના માઘ સુદ પૂનમના રોજ થયેલો. જ્ઞાતિએ લુહાણા. પિતાનું નામ કલ્યાણ ઠક્કર અને માતાનું નામ અંબાબાઈ કલ્યાણ ઠક્કર પ્રભુભક્ત હતા. જન્મની સાથે જ ભાણ સાહેબને આગલા બે દાંત પણ ઊગેલા ભક્ત પિતાને પોતાનો પુત્ર કબીરજીનો અવતારી જણાયો અને ભાણ સાહેબ ભાણ કબીર કહેવાયા. પિતા કલ્યાણ ઠક્કરે ભાણકબીરના જન્મનો ઉત્સવ માંડ્યો. અને ગામલોકોએ ટીકા આદરી. ગામ એટલું પાછળ પડ્યું કે આ ભક્તકુટુંબને કનખીલોડ છોડવું પડ્યું અને પોતાના મૂળ વતન વારાહી જઈ રહ્યું. લોહાણા મહાજને સામૈયાં કર્યાં અને ભાણ સાહેબની કળા વધતી ચાલી.

ભાણ સાહેબ કબીરપંથી કેમ થયા એની પૂરી માહિતી મળતી નથી. એમ કહેવાય છે કે આંબા છટ્ટા નામના એક ભરવાડને ભાણ સાહેબે ગુરુ બનાવેલ. કબીરપંથની ગુરુ-પરંપરામાં સદ્‌ગુરુનો મહિમા એટલો પ્રબળ છે કે ગુરુસ્મરણ પ્રભુસ્મરણ જેટલું જ મહિમાવંત ચાલ્યું આવે છે. જ્યારે ભાણ સાહેબના એક પણ ભજનમાંથી એમના ગુરુનો નામોલ્લેખ મળતો નથી. સંભવ છે કે આપોઆપ અવતારી પુરુષ ગણાયા તેથી કોઈ ગુરુ પાસેથી દીક્ષા ન પણ લીધી હોય. ભાણ સાહેબને એમના શિષ્યો જગતગુરુ માનતા.

આ રામકબીરીઆ પંથમાં ભાણ સાહેબના સમર્થ શિષ્ય રવિદાસે ગાયેલી સંધ્યા આરતી રોજ ગવાય છે. એમાંથી ભાણ સાહેબના ગુરુ-સ્વરૂપનું દર્શન મળી રહે છે :

"શહેર વારાહી ધામ, નામ નવખંડમેં પાજા,
ભાણ જગત ગુરુદેવ, રાવ રંક રાખી માજા.
પલ પલ પરચા દીન, બ્રહ્મવેત્તા બ્રહ્મજ્ઞાની,
હું તું દિયા ઉઠાઈ, ઉસ મીઠા કિયા પાની.
તીનલોકમેં સાર, શ્રી રામનામ રટલાયે,
અનહદ ધૂની સુની શબ્દ, પાર પરમાતમ પાયે.
અરૂઢ મતા વાયક અલે, રામ ભાણ ફીરે નહિ,
ભાણ અજાગર અભેદ બુધ, રવિરામ કહે બ્રહ્મ માંહી.
લોહર વંશ અવતાર, સંતનસે રહે લો લીના,
તન મન ધન અરૂ પ્રાણ, સકલ હરિ અર્પણ કીના.
પ્રથમ કઠણ કલિયુગ, મંવે જઈ મચ્છ જિવાયો,
કૈદ કિયો હાકેમ, પાંવ જંજીર તોડાયો.
રણમેં ખારો નીર, સોહી મીઠો કર લીનો,
કરી હરિ સંતસમાજ, પરસ્પર નિજહી પીનો.

નરનારી ભક્તિ કરી, ઠૌર ઠૌર પરચા દિયા,
અનહદ લેહર વંશમેં, ભાણ સાહેબ ઐસા ભયા."

ભાણ સાહેબ ગુજરાતમાંથી ક્યારે સૌરાષ્ટ્રમાં આવ્યા એની ભાળ પણ મળતી નથી. ૨૬મા વર્ષે ભાણ સાહેબે સંસારમાં પ્રવેશ કર્યો અને એમનાં પત્ની ભાણબાઈની કૂખે બે પુત્રો પણ અવતર્યા. એમાંથી એક પાંચમે વર્ષે અવસાન પામ્યો જ્યારે બીજો પુત્ર ખીમદાસ ભાણ સાહેબનો પ્રતાપી શિષ્ય નીવડ્યો. ખીમ સાહેબ 'ખલક દરિયા ખીમ' કહેવાતા. કહે છે કે એમની આંખમાં નૂરના–તેજના દરિયા ખળકતા.

સૌરાષ્ટ્રના સંતકવિઓની—લોકહૃદયમાં સ્થાન પામેલી સંતકવિઓની આ ત્રિપુટી ભાણ, રવિ અને મોગર એ ત્રણેયનો જન્મ અને ઉછેર સૌરાષ્ટ્ર બહાર જ થયેલ છે. ભાણ સાહેબ ચરોતરના કનખીલોડ ગામના, રવિ સાહેબ આમોદ તાલુકાના તણછા ગામના અને મોગર સાહેબ મારવાડના કંઠાળ મુલક થરાદના.

ભાણ સાહેબ આવ્યા અને આ ત્રણેય પંથની ભજનવાણીનો ત્રિવેણી સંગમ રચાયો. આંખ ઉઘાડનારી વાત છે કે ધર્મના અધિકાર લઈ બેઠેલા વર્ગ સામે મધ્યયુગના ભક્તિવાદમાં ઊભા થયેલા સંતો બહુધા નીચલા થરોમાંથી જ આવ્યા છે. સ્વામી રામાનંદના શિષ્યોમાં રોહિદાસ ચમાર હતા, કબીર વણકર હતા, ધન્ના જાટ હતા, સેના હજામ હતા, જ્યારે પીપાજી રજપૂત હતા. ત્યારે ભાણ સાહેબ પોતે લુહાણા હતા. એમની શિષ્યપરંપરા જોઈએ તો—રવિરામ વાણિયા હતા, મોગર રજપૂત હતા, ત્રિકમ ઢેઢ ગરોડા હતા, ભીમ ચારણ હતા અને પાછળથી અંત્યજ બનેલા, દાસી જીવણ ચમાર હતા, હોથી સુમરા સંધી હતા, પ્રેમ સાહેબ કડિયા હતા, જ્યારે વાલ્રા ભગત ભંગી હતા.

હકીકતમાં મધ્યયુગના પૌરાણિકતાના પાખંડ સામે એ આધ્યાત્મિક બળવો હતો અને એ જ રીતે વર્ણાશ્રમમાંથી પેદા થયેલી અમાનુષિતા અને કોમ તથા જ્ઞાતિના ઊંચનીચપણાએ સરજેલી અસહ્ય અસમાનતા સામેનો પણ નીચલા થરનો એ બળવો જ હતો.

સૌરાષ્ટ્ર, કચ્છ કે ગુજરાતે ભાણ સાહેબની એ ઉદાર વિચારધારાને સહેજે નહિ સ્વીકારી લીધેલી. ભાણ સાહેબને અનેક આપદાઓ વેઠવી પડેલી, કારણ કે કોઈ સંપ્રદાયનાં બંધનોને તેઓ માને નહિ, ન કોઈ દેવનાં બંધનો માને જ્યાં જ્યાં એમનો પ્રભાવ વિસ્તર્યો ત્યાં ત્યાં નાતજાતનાં વાઘ-બકરી એક પંગતે ભોજન લેતાં અને એક આરે પાણી પીતાં

પાખંડ ઉપર પ્રહારો, અનાચાર અને ઊંચનીચના ભેદો સામે સમાનતા, શુદ્ધ નીતિ તથા શુદ્ધ આચારનો આગ્રહ, અભેદની ઉપાસના અને પ્રભુમય જીવનની એમની વિચારધારાએ જેમ ખળભળાટ મચાવ્યો તેમ વીજળિક લોકાદર પણ મેળવ્યો

ભાણ સાહેબ પોતે સંસારી છતાં સાધુમય જીવન ગાળતા મહી અને રેવા કાંઠાના લોકોના અત્યંત આગ્રહથી ગુજરાતમા શેરખી ગામે એમણે ગાદી સ્થાપી. પોતાના મોટાભાઈ, પણ શિષ્ય બનેલા ક્રાનદાસજીને એ સોંપીને પોતે વિહાર કરતા જ રહ્યા

ભાણ સાહેબના શીલમય અને ત્યાગી જીવનનો પ્રભાવ એટલો વધ્યો કે શિષ્યોનાં ટોળેટોળાં એમની આસપાસ ઊભરાતાં પોતે ચાળીસ શિષ્યો સાથે વિહાર કરતા. એ 'ભાણફોજ' કહેવાતી આજેય એ ભાણફોજનું જાણીતું પદ ગવાય છે કે —

"સુણ અનહદકી ઠોર, ભાણફોજ નિરખે ચડી,
પ્રથમ કુંવરજી સરદાર, ગુરુસે ગુરુગમ જડી.
રવિરામ રણુંકાર, નામકી નોબત ગડી,
જીવણદાસ જુગ જીત, મંછાકી તોડી કડી.
ખરો ખેલ ખીમદાસ, સૂરત નિશાણે ચડી,
સતનામી સામદાસ, ભજનકી લાગી ઝડી.
ઉદાસી ઓમકાર, સૂરત જઈ બ્રહ્મમાં ભળી,
શંકરદાસ સન્મુખ રહેવે, માંધુ મંગળ ગાવે.

ચરણદાસ નિરગુણ, હરિદાસ શંખ બજાવે,
દયાલદાસ દિલમાંય, કલમકી નાદ સુનાવે.
ગરીબદાસ ગુલતાનતે, નિતહી કાવડ ફીરાવે,
હરખશોખ દો હારકે, સંત ચરણ રજ જડી.
કર જોડી કૃષ્ણદાસ કે', ભાણફોજ નિરખે લડી. "

જ્ઞાનવિમુખ લોકોએ મધ્યયુગના સંતોમાં પ્રથમ તો પરચા જોવ્યા અને પગે લાગ્યા. ભાણ સાહેબના પણ અનેક પરચા ગણાય છે મહુવામાં મરેલા મરજીને જીવતો કર્યો, કચ્છના રણમાં ખારા પાણીને મીઠું કર્યું અને એ જ રીતે જામ ખંભાળિયામાં પણ એક વીરડાનું પાણી મીઠું કરેલું, જે આજેય 'ભાણ વીરડી' નામે ઓળખાય છે સૌથી મોટો પરચો વડોદરાનો કહેવાય છે.

એક વાર ભાણ સાહેબ વડોદરાના મુલકમાંથી પસાર થઈ રહેલા. રાતવરત ગાડાં છોડીને સૂતેલા. એમાં કોઈકના બળદ ચોરીને ચોર લોકો ત્યાંથી નીકળ્યા. આ ચોર લોકોએ ભાણ સાહેબના બળદ છોડી લઈને ત્યાં ચોરાઉ બળદ બાંધી દીધા અને ભાણ સાહેબના બળદ લઈ એ ભાગી ગયા.

અહીં બળદનો માલિક શોધતો શોધતો આવ્યો ને ભાણ સાહેબના ગાડે પોતાના બળદ જોતરેલા જોઈ વડોદરાના સૂબાને ફરિયાદ કરી. સૂબો હતો મુસલમાન. જરાય સાંભળ્યા સિવાય એણે ભાણ સાહેબને જેલમાં નાખ્યા. નરસિંહ મહેતાને રા' માંડલિકે જેલમાં નાખતા એમણે જેમ કેદારો ગાયો હતો તેમ ભાણ સાહેબે આખી રાત ભજન આરંભ્યાં કે—

" અસુરાંને મન દયા આણો
એમ ભણે લુવાણો ભાણો રે,
મીરાંબાઈને મારવા જે દિ'
રાણો રાય રિસાણો રે,

કંઠડે જાતા અમૃત કીધાં
તે દિ' વિખનો પ્યાલો પિવાણો રે.
હોલો રાણો હરિને ભજતો
ચંડાલની નજરે ચઢાણો રે,
પારાધિને પગે વસીઅલ ડસિયો
સીર માર્યો 'સીચાણો રે.
નામા ભગતનુ નીગળ કીધું
જે દિ' છાપરો છવાણો રે,
કબીરને માથે કરુણા કીધી
મરઘલડો છોડાણો રે.
ઊંડા જળમા જે દિ' ગજને ગરાયો
તે દિ' ગુડ થયો જમરાણો રે,
વારે ચડી પ્રભુ વેલા પધારો
આંયા આવ્યાનો છે ટાણો રે ''

કહેવાય છે કે વડોદરાનો મુસલમાન સૂબો ગર્વગલિત બન્યો, જેતમાં જઈ ભાણ સાહેબને પગે પડ્યો અને મુરશિદ કરી માન્યા

કમીજડા ગામમાંથી ભાણ સાહેબ વિદાય થતા હતા ગામલોકો આગ્રહ કરી કરીને રોકતા હતા એમ હા, ના હા ના કરતાં બરાબર ગામના ઝાંપા વચ્ચે આવ્યા એ જ વખતે જેને ઘેર ભાણ સાહેબ ઊતરેલા એ ભરવાડણ બાઈએ રામદુહાઈ દીધી કે 'એ ભાણ બાપુ! હવે ત્યાંથી એક ડગલુ ય આગળ ભરો તો તમને રામદુહાઈ છે'

ભાણ સાહેબ તો ત્યાં ને ત્યાં ખોડાઈ ગયા કહે કે 'આગળ ડગલું તો ન જ ભરાય પણ હવે પાછું પગલું ય ભરવું નથી.' ગામ લોકો મૂંઝાઈ ગયા ભાણ સાહેબને ઘણું ઘણું સમજાવ્યા ભાણ સાહેબ કહે, 'હવે વેળા વીતી રહી છે મારે ને પ્રભુને છેટું પડી રહ્યુ છે અહીં

જ ખાડો ખોદાવો' છેવટ ત્યાં જ ખાડો ખોદાવીને ભાણ સાહેબે જીવતાં સમાધ લીધી, સંવત ૧૮૧૧માં

સૌરાષ્ટ્રમાં કબીરપંથના એ પ્રથમ સંતની ભજનવાણી બહુ બહોળી નથી સંભવ છે કે એમનાં અપ્રગટ ભજનોનો સંગ્રહ ક્યાંક પડ્યો પણ હોય એમનાં પ્રચલિત એવાં તો સત્તરેક પદો જ મળે છે એમની વાણી અરમાનવાળી પણ સીધી ને સરળ છે રૂપકો તદ્દન તળપદાં એમની ભક્તિ બ્હેર કે અસાધ્ય ન હતી વિશુદ્ધ માનવભાવથી તરબોળ એમની વાણી સાર અસારના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભેદને સરળ ભાવે સમજાવે છે

" ભાણ કહે ભટકીશમા, મથી જોને માંહી,
સમજીને સૂઈ રહે તો, કરવું નથી કાંઈ,
બોલે એ કોઈ બીજો નથી, પરમેશ્વર પોતે,
અજ્ઞાની તે આંધળો, અળગો થઈને ગોતે,
સાચું નામ સાહેબનું, જૂઠું નહિ જરાય,
ભાણ કહે ભજી લો તો, ભારે કામ જ થાય "

ભક્તિને ખેતીના તળપદા રૂપકમાં ભારે સચોટ રીતે વહાવતાં કહે છે કે —

" તમે કૂડ કાયાના કાઢો રે, વીરા આવ્યો અષાઢો,
વિખિયાના રૂખ વાઢો
અવસર વારો તો કાંઈ નવ હારો,
તમે કાલર ખેતર મત ખેડો રે વીરા,
પાતર જોઈ જોઈ જાતર કીજે,
તમે વિખિયા ફળ મત વેડો રે વીરા.
આવ્યો અષાઢો૦

ખોટે મને જેણે ખેડયું રે કીધી, ખરે બપોરે નાસે રે,
આઘાં જઈને પાછાં ફરશે, એનાં કણુ કવાયે જાશે રે.
વીરા આવ્યો અષાઢો

વિગત નવ જાણે ને બીજ લઈ વાવે, કાઢી કઢારો ચાવે રે.
ધાઈ ધૂતીને કાઈક નર લાવે, એની આગમ ખાધુંમાં જાશે રે.
વીરા આવ્યો અષાઢો

વાવ્યા તણો જે નર વિચાર જાણે, એ તો મૂઠ મેલે લઈ ટાણે રે,
ભાણુ ભણે નર નીપજ્યા ભલાં, એ તો સુઠાભરે લઈ માણે રે.
વીરા આવ્યો અષાઢો—

સાંભળો સાધુ - સઈ કરો, સામાં સદ્ગુરુ વાચે,
અરસપરસ હોઈ એકમેકને, કદિં કાલ ન ખાચે.
નામ રૂપ જબ નિરખિયા, અનહદ ઘર આયા,
ઇંગલા પિંગલા સુખમના, સેજે સેજ ઘર પાયા.
ભમર ગુફામેં ભાઠી જલે, ભારે દેખ લાલી,
જુગત જાગીને ત્યાં રહે, બેઠા આસન વાળી.
સદ્ગુરુ કેરી સાનમેં, સમજે કોઈક શૂરા,
સમજીને જે સહી કરે, તે પદ પાવે પૂરા.
અગમ ગત અવિગત કેરી, વિધિ વીરલે જાણી,
જળ તરંગ જળથી ઉપન્યા, જળ માંહી સમાણી.
એક નિરંતર નિરખિયા, નહિ કાયા, નહિ માયા,
ઓચિંતા ભાણ દેવ ઓચર્યાં, ગેબી ગેબ ગુણ ગાયા.

અને આ પરમપદની પ્રાપ્તિ એટલે જ્યોતમા જ્યોતનું લય થવું. સત્ શબ્દ સમજવો એટલે ઇશ્વરનો સાક્ષાત્કાર થવો—નિર્ગુણ નિરાકારની પ્રેમસાધના વડે પૂર્ણ આનંદની સહજાવસ્થા પ્રાપ્ત કરવી મધ્યયુગના સંતોની વાણીમાં એને બ્રહ્મજ્ઞાન કહે છે ભાણ સાહેબ એવા બ્રહ્મજ્ઞાની કહેવાતા એમના એક ભજન દ્વારા જ એ જોઈએ :

"સતગુરુ મળિયા સેજમાં, જેણે સતનો શબદ સુણાયો,
ચોરાશીનો રાહ ચુકાવી, અખંડ ધામ ઓળખાયો.
પંચ હતા સો થિયા પરિપૂરણ, નવધા નામ મિટાયો,
દસમ દશા આવી દલ ભીતર, એકમેં અનેક સમાયો.
અનેક હતા સો અખંડ સમાયો, નહિ જાયો નહિ આયો,
જીકર કરતાં ગઈ જામિની, સોહં સાહેબ પાયો.
જપ તપ તીરથ જોગ ન ધરતાં, સળંગ સેરડો પાયો,

ખટ દરશનમાં ખોજ કરીને, ફરી ફરી ઘેર જ આયો.
અનંત કોડમાં આગે ઊભા, સમસ્યામેં સાધ કહાયો,
કહે ભાણો હરિ ભીતર ભેદ્યા, જ્યોતમેં જ્યોત મિલાયો."

સાધક પોતાની સાધના માટે ભજનવાણીને સાધન બનાવે ત્યારે એમાં કાવ્યતત્ત્વની ચર્ચા અસ્થાને છે એમણે કવિ હોવાનો કદી દાવો નથી કર્યો તેમ સાધુતાનો અહંકાર પણ નથી કર્યો અભેદભાવી એમની સાધુતા તો સાચકડી જ હતી.

"જાત ન પૂછો સાધુકી, પૂછ લિજિયો જ્ઞાન,
મોલ કરો તલવારકા, પડા રહેને દો મ્યાન."

ભાણ સાહેબની સૌથી મોટી દેન તો છે સમર્થ શિષ્યોની એક મહાન પરંપરા આપવાની એમણે પાખંડીઓને પવિત્ર બનાવ્યા, ધર્મજડ લોકોને પ્રભુમય જીવન ગાળતા કર્યા અનેકોનાં જીવનમાં પલટા આણીને સંતભક્તોની એકધારી પરંપરા આપી, જેમાથી અઢી સૈકા સુધી એકધારુ પ્રચુર ભજનસાહિત્ય નીપજ્યુ

"વારાહી શહેર લોહર વંશ, પ્રગટે ભાણ ટાળણ ફંસ,
વાકા બાલકા રવિદાસ, અનભે કય્યો દૃઢ વિશ્વાસ."

ગુજરાતના આમોદ તાલુકાના તણછા ગામનો ભારાડી વ્યાજખાઉ વાણિયો પિતાનું નામ મંછારામ અને માતાનું નામ ઇચ્છાબાઈ સંવત ૧૭૮૩માં એનો જન્મ થયો આસપાસનાં ગામોમાં આ વ્યાજખોર વાણિયા રવજીની હાક વાગે એને ભાણગુરુ ભેટ્યા અને રવજી રવિરામ રૂપે સીધી ગયા

"ચરંકાર કે રૂપસે, ભયા રવિકા અંશ,
કયા જાનુ કબીર હે, કે કબીરકા વંશ."

ભાણ સાહેબનો એ સમરથ શિષ્ય જેવા સમરથ એવી જ એમની વૈરાગ્યવાણી મનોહર, મસ્તાની અને દીવાની. નરસિંહ અને મીરાં પછી

જો કોઈ સંતકવિની વાણી વધુમાં વધુ લોકપ્રિય બની હોય તો તે રવિરામ અને દાસી જીવણની

એમણે કવિ હોવાનો દાવો કદી નથી કર્યો તેમ સત હોવાનો દાવો પણ નથી કર્યો. દાવો કર્યો છે માત્ર સતોના દાસાનુદાસ હોવાનો

" અનુભવ કહિયો રે કરતાર અનુભવ,
કહો અનુભવકે રૂપ બડા તુમ સંત કહાવો,
દિલમેં કરો વિચાર ચોંપસે ચરચા લાવો,
આંટી છૂટે મન તણી, ભાંગે દિલકી ભ્રાંત,
પછમ દેશ પરમોદકે કયું બૈઠે નિરાંત ? "

અસતનો પડદો તેડીને એને તો એક માત્ર સત્ સ્વરૂપનાં દર્શનની ઝંખના છે પણ એની આતમ ખોજની વાણી અનેક રૂપ ધરે છે છે તો નિર્ગુણ નિરાકારનો જ ઉપાસક, છતાં સગુણ સાકારની ઝંઝટમાં પડ્યા સિવાય અદ્વૈતને ઉપાસે જાય છે

" કથણી બકણી છૂટી ક્રિયા, કોનાં ગાયે ગીત,
ખોળણહારો માંહી ખોવાણો, આપે રહ્યો અદ્વૈત.
પાલો ગળી પાણી રે, હતો તેમ રહ્યો ઠરી,
ગૂંગે સાકર ગળી ગળામા, સમજ સમજ મુસકાય,
રવિરામ રસ કેવે કુણુસેં ? વસ્તુ વીણુ જિહ્યાય,
ઘટોઘટ બોલે રે, સ્વાંગ અનેક ધરી "

સમાધિ દશામાં જાગતો આનંદ અને થતો આશ્ચર્યોનો અનુભવ રવિ સાહેબની વાણીમાં વ્યક્ત થાય છે એની કહેણી શૂરવીરની છે, છતાં એનો સખીભાવ તો જુઓ !

"રસભીની રાધા રસભરી હો, અહો મેરે પ્યારે
લાલને ચિત્ત લિયો ચોર,

વે સરકો મોતી અતિ સુંદર, લાલ લડુ હોઈ જાત,
ઘર અંગને ન સુહાત લાલકું, દેખન પનઘટ જાત,
પિયા આઓ હોરી ખેલીએ હો,
અહો મેરે પ્યારે તુમ બિન રહ્યો ન જાય.
પતિયાં લીખું પ્રીતમ અપનેકું, પાવક પ્રગટ્યા આપ,
વ્રેહેની વ્રેહ જગત નિસવાસર, છતિયાં જરત દુખાય.
કઠણ લગન તન મહ જોબનકી, પીડત રહે દેહ પ્રાણ,
લીજીઓ આપ વેગ સુધ મેરી, કહા કઠન ભયે કાન!"

....

"મેં માનુની રે, મેં ભેદન પનિહાર,
મેં પનિહારી રામકી, છીલર જલે ન ન્હાઉં,
પડદા તોડ પિયાલે પહોંચું, નિરમલ જળ ભરી લાઉં."

આ વિરહગીતો નીચે નામ રવિરામ ન આપ્યું હોય તો કોઈ મીરાંબાઈનાં જ વિરહકાવ્યો સમજી લે અને નિર્ગુણ નિરાકારના ઉપાસકનાં આવાં સખીભાવનાં વિરહકાવ્યો એકલા રવિરામ કે દાસી જીવણની વાણીમાં જ નથી. ખુદ કબીર સાહેબની વાણીમાં પણ એ અછતાં નથી રહ્યાં. જુઓ :

તલપે બિન બાલમ મોર જિયા.
દિન નહિ ચેન, રાત નહિ નિંદિયાં,
તલપ તલપકે ભોર ભયા.
બાલમ આયો અમારે ગેહ રે,
તુમ બિન દુખિયા દેહ રે.
સબ કોઈ કહે તુમ્હારી નારી,
મોકો યહ સંદેહ રે.

સારાષ્ટ્ર અઢારમી સદીમાં ઝીલી અને વીસમી સદી સુધી ભક્તિરસનાં સૌરાષ્ટ્રની ધરતીને પાન કરાવ્યાં

ધરતીને ખોળે ખેલનારા આ સંતકવિઓએ એકધારા પાંચસો વર્ષથી અભેદને ઉપાસીને સસારનાં વેરઝેર નિવાર્યાં જ છે પાખડનો પ્રતિકાર આ સંતકવિઓએ આટલા વેગથી ન કર્યો હોત તો સંભવ છે કે આજના સમાજસુધારકોનુ કામ ઘણુ કપરુ બની જાત

મધ્યયુગના આ સંતકવિઓએ અજ્ઞાનમાં સબડતી જનતાને વ્યવહારુ અધ્યાત્મવિદ્યા આપી પાપ અને સંતાપ વચ્ચે શાંતિનો અમીરસ સીંચ્યો. આ સંતકવિઓએ આત્મવિકાસની સાથેસાથ જનતાને સદભાગી બનાવીને અનેક ભ્રમક માન્યતાનું ખડન કર્યું. ઊંચનીચના અતિભેદો વચ્ચે અને અનેકમુખી દ્રોધા વચ્ચે અભેદ અને અદ્વૈતનો માર્ગ સુઝાડ્યો. હકીકતમાં તો એ એક નીચલા થરમાંથી ઊભા થતા આત્મજાગૃતિના ઉપાસકોનો આધ્યાત્મિક બળવો જ હતો. પણ એમા હિસાની કાયરતા ન હતી. એમાં હતી ભાવનાની ઉત્કટતા, આત્મસાક્ષાત્કારની ઝખના અને ભૂતમાત્ર પ્રત્યેનો આદર. સાધકથરાની અહિસા એમાં બીજરૂપે રહેલી હતી.

આ ભક્તો અને સતો જ પ્રજાજીવનના નીતિ અને આચારધર્મની આધારશીલા હતા આજેય આ સંતોની વાણી જ ગ્રામજીવનના નીતિ અને આચારધર્મ માટેનું એક માત્ર આલબન બની રહી છે એવા સંતો અને ભક્તો આજે નથી રહ્યા. અણપ્રીછયા અનેક હોય એની ઓછી ભાળ છે પણ વ્યષ્ટિ અને સમષ્ટિનુ જીવનમૂળ જો આધ્યાત્મિક ઉલ્લાસ રહેવાનું હોય તો એક યા બીજા સ્વરૂપે આ પરપરા જાળવવી જ રહેશે.

મેલમાંથી ગણપતિ સર્જ્યા. ભોળિયા શંકર તો વરદાન ભૂલી ગયેલા. એક દિવસ પાર્વતીજી નાહવા બેઠાં છે, બહાર ગણપતિજીને બેસાર્યા છે, અચાનક શિવજી તપમાંથી પાછા ફરે છે. ગણપતિ માતાની આજ્ઞાનુસાર શંકરને ઘરમાં જવા ના પાડે છે, શંકર એનું મસ્તક કાપે છે. પાર્વતીજી આવે છે, કલ્પાંત કરે છે. સિંહલદ્વીપમાંથી હાથીનું મસ્તક મંગાવી ચોંટાડી દે છે મોટા થયે ગણપતિજી માતાપિતાની સેવાથી રિદ્ધિસિદ્ધિ નારી પામે છે. આ કથા ભજનોમાં તૂટક રીતે મળી આવે છે.

વણિકો 'શ્રી ગણેશાય નમઃ' કહી ચોપડાની શરૂઆતમાં જેની પૂજા કરે છે તે આ રિદ્ધિસિદ્ધિના દાતાની. કોઈ પણ હિન્દુ મંદિરમાં પ્રવેશદ્વાર પાસે જ ગણપતિ અને હનુમાનજી હોય છે તે પણ આ રિદ્ધિસિદ્ધિના જ દાતા. ઘર-ચણતર-માંયે સૌથી પ્રથમ બારસાખે જેમને કોતરવામાં આવે છે તે આ રિદ્ધિસિદ્ધિના દાતા જ ગણપતિ. જે રિદ્ધિ-સિદ્ધિના દાતા હોય તેવા ગણપતિને આપણા લોકો દૂબળા-પાતળા સ્વરૂપે કેમ કલ્પી શકે? આથી તો એમના શરીરને સંપત્તિથી ભરપૂર દૂંદાળું ને ફાંદાળું નહિ કલ્પ્યું હોય? એવા રિદ્ધિસિદ્ધિના દાતાના ભોજનમાં લોકકલ્પના લાડુ સિવાય બીજું કાંઈ કેમ સૂઝી શકે?

ભજનિકો પાસે પણ રિદ્ધિસિદ્ધિના દાતાની આ જ કલ્પના છે. પણ એમની કલ્પના એથી આગળ વધી એક તત્ત્વ ઉમેરે છે કે, ગણ-પતિ એટલે વિદ્યાના પતિ. ભજનો એક રીતે વિદ્યા–અજ્ઞાન અંધકારનો નાશ કરનાર જ્ઞાનનું જ આરાધન હોઈ ભજનિકોએ જે ગણપતિનું સ્વરૂપ વધાર્યું તે યથાર્થ છે. તેઓ ગણપતિને ગુરુ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની સાથે સ્થાન આપે છે.

એકમેક હો સેજ ન સૂવે,
તબ લગ કેસે નેહ રે.

આમાં કયાંય રાધાકૃષ્ણનું નામ નથી છતા આ રામાનંદી કબીર-જીની આરઝુ ઘડીક સૂફીવાદનો ખ્યાલ આપે છે તો ઘડીક એમાં વૈષ્ણવી ભક્તિની વિ હ વ્યાકુળતા દેખાય છે સખીભાવે જે આકુળતા વ્યક્ત થાય છે તેને નિર્ગુણ નિરાકારના ઉપાસકો પણ ઉવેખી શકયા નથી.

રવિ સાહેબનાં વસંત ગીતોમાં પણ આ સખીભાવ વ્યકત થાય છે છતા એમનું ધ્યાન તો લાગ્યુ છે તુર્યાતિત અવસ્થા ઉપર·

"હુ નહિ જીવ રે, હું નહિ ઈશ્વર, હુ નહિ પંચ તત્ત્વકી ભાત,
હુ નહિ ગુણ નિરગુણ નેહરા, મહારુ તે રૂપ સદા સાક્ષાત,
હુ નહિ પરા રે પશ્યતિ મધ્યમા, હુ નહિ વેદ વૈખરી વાણ,
ચાર રે દેહ નહિ મારા વિષે, મહારું તે અવિચળ નિર્વાહ.
હુ નહિ શબ્દ રે નહિ પંચ માત્રા, હુ નહિ મનબુદ્ધિ ચિત્તઅહંકાર,
હું નહિ જાગૃત રે સ્વપ્ન સુષુપ્તિ, હું નહિ તુર્યા આદિ ચાર,
રહેણીમાં નહિ રે કરણી કોની કરુ, સર્વ પ્રકાશિત કેવળ ધામ,
સ્વર્ગ મૃત્યુ પાતાળ રે ત્રઈ લોકમાં, હુ વિના ઠાલો નહિ કોઈ ઠામ,
ધ્યાતા ધ્યેય વરતે રે વ્યતિરેક ધામમાં, સોહં, નિરાલંબ તુર્યાતિત,
રવિદાસ શ્રીમુખે રે શ્રીકૃષ્ણ ઉચ્ચર્યા, ભક્તિ મને વશ કરે એહ રીત."

શબ્દાતિતને શબ્દમાં ઉતારનાર આ તત્ત્વદર્શન છે અને પરમ દર્શનને તો આ સંતોએ મોક્ષથી પણ વિશેષ માનેલ છે.

"નિરવાણી નિરવાણી, જ્યાં મુક્તિ ભરે છે પાણી—"

આ અલૌકિક દર્શનને લૌકિક વાણીમા રવિ સાહેબ રજૂ કરે છે. પ્રીતમદાસ મહારાજના કાગળમાં.

" પ્રીતમ પ્રેમ સોહાગી મીઠા, એવા વીરલા પૃથ્વી પીઠા,
નેણાં દર્શન કરવા ઇચ્છે, તમને વિવેકદર્શી પ્રીછે."

કાગળમાં વેણે વેણે પછી આતમ અનુભવનું તત્ત્વદર્શન ઝિલાતું આવે છે પ્રીતમદાસ મહારાજ પણ એનો એવો જ તત્ત્વયુક્ત જવાબ વાળે છે શરૂઆતમાં રવિ સાહેબનું રૂપ બાંધે છે કે

" રવિને રૂપે રજની જાય, અંતરમાં અજવાળું થાય,
દર્શન કરતાં દુષ્કૃત ટળે, સહેજે સુખના સાગર મળે."

ભાણ સાહેબના જ બે શિષ્ય રવિ સાહેબ અને ખીમ સાહેબ વચ્ચે જે તત્ત્વગોષ્ઠિ થાય છે એમાં નાદ બ્રહ્મ, સગુણ, નિર્ગુણ, તત્ત્વ ને સદ્ગુરુનો મહિમા લૌકિક વાણીમાં આલેખાયો છે

આવા તત્ત્વદર્શી રવિ સાહેબને કોઈ મોહાવરણ રહી ગયું હશે તે ત્રણસો સાધુ સાથે વૃંદાવનની જાત્રાએ ચાલ્યા કહે છે કે લીંબડીના ઢાઢી સત મીઠાને આ સાભળી અચરજ થયું આવા સતનેય વળી આવાં જાત્રાના આવરણ હોય ? લીંબડીને પાદર રવિ સાહેબના પડાવ સામે મીઠા ઢાઢીએ ભજન ઉપાડ્યું :

" બંસરી વાગી રહી વનમાં, સૂરતા લાગી રહી સૂનમાં."

ભજન તો ઘણું લાંબુ છે, પણ શ્વાસે શ્વાસે જેની બંસરી વાગી રહી છે એવા કૃષ્ણને શોધવા હે સત ! તું વનમાં ભટકવા ક્યાં ચાલ્યો ? તારા હૈયામાં જ વૃંદાવન ખડું છે એમાં વાગતી બંસરીનો નાદ સાંભળવાને બદલે તું કોની જાત્રાએ જઈ રહ્યો છો ?

કહે છે કે આ ભજન સાંભળીને રવિ સાહેબે વૃંદાવન જવાનું માંડી વાળ્યું ને પાછા ફરી ગયા એ પછી પોતાના શિષ્ય મોરારનું વચન પાળવા રવિ સાહેબ ખંભાળિયે જઈને સમાણા

આ ભક્તિનો પારસસ્પર્શ કેવો છે ? એ જાનો જાતો લાગ્યો મારવાડના થરાદ ગામના જુવાન રાજા વાઘેલા માનસિંહજીને—

" રવિગુરુ જ્ઞાન પ્રકાશતેં, ત્રિગુણ તિમિરકો નાશ,
આતમ અનુભવકે ઉદય, ભયો સ્વરૂપ સમાસ,
ગુરુ દેવનકો દેવ હો, સમરથ સરજનહાર,
ભાખે વેદ પુરાન અસ, ગાવે ગુન મોરાર."

રવિ સાહેબની વાણીનો વાધેના રાજા માનસિંહજીને પાસ લાગ્યો. સંસારમાંથી મન ઊઠી ગયું. વિધવા માતાએ આક્રંદ શરૂ કર્યું પણ જેને સત્ નામની રટણા લાગી તે હવે સસારમાં કેમ પડે?

મૈયા મેરો મનવો હુવો રે વૈરાગી,
મારી લ્હે તો ભજનમાં લાગી રે.
મૈયા મેરો મનવો હુવો રે વૈરાગી.

સંસાર વે'વાર મને સરવે વિસરિયો, ઔઠો સંસારિયો ત્યાગી.
મૈયા૦—

કામ ને કાજ મને કડવાં રે લાગે, મારા મનડાની મમતા ભાંગી.
મૈયા૦—

મંત્ર સજીવન શ્રવણે સાંભળિયો, માંહી મોરલી મધુરી ધૂન વાગી.
મૈયા૦—

રાજ મોરાર ને રવિગુરુ મળિયા, ભક્તિ ચરણની માગી રે.
મૈયા મેરો૦—

આ વૈરાગી પુત્રની આતમ ઝંખના સામે હારીને છેવટે રાજમાતા પોતે એને જામનગર તેડી ગયા અને રવિ સાહેબ પાસે માનસિંહજીને દીક્ષા અપાવી એ જામ ખંભાળિયે જગ્યા બાંધીને રહ્યા

મોરાર સાહેબે અસખ્ય પદો રચ્યાં છે જેમાંનાં કેટલાંક આજેય અતિ પ્રચલિત છે.

" હરિને વિસારી પ્રાણી તેં શું કીધું રે,
અમરત મેલીને વખ તેં પીધું રે. "

એવું બીજું અવળવાણીનું ભજન —

" સાધુ જલમેં જ્યોત જલાયા,
કોઈ અચરજ નજરે આયા."

એવું જ કળિયુગની નિશાનીઓ આલેખતું —

" એજી ગુરુજી આવ્યો જૂઠડો જમાન
કઠણ કળિયુગ વારો રે. "

(૩)

[ આ ભજનમાં લગ્નગીત જેવી જ વાત આવે છે કે કૃષ્ણની જાનમાં ગણપતિને બદસિકલ માની ન લેવાયાથી સંકટ આવી પડે છે. ભજનના કર્તા તરીકે તો કોઈએ નરસિંહ મેતાને જ બેસાડી દીધા છે ! ]

આ....વેલા પધારો તમે ગવરીના ગણપતિ
તમ આવે રે રથડા ચાલે.... —ટેક
આ....શ્રીકૃષ્ણનો વિવાહ રચિયો ને
નવખંડમાં નોતરાં દીધાં હો....જી
તેત્રીસ કરોડ દેવતા જાનમાં સોંઢિયા ત્યારે
ગણેશ મેલ્યા વિસારી હો જી....આ....વેલા૦ ૧
આ....જાનું જોડાવતાં ને ઘોડલા પાખરતાં
વચમાં તે એક દિન ભાંગ્યો હો....જી
જાનું પહોંચી સામે સીમાડે ત્યારે
ઈશ્વરનો રથ ભાંગ્યો હો જી....વેલા૦ ૨
આ....ભાંગી પીંજણિયું, ભાંગ્યા તળાવા
ધરિયું બેવડ વળિયું હો....જી
સાલ સાબેલામાંથી ધોંસરી ભાંગી ત્યારે
ગણેશને સંભાર્યા હો જી....વેલા પધારો૦ ૩
આ....સવા મણના લાડુડા લાવ્યા ને
ગણેશ મનાવાને ચાલ્યા હો....જી
અમે દૂંદાળા ને અમે સૂંઢાળા
અમ આવ્યે જાનુ તારી લાજે હો જી....વેલા૦ ૪
આ....રૂમઝુમ રૂમઝુમ ચાલ ચલત હે
ગણેશ નોતરે ચાલે હો....જી

ભલે મળ્યા મે'તા નરસીનો સ્વામી ત્યારે
ભાંગ્યા રે રથડા ચાલે....વેલા પધારો૦ ૫

[ અર્થ:—સોઢિયા : જાનમાં સાથે લીધા. પાખરતાં : પલાણતાં. પીંજણિયું, તળાવા, ધરિયુ : વેલના જુદા જુદા વિભાગ. ]

(૪)

[ પૂરણસ્વામીના ચેલા દેવારામે રચેલા આ ભજનમાં સૌરાષ્ટ્રના સાધુઓ ઉત્તર હિંદુસ્તાની સાધુઓના સંસર્ગમાં આવતાં જે 'ખીચરા હિંદી' શીખે છે તેની છાંટ છે. આમાં ગણપતિનો એકાદ સ્થળે જ ઉલ્લેખ છે. બાકી તો સાધુઓના મનમાં રમતું યોગ સ્વરૂપ જ આલેખવામાં આવ્યું છે. ]

આઠ પહોર ને રેન દિવસ, તમે રટણ રટજો ઘડી ઘડી,
રે મનવા જપી લે હરિ હરિ. ટેક
સદ્ગુરુ નામ સાહેબને સમરો, ઉન કિરતારે મારી કાયા ઘડી,
ગવરીના નંદ ગણેશને સમરો, તો રિદ્ધિસિદ્ધિ દિયે કોઠી ભરી.
મનવા જપી લે૦ ૧
પાંચ તંતરા બન્યા પીજરા, સુંદર સુરતા ગગન ચડી,
મૂરતિમેં સુરતા, સુરતામેં રખ લે તો, પૂરણ કાયા તેની ખબર પડી.
મનવા જપી લે૦ ૨
જલ બિચ કમલ, કમલ બિચ કલિયાં, વા બિચ હવા ભરી,
તતખ શિખર પર ચડિયા ત્યારે, અમર લોકની ચાવી જડી.
મનવા જપી લે૦ ૩
ઈંગલા પિંગલા, સેવા સાધવા, સુખમણા નાડી તારે રોજ ખડી,
ઝલમલ ઝલમલ જ્યોત જલત હે, અમરલોકમેં ખબર પડી.
મનવા જપી લે૦ ૪

રામગુરુ સ્વામી પૂરણ મળિયા, અમને દીધેલ અમર છડી,
સતગુરુ ચરણે બોલ્યા દેવારામ, તૂટ ગઈ સંતો એની કર્મકડી.
મનવા જપી લે૦ ૫

[ અર્થ:—રેન : રાત ડિન : દિન તંતરા : પાંચ તત્ત્વની—આકાશ, અગ્નિ, વાયુ, જળ ને પૃથ્વી એ પાંચ તત્ત્વની—આખી સૃષ્ટિ અને દેહ બનેલ છે એવી યૌગિક માન્યતા છે. સુરતા : ધ્યાન ગગન : આકાશ, શૂન્યસ્વરૂપ પરમેશ્વર તતમ : તત્ત્વ. ઈંગલા, પીંગલા અને સુષુમ્ણા : એ ત્રણ નાડીઓ નાસિકામાં આવેલી ગણાય છે. યૌગિક ક્રિયામાં એના પર કાબૂ મેળવવાનો હોય છે ઝલમલ જ્યોત ત્રણે નાડીઓ પર કાબૂ આવી ગયા પછી નાસિકાના આંતરિક મૂળમા પ્રકાશ દેખાય છે એવી યૌગિક માન્યતા છે કર્મકડી : કર્મરૂપી બંધન ]

(૫)

[ આ ભજનમાં તો ગણપતિને શુદ્ધ ગુરુસ્વરૂપે જ ગાવામાં આવ્યા છે. એના રચનાર નારણદાસ તો છેલ્લી પચીસીમાં જ ચોટીલા પાસેના એક ગામમાં થઈ ગયા કહેવાય છે. એમના પગની ‘ રાફી ’ ગણપતિની આરાધનાથી મટી ગયેલી એવી લોકકહેણી છે ]

ગુણપતિને ગાવો, સ્વામી શારદાને ગાવો,
મારી અરજ સુણીને વે'લા આવો.
આવો તો અંતર ટળે અંધારાં, ભીતર સૂઝે બહુ ભારી,
પ્રેમ ગુણ લઈ વહેલા પધારો, ગાઈને વર્ણવું ગિરધારી.
મારી અરજ૦ ૧

તેત્રીસ કરોડ દેવ જપે તમુને, એવા જાણીને કરું અસ્તુતી,
મુજ અંધાને મારગ બતાવો, શુભ રસ્તે ચાલે સુરતી.
મારી અરજ૦ ૨

કરી કરુણા દિયો કૂંચિયાં, તમ તણાં ખોલો તાળાં,
તમું આ૦યે અકળ ખાણુ ઊખળે, ઘટમાં થાય અંજવાળાં.
મારી અરજ૦ :

ભવસાગરની બે થકી હાં, હરિભજનની લે લાગી,
લાલગુરુ ચરણે બોલ્યા નારણદાસ, ભ્રમણા ગુણપતિએ ભાંગી.
મારી અરજ૦

[ અર્થ :—અસ્તુતી : સ્તુતિ. સુરતી : બુદ્ધિ. તમ : અજ્ઞા ભે : ભય. લે : લગની. ]

( ૬ )

[ આ ભજનમાં પણ ગણપતિ-ઉત્પત્તિની કલ્પનાનું જરા વધ વિશદતાથી તથા લંબાણથી વર્ણન કરવામાં આવ્યું છે. વર્ણનમાં કંઈ કાવ્યતત્ત્વ પણ દેખાય છે. આ ભજન પહેલાંના ભજન કરતાં તદ્દ જુદા ઢાળે ગવાય છે. પાર્વતીના પુત્રરૂપે પોતાને ઓળખાવના 'મોઢો' ભગત લીંબડીવાળો ઢાઢી હોવો જોઈએ એમ લાગે છે. ]

અંગડાનો મેલ ઉતારીને તેના ઘડિયા ગણેશ
લઈ ને બેસાડયા ઘરને આંગણે, કોઈ ને આવવા મત દેજો
એ....મા'દેવ ગિયા છે બારણે હો જી
માતા નાવણે, ખમા માતા નાવણે. ટેક
એવે સમે ભોળો આવિયા, અંગમાં ભભૂત લગાવી,
જાશો તો જાવા નહિ દઉં, માતા મોરી રે લાજે રે;
એ....મહાસતી બેઠાં નાવણે૦
તેવે સમે શંકર કોપિયા, નાના બાળકની માથે રે,
ચક્કર ચડાવી. શીશ છેદિયાં, ધડ નાખે નિસાસા રે;
એ....મહાસતી બેઠાં નવાણે૦ :

મંગળમય ગણુપતિની સ્તુતિ કરી. પણ એમના ભક્ત હૃદયને એટલામાં જ ભરાઈ બેસી રહેવું ન ગમ્યું. એમણે ગણુપતિને ગુરુસ્વરૂપે કલ્પ્યા. પ્રભુસ્વરૂપે કલ્પ્યા આત્મા અને પરમાત્માના ભેદની પાર જઈને એથી આગળ રહેલા અભેદ સ્વરૂપે એમને ગણી એ રીતે પ્રાર્થ્યા ( જુઓ ભજન ૪-૫). આ રીતે ગણુપતિ માત્ર મંગળ સ્વરૂપ, માત્ર દૂદાળા ને ફૂંદાળા સ્વરૂપ મટી જઈને ભજનિકો પાસે સર્વસ્વરૂપ બની જાય છે.

ગણુપતિને માત્ર સ્થૂલ દષ્ટિથી જોવા ન ચાહતા ને જેમના પર વેદાંત જેવાં તાત્ત્વિક ભજનોની કોઈ કેય અસર પડી છે, તેઓ-કબીરપંથીઓ, દાદુપંથીઓ વગેરે ગણુપતિને 'ગણુપતિ' નથી કહેતા પણ 'ગુણુપતિ' કહે છે. ગણનો સ્વામી એ તો શાસ્ત્રકારોની કલ્પના. ગામડાંના ભજનિકોને એમાં ગમ ન પડી એમણે તો પોતાની સ્વબુદ્ધિ અનુસાર 'ગુણપતિ' એટલે ગુણોના પતિ-ભંડાર એવું નામ આપી દીધું. આવા ભજનિકો પાસે આપણાથી ભૂલથી યે 'ગણપતિ' એમ બોલાઈ જાય તો તરત જ તેઓ સુધારી નાખે છે કે-'ગણપતિ નહિ, ગુણુપતિ.' એમની સામે ગણુપતિ એટલે શંકર-પાર્વતીનો પુત્ર એ હાસ્યાસ્પદ વાત ગણાય છે. તેઓ તો 'રામ'ને પણ પરમાત્મા સ્વરૂપે પૂજે છે, દશરથના જે પુત્રે રાવણને સંહારેલો એ રામને નહિ.

આપણાં ભજનોમાં સૌથી પ્રથમ ગવાતી આ સાખીઓ અને ગણુપતિનાં ભજનોને સંગીતની રીતે પણ જોઈ લેવાં ઘટે છે.

શાસ્ત્રીય સંગીતોના રાતના જલસામાં પ્રથમ જે ગીત ગાવામાં આવે છે તે મોટે ભાગે 'કલ્યાણ' રાગનું હોય છે અને એ 'કલ્યાણ' રાગનું ગીત મોટે ભાગે ગણુપતિને જ ઉદ્દેશીને ગવાયેલું હોય છે 'કલ્યાણ' રાગ એટલે કલ્યાણકારી રાગ, શાંતિનો રાગ, દિવસભરના શ્રમને હળવેથી ઉતારીને રાત્રિની શાન્તિમાં લઈ જનારો મધુર રાગ. એવા કલ્યાણકારી રાગના અધિષ્ઠાતા તરીકે શાસ્ત્રીય સંગીતકારોએ કલ્યાણકર દેવ ગણુપતિને કલ્પ્યા છે.

એ જ દષ્ટિએ ભજનોમાં ગવાતી સાખીનો ઢાળ હળવા રાગે અને

દોઈ કર જોડી માળી લખમો બોલ્યા, પ્રભુ ભજો તો થાય ગતિ.
મૂરખ મન ભજ શિવ ઉમિયાપતિ.

[ અર્થઃ– રંગભંગી ' ભાંગ પીનાર ભટકતો બાવો ગતિ: મોક્ષ ]

(૨)

[ આ ભજનમાં ગણપતિને ગુરુની સાથે જ સરખાવવા સાથે એમનું સ્વરૂપવર્ણન મુકાયું છે નામાચરણ ' કનડપરી' અને ' તારદે' એમ બે ભક્તોનું મળે છે ]

હરિગુણ ગાયો, સદાયે સુખ પાયો રામા, પાર પો'ચાડી દિયે પલમાં
ગુણપતિ, હરિગુણ ગાયો અકલમાં. ટેક
દેવ દૂંદાળા તને સમરિયે, પરથમ પાળુ પરતમા જી,
(પરથમ સમરુ સરસ્વતી, પરથમ મતિ માયાળા જી)
સમરિયો સુખ સંપત્તિ દિયે, એટલા ગુણ તુજમા–ગુણપતિ૦ ૧
પે'રો પીતાંબર શાલ દુશાલા, કટાર કસી લ્યો કમરમાં જી,
રંગમહેલમા આવે છે રમતા, પોઢે છે સેજ પલંગમા–ગુણપતિ૦ ૨
સાન સુનાયા એ બહાનું સમરો, ઊપન્યા ગણેશ ઈશ્વરમાં જી,
(સાચુ નામ સાહેબનું સાચુ, ઊપન્યા ગણેશ ઈશ્વરમાં જી)
ગુરુ ગોવિંદ દોનુ એક રૂપ હે, હિલમિલ રિયા રૂદામાં–ગણપતિ૦ ૩
મેરુ કરોને મે'રબાન મુજ પર, દરસન દિયોને દેવળમા જી,
ગુરુ પ્રતાપે ગાય કનડપરી, ગુરુજી કેરા ભજનમાં–ગણપતિ૦ ૪
(ગરીબ ચરણે ગુણ ગાવે તારાદે, મટી જાવે ચોરાશીનો ફેરો–
ગણપતિ૦ )

તેવે સમે ઉમિયા બોલ્યાં, શંકર આ શું કૃત્ય કીધું રે,
અમુલખ હીરો મારો રોળિયો, માર્યો મારો પુત્ર ગણેશ રે,
એ....મહાસતી બેઠાં નાવણે૦ ૩

તમારે પુત્ર પાર્વતી ક્યાં હતો ? હોય તો હું પણ જાણું રે,
સાચુ બોલો શાણી સુંદરી, તમને ઘણું વખાણુ રે,
એ મહાસતી બેઠાં નાવણે૦ ૪

અમારે પુત્ર ઉમિયા એક જ હતો, અજની કેરો જાયો રે,
ગામોગામ તેની સ્થાપના, નામ હનુમાન ઠેરાયુ રે;
એ ...મહાસતી બેઠાં નાવણે૦ ૫

ત્રિલોચન નાથ તમને વિનવું, મુવા ગણેશ જિવાડો રે,
સીંગલદ્વીપ સોહામણો, મસ્તક હસ્તીના લાવો રે,
એ....મહાસતી બેઠાં નાવણે૦ ૬

શંકર કહે મારી આશિષ છે, હસ્તી–મસ્તક લાવો છેદી રે,
એમ પુત્ર પાર્વતીનો ઓલિયો, મીઠો ગાય રગ રેલી રે,
એ....મહાસતી બેઠાં નાવણે૦ ૭

અર્થ:- અમારે પુત્ર ઉમિયા એક જ હતો, અજની કેરો જાયો રે–

અજનીનો જાયો : હનુમાન એ શકરનો પુત્ર કેવી રીતે ? એ માટે પૌરાણિક કથા આમ કહેવાય છે : અજની ગૌતમમુનિ અને અહલ્યાની પુત્રી હતાં ઇન્દ્ર જ્યારે છળકપટથી ગૌતમની ઝૂપડીમાં ઘૂસી ગયેલો ત્યારે અજની કોઠી પાછળ સતાઇ ગયેલાં મુનિએ જ્યારે અહલ્યા તથા ઇંદ્રને શાપ આપ્યો ત્યારે ઇંદ્રના આવવા સામે કશો વિરોધ ન બતાવવા માટે અજનીને પણ શાપ આપ્યો કે, 'જા, તને કુંવારાં કલંક ચડશે'

પૌરાણિક કથા અનુસાર, પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા અજની ડોક સમાણો ખાડો ગાળી, અંદર ઊતરી, આસપાસ માટી પૂરી તપ

કરતાં હતાં લોકકથા અનુસાર–'હું ગળા સમાણી જમીનમાં દટાઈ રહીશ પછી કલંક કેમ કરીને ચડશે?' એમ વિચારી, ખાડામાં દટાઈ તપ કરતાં હતાં

એ સમયે શંકરનું તેજસ્ખલન થતાં એના તાપથી ત્રણે લોક દાઝતાં હતાં નારદમુનિ એ તેજબિંબ લઈને એ જ્યાં શંકે એવાં અંજની પાસે આવ્યા ગુરુમંત્ર દેવાને બહાને કાનમાં ફૂંક મારતી વખતે ભૂંગળી-માંથી તે તેજબિંબ અંજનીના શરીરમાં પ્રવેશ્યું અને તેથી જે પુત્ર પ્રસવ્યો તે હનુમાન. આ રીતે અંજનીનો જાયો હનુમાન એટલે શંકરના પુત્ર

ગરુડ અને હનુમાનને વિષ્ણુભક્ત અને રામભક્ત તરીકે વડચડ થતાં ગરુડે પણ હનુમાનને કહેલું કે—

ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંવર કળિયા,
કોઈ કોઈથી ગાંજ્યા નવ જાયે, એક એકપે બળિયા.

હનુમાનના ત્રણ પિતા તરીકે શંકર, વાયુ અને કેસરીને ગણવામાં આવે છે ]

( ૭ )

[ આ ભજનમાં પણ ગણપતિને આગળના બીજા ભજનની પેઠે સંકટ સમયે સહાય કરનાર દેવ તરીકે ઉલ્લેખી, એમનું સ્વરૂપવર્ણન કરવામાં આવ્યું છે આ ભજનમાં પણ બે નામાચરણ આવે છે પહેલો જેના નામનો ઉલ્લેખ છે તે ઉગમ ગુરુ અને શિષ્ય નારણ. બીજો જેનો ઉલ્લેખ છે તે ડુંગરપરી ]

આ ...માતા કહીએ રે જેની પારવતી ને
જેના પિતા શંકર દેવા,
ભાઈ રે મારા હોયલી વેળાના દેવને સમરીએ હોજી
તું છો મારો રાંકુનો ( લાગુનો ) નિવાજણહાર,
ભાઈ રે મારા... હોયલી વેળાના વેલા આવજો હોજી. ટેક

આ....ઘૃત સિંદૂરની તમને સેવા ચડે રે હો....જી,
  એવા ગળામાં ફૂલડાના હાર, ભાઈ રે મારા૦ ૧
આ....કાને રે કુંડળ ઝળહળે રે હો....જી,
  મોતીડાં તપે રે લેલાડ, ભાઈ રે મારા૦ ૨
આ....શુધબુધ નારી તને ચમર ઢળે રે હો....જી,
  એવી રિદ્ધિસિદ્ધિના દાતાર, ભાઈ રે મારા૦ ૩
આ ...નારદમુનિ તારાં ધ્યાન ધરે હો....જી,
  (કોડ અઠ્ઠાશી ઋષિ ધ્યાન ધરે હો....જી)
  એવા નમણું કરે રે સંસાર, ભાઈ રે મારા૦ ૪
આ....ઉગમ ચરણે નારણ બોલિયા હો....જી,
  એવા કરોડ તેત્રીસનો આગેવાન, ભાઈ રે મારા૦ ૫
(આ દેવ ડુંગરપરી બોલિયા હો....જી,
  સ્વામી આવો તો ગુમાન મટી જાય, ભાઈ રે મારા.)

[ અર્થ .– દોયલી વેળા : દુઃખનો સમય. રાંકુનો નિવાજણહાર : રાંકને નવાજનાર, સંપત્તિ આપનાર. બીજો પાઠ–તું છો કાંઈ લાખુનો નિવાજણહાર : તું લાખોની સમૃદ્ધિ આપનારો છે લેલાડ : લલાટ, કપાળ નમણું : નમન કરોડ તેત્રીસનો આગેવાન · તેત્રીસ કરોડ દેવનામો આગેવાન, સૌ દેવોમાં એમની પૂજા અને સ્થાપના પ્રથમ થાય તેથી. કોડ અઠ્ઠાશી ઋષિ : જેમ દેવ તેત્રીસ કરોડ કલ્પાય છે તેમ ઋષિ અઠ્ઠાશી કરોડ કલ્પાય છે ]

## (૮)

[ આ ભજનમાં ગણુપતિની પૂજાનું વર્ણન છે. એના રચનાર તોરલપરી છે ]

તમે ખાંગો મારા દિલડાની આંટા, મેરા દુઃખ દરિદ્ર મીટ જાતા
  ગુણુપતિ દાતા, મેરે દાતા.

મૂળ મહેલસે ઊપન્યા ગણેશા, ગુરુગમસે ગમ માતા
ગુણપતિ૦ ૧
રૂમઝુમ રૂમઝુમ નેકુલ (નેપુર) બાજે, ઝીણી ઝીણી ચાલ ચલાતા.
ગુણપતિ૦ ૨
ખાડ ખીર ને અમૃત ભોજન, ગુણપતિ લાડુ પાતા
ગુણપતિ૦ ૩
ધૂપદીપસે કરુ આરતી, ગૂગળના ધૂપ હોતા
ગણપતિ૦ ૪
ગુરુ પ્રતાપે બોલ્યા તોરલપરી, મરજીવા મોજુ પાતા
( મરજી મુજબ પાતા )
ગુણપતિ૦ ૫

[ અર્થ – ભાતા ભમણા નેકુલ નૂપુર ઝાંઝર ગૂગળના ધૂપ હોતા ગૂગળનો ધૂપ મુખ્ય તો માતાઓના આહ્વાન સમયે થાય છે ગણપતિના આહવાન સમયે ગૂગળનો ધૂપ થતો હશે? કે રચનાર કોઈ દશનામી બાવા હોઈ એમ રચાઈ ગયુ હશે? આ ભજનમાં મુખ્યત્વે ગણપતિપૂજાનુ વર્ણન છે પણ પહેલી કડી એકલી પડી જઈને તત્ત્વજ્ઞાન ચર્ચી નાખે છે એ કડીમાં ભજનિક કહે છે કે મૂળ મહેનમાંથી, સૃષ્ટિના આધારસ્વરૂપ મૂળ તત્ત્વમાંથી ગણેશની ઉત્પત્તિ થઈ છે એ તો, ગુરુની સાનથી જ સમજી શકાય ]

( ૯ )

[ દેવાયત પંડિત 'આગમ' ભાખનાર ભજનિક તરીકે ભજનિકોમાં જાણીતા છે ગણપતિએ શૂન્ય રૂપમાંથી સૃષ્ટિને કેમ નિપજાવી તે બતાવવા એમણે પ્રયાસ કર્યો છે ]

ગુરુ તારો પાર ન પાયો, પૃથ્વીના માલિક તારો પાર ન પાયો,
અખંડ ધણીને ઓળખો–વારી વારી વારી ટેક

ગવરીના નંદ ગણેશને મનાવો, જી વો જી
સમરુ શારદા માતા રે–વારી વારી વારી૦ ૧
જમીન અસમાન ખાવે મૂળ વિના માંડિયા જી .વો જી
થંભ વિના આભ ઠેરાયા રે–વારી વારી વારી૦ ૨
ગગનમંડળમાં ગૌધન વિયાણી જી ..વો જી
માખણુ વીરલે પાયા રે–વારી વારી વારી૦ ૩
ચભુજીનો ચેલો પંડિત દેવાયત બોલિયા જી વો જી
સાધુડાનો બેડલો સવાયો રે–વારી વારી વારી૦ ૪

[ અર્થ વારી વારી વારી · ઓનારી જાઉં, ન્યોછાવર થઈ જાઉં માવે પ્રભુએ થંભ . સ્થંભ ગૌધન . ગાય બેડલો સંઘ સવાયો રોજ વૃદ્ધિ પામતો. (૨) પ્રભુએ જમીન અને આસમાન કશા આધાર વગર, માત્ર પોતાની શક્તિના જ પ્રતાપે માંડ્યાં છે આભને તો થાંભલો પણ નથી મૂકવો પડ્યો (૩) ગગનમંડળમાં ગૌધેન વિયાણી તત્ત્વજ્ઞાનના ઊંચેરા આસન પર જ્ઞાનરૂપી ગાય વિયાય છે, પણ એને જાણનાર વીરલા વીરલ જ હોય છે (૪) સાધુડાનો બેડલો સવાયો સાધુનો સંઘ દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિગત થતો જાય ]

## [ ૨ ]

## મન મતવાલા પ્યાલા પ્રેમના

આપણા સંતોનું ભજન સાહિત્ય એમની જૂજવી માનસિક સ્થિતિનું નિરૂપણ બતાવે છે એમાં એમની પ્રેમલક્ષણા ભક્તિ દેખાય અને જ્ઞાનમય નિર્લેપ સ્થિતિ પણ દેખાય એમાં તેમની ભાવુકતા દેખાય અને ખુમારીભર્યું અવધૂતપણુ પણ દેખાય

। એ રીતે 'પ્યાલો' એ સંતોની પ્રેમની ખુમારી સાથે જ્ઞાન મિશ્રિત સ્થિતિનુ નિરૂપણ બતાવે છે

'પ્યાલો પાવો ' એ 'કંઠી બાંધવી ', 'પરમોદવું ' અથવા 'ગુરુ-મંત્ર ફૂંકવા ' જેવી જ સત–સમાજની એક ક્રિયા છે. શિષ્ય ગુરુ પાસે પ્રથમ જાય છે ત્યારે થોડો સમય તેનો કસોટીકાળ ગણી તેને રીત-સરનું કશું જ્ઞાન આપવામાં આવતું નથી. ગુરુનાં સાફી–ચલમ કરી આપવાં અને સેવાપરિચર્યા કરવી, એ એની દીક્ષા માટેની તૈયારીનાં સાધન મનાય છે. આ સમય દરમિયાન ગુરુ એને કઠણ કામો સોંપે, એના પર ખિજાય કસોટી કરવા ક્યારેક મારે પણ ખરા.

એમાંથી શિષ્ય પસાર થઈ જાય તો એને ગુરુમંત્ર ફૂંકવામાં આવે છે. બીજું કશું જ્ઞાન કે યોગની પ્રક્રિયા નહિ, માત્ર જપસાધના જ શિષ્યને અપાય છે શિષ્ય સ્થિર ભાવે જપસાધના કરી લે ગુરુને એનામાં નિશ્ચિતતા અને સ્થિરતા જણાય તો પછી એને 'પ્યાલો ' પાય છે.

જ હોય છે. એ ખુમારી પોતાનો માર્ગ 'પ્યાલા'ના રાગમાં–ઢાળમાં શોધે છે 'પ્યાલા'ના ગાનાર સૌ કોઈ સમજે છે કે 'પ્યાલા'ના રાગ અત્યંત ભાવપૂર્ણ, રસે છેલતા અને ફાટફાટ આનંદથી ગવાય છે

'પ્યાલા'ના આ રાગ સંગીતની દૃષ્ટિએ તપાસવા જેવા છે એ ધીમા ગવાતા હોય કે ઉતાવળે, એ રાગમાં હૃદયમાં ઝણઝણાટી પેદા કરવાની શક્તિ છે વિશેષ કરીને ઊંચે લઈ જઈને ચકચૂર બનાવતા લાગે છે. પ્યાલાનાં ભજનોમાં પહેલા ભજનનો ઢાળ દીપચંદી હોવા છતાં કડીની દોઢ વાળીને•કડીની જે રીતે ઊલટ મારવામાં આવે છે તે હૃદયને જાણે આંચકો આપી ઊંચે લઈ જતું હોય તેમ સહેજે લાગે.

પ્રથમ જ કડીમાં ભજનિક 'સદ્ગુરુ ચરણે' એટલું ગાઈ અટકે છે. પણ બીજી કડીમાં એ જ શબ્દો લઈ ને 'સદ્ગુરુ ચરણે મે આયો' બોલીને જે ઝટક મારે છે તે ઠેઠ 'મન મતવાલો પ્યાલો પ્રેમનો' સુધી આવીએ ત્યાં સુધી કાયમ રહે છે આવી ઝટક લગભગ ઘણા-ખરા 'પ્યાલા'માં દેખાય છે. બીજા 'પ્યાલા'નો ઢાળ ધીરાની કાફી જેવો છે. પણ ધીરાની કાફી દીપચંદી તાલમાં–લાંબી લયમાં ચાલે છે જ્યારે આ ઢાળ ત્રિતાલની ચલતીમાં ચાલે છે એમાંયે સાખી તો ધીરાની કાફી જેવી હોય છે, પણ ધીરાની કાફીનો સાખી પૂરી થતાં મૂળ ભજનમાં હળવેથી ચાલ્યા જવાય છે જ્યારે આ ભજનમાં તો સાખી પૂરી થતાં, ચલતી આવીને જાણે ઝટક મારીને જ ભજનને તોળી લે છે.

એ ઝટક સૌથી વિશેષ કબીર સાહેબના 'પ્રેમરસકા ભરપૂર પિયાલા'–માં દેખાય છે. એમાં તો એક સાથે 'હરિરસકા ભરપૂર પીઓ કોઈ ઘટાક, ઘટાક, ઘટાક,—' એમ ત્રણ વખત 'ઘટાક' બોલાઈને ચોથી વખત ઊલટ મારે છે કે 'ઘટાક પીઓ કોઈ'

આમ જુદા જુદા ઢાળમાં એક સરખી ઝટક મારતા અને નવા નવા ભાવ ઉઠાવતા આ 'પ્યાલા'ઓનું શાસ્ત્રીય સંગીતની દૃષ્ટિએ પણ પરીક્ષણ થવું જરૂરી છે.

'પ્યાલા' ક્યાંથી આવ્યા ?

પણ આ 'પ્યાલા'ની પ્રથા આપણે ત્યાં પ્રથમ ક્યાંથી આવી ? આપણા સંતસમાજના ભજનો પર જેની વિશેષ છાપ છે એ કબીર સાહેબનું 'પ્યાલા' વિષયક ભજન છે કે–

"પ્યાલા ભર દેને સૂરત કલાલ,
કબીરાજીને માડી છે મતવાલ"

આમ પ્રેમ–શરાબનું રૂપક મૂકીને કબીર સાહેબે પ્રેમ પ્યાલાનો ઉલ્લેખ કર્યો છે એમનું એક બીજું ભજન પણ બોલાય છે કે–

"પ્રેમરસકા ભરપૂર પિયાલા,
હરિરસકા ભરપૂર પીઓ કોઈ,
ઘટાક ઘટાક ઘટાક, ઘટાક પીઓ કોઈ."

પણ આમાં વિશેષ સૌરાષ્ટ્રીય રચના આવી ગઈ છે મૂળ કેવું હશે એ કલ્પી શકાતું નથી તો પણ કબીર સાહેબે આ 'પ્યાલા' ક્યાંથી અપનાવ્યા ? કબીરસાહેબે સૌ ધર્મોનાં સુંદર તત્ત્વોનું સંમિશ્રણ કરીને પોતાનો પંથ ઊભો કરેલો, એથી એમણે ઈરાનના સૂફીવાદમાંથી તો આ 'પ્યાલા' નહિ લીધા હોય ? સૂફીવાદમાંથી સાકી, શરાબ, સનમનાં રૂપકથી પ્રભુને ભજવામાં આવે છે. એ ભજનમાં પ્રેમયુક્ત ખુમારી હોય છે એ ખુમારી આપણને કબીર સાહેબનાં 'અવળવાણી'ના ભજનોમાં પણ નજરે પડે છે

આમ કબીર સાહેબનાં ભજનોમાં જે પ્યાલા પ્રથમ દેખાય છે એની તો આપણા સંતસમાજ પર અસર નહિ હોય ?

આપણા જનસમાજના સંતો એક રીતે જોઈએ તો રૂઢિચુસ્ત ધર્માચાર્યોનો સામો પડઘો છે ધર્માચાર્યો પોતાના વાડા બાંધી સંકુચિત થઈને બેઠા, આ સંતોએ વાડ તોડી નાખી, ભેદ ભાંગી નાખી, સૌ સાથે એક ભાવથી ભળ્યા તે પ્રમાણે આપણા સંતો મુસ્લિમ સાંઈઓ

અને ઓલિયાઓના સંપર્કમાં આવ્યા હશે, તેમાંથી પણ આ 'પ્યાલો' આવ્યો હોય એવો સંભવ છે; કારણ કે મુસ્લિમ સાંઈઓ પોતાના શિષ્યોને 'પ્યાલો' પાય એવી પ્રણાલિકા છે તાજિયા વખતે ચકચૂર બનીને હુલ લેતાં પહેલાં હુલ લેનારા અમુક અમુક 'પીરનો પ્યાલો' પીએ છે. 'પ્યાલા'માં પીરના લોબાનના ધૂપવાળી ભભૂત નાખવામાં આવે છે. કોઈ વધારે પડતી હુલ લે તો કહેવાય છે કે 'એણે ક્યા પીર'નો પ્યાલો પીધો છે એ ખબર છે ?

એ 'પ્યાલા'ની પ્રથા દેવી–ભક્તિમાં પણ આવી દેખાય છે. માતાનો નવો ભૂવો સ્થાપતી વખતે એ માણસને સિંદૂર અને તેલનો પ્યાલો પાવામાં આવે છે તેમ કહેવાય છે. એ પ્યાલો પીને એ ચકચૂર બને છે, મસ્ત બને છે અને ઊકળતા તેલના તાવડામાંથી પૂરીઓ કાઢે છે.

સૂફીવાદીનાં ભજનો, કબીર સાહેબનાં ભજનો, હુલ લેનાર અને તાવો કાઢનાર બધાની માનસિક સ્થિતિ અત્યંત ભાવપૂર્ણ અને ખુમારીયુક્ત હોય છે. ખુમારીનું આ તત્ત્વ બધે સળંગસૂત્ર ચાલ્યું આવે છે. આ સત્રની જાળવણી આપણા સંતોનાં ભજનોમાં પણ જળવાઈ રહી છે. આથી એમ કહી શકાય કે 'પ્યાલો' એ પ્રેમની ખુમારીનો આવિષ્કાર કરતાં ભજનો છે.

### 'પ્યાલા' તો લખીરામના

આપણે ત્યાં રવિ સાહેબ, ત્રિકમ સાહેબ, દાસી જીવણ, લખીરામ વગેરેએ 'પ્યાલા' ગાયા છે બીજા સૌએ તો એકેક પ્યાલા ગાયા છે, પણ જેમ ધીરાની કાફી, નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં તેમ 'પ્યાલા તો લખીરામના' એમ સંતસમાજમાં બોલાય છે. લખીરામના 'પ્યાલા'-ના રાગમાં એ સંયમની મસ્તીની ખુમારી સાથે માનસિક જ્ઞાનયુક્ત સ્થિતિનું બીજા કોઈ કરતાં વિશેષ એકધારું વર્ણન મળે છે કહેવાય છે કે લખીરામે આવા ૭ 'પ્યાલા' ગાયેલ છે. લખીરામ (લક્ષ્મી સાહેબ) મેઘવાળના સાધુ હતા. અટક સાગઠિયા હતી. ભાવનગર તાબાના

ગેરિયાર પાસે આવેલા ગામ ઇગોરાળામાં થઈ ગયા કહેવાય છે એમના ગુરુ કરમણ ભગત વાવડીના મેઘવાળ હતા

### પ્યાલો ૧

[ તાલ દીપચંદી ]

પ્યાલો પ્રેમનો, પ્યાલો પ્રેમનો હો પાયો,
જનમ મરણ વાંકો ન આવે,
સદ્‌ગુરુ ચરણે, સદ્‌ગુરુ ચરણુમેં આયો,
મનમતવાલો પ્યાલો ચાખિયો, પ્યાલો પ્રેમનો ટેક
ગુરુજી ! બ ક રે નાળે જે દિ' ધમણું ધમે,
બ્રહ્મ અગનિ, બ્રહ્મ અગનિ પ્રજાળી,
ઇંગલા, પિંગલા, સુખમણા,
ત્રિપુટીમા લાગી તાળી—મનમતવાલો પ્યાલો પ્રેમનો૦
ગુરુજી ! શૂન્ય શિખર પર ભઠ્ઠી જલે,
વરસે અમીરસ, વરસે અમીરસ ધારા,
અકલ કુંવારી પ્યાલો ભર દેવે,
સાન સૂરતાએ ભર પાયો—મનમતવાલો પ્યાલો પ્રેમનો૦
ગુરુજી ! વિના પાટે, વિના કોળિયે,
અથ વિના જાગી, અથ વિના જાગી જ્યોતિ,
સૂરજ ચંદ્ર દોનુ સાખિયા,
સનમુખ રેવે સંજોતિ—મનમતવાલો પ્યાલો પ્રેમનો૦
ગુરુજી ! ગગન ગાજે ને ધૂર્યું દિયે,
ભીંજાય ધરણી, ભીંજાય ધરણી અકાશા,
અગમ વાણી બાવો ઓચર્યો,
ઓચર્યા લખીરામ દાસા—મનમતવાલો પ્યાલો પ્રેમનો૦

[ અર્થ—પ્રેમહદો • પ્રેમનો વાડો તેને. બંકનાળ ગુદાથી મસ્તક સુધી કરોડરજ્જુમાં આવેલી નાડી, જેના પર યોગી કાબૂ મેળવે ત્યારે તે લાલ ધગાવેલા ચીપિયા જેવી થઈ જાય છે એમ યોગીઓ કહે છે આ નાડી આવી લાલ થાય એને 'બ્રહ્મ અગ્નિ' ઉદ્દભગ્યો કહે છે. ઈંગલા, પિંગલા, સુખમણા ઈડા, પિંગલા અને સુષુમ્ણા નામની ડાબા, જમણા નાક અને વચ્ચે રહેલી ત્રણ નાડીઓ ત્રિપુટી એ ત્રણ નાડીઓ શૂન્ય શિખર મસ્તકની અંદર આવેલ સૌથી ઊંચુ સ્થાન અકનકુવારી • શુદ્ધ બુદ્ધિ સાન સુરતા એક ધ્યાન વિનાપાટ વિના કોળાઃ પાટ મંડે ત્યારે ભક્તોને પ્રસાદ અપાય છે તેને 'કોળીપાવળ' આપી કહેવાય છે ગ્રથ સાધન સૂરજ ચદ્ર દોનુ સાખિયા • પાટની બે બાજુ ઘીની બે દીવીઓ પ્રગટાવે છે તેને સૂરજ ચદ્ર કહે છે સાખિયાઃ સાક્ષી સંજોતિ • જ્યોતિ સહિત ધુર્યું હિયે • અવાજ કરે અગમ કોઈ ન જાણી શકે તેવી ]

## પ્યાલો ૨

[ તાલ–ત્રિતાલ ચલતીમા ]

**પિયાલો અમને પાયો રે, ગુરુએ મારે મહેર કરી,**
**દેહુંમાં દરશાણા રે, હરોહર આપે હરિ**

**( સાખી )**

**પહેયો પિયાલો લખીરામનો, જુગતે પાયો જોઈ,**
**કૂંચી બતાવી આ કાયા તણી, મને કળા બતાવી કોઈ,**
**ત્રિકુટી તાળાં ઊઘડયા, શૂન્યમા દરશાણા સોઈ,**

**( ચલતી )**

**એવું નગર બધુ ન્યાળ્યુ રે,**
**જોયું મેં તો જરાએ જરી–પિયાલો०**

આળપંપાળ અળગાં કરી હંસલા!
દલડે રાખજો ધીર,
આવો અવસરિયો ફેર ન આવે,
તું સમજ સમજ મનવીર—તમે પીઓ....૧
સૂકે સરોવરિયે હંસલો શેલે,
રૂવે છે ઘોર ગંભીર!
બગલાનો ચારો છોડીને હંસલા!
ચૂગી લે મુક્તાફળ હીર—તમે પીઓ....૨
ગંગા જમના તખત તરવેણી,
જાકો નિરમળ નીર,
સૌ પીએ સંત સુહાગી,
બેસી જમનાને તીર—તમે પીઓ....૩
સૌ દેવન કો દેવ કનૈયો,
સૌ પીરન કો પીર,
લખીરામને સંતો કરમણ ચરણે,
સાયબ મળ્યા સધીર—તમે પીઓ....૪

**ભાવાર્થ** : પ્રેમરસનું પાણી તો ચાલ્યું જ જાય છે. તમે પ્યાલો ભરીને પી લો હે જીવ! આળપંપાળને છોડી દઈને દિલમાં ધીરજ રાખજો આવો સમય ફરીથી નહિ આવે, માટે મન! તું સમજ. ૧

સૂકા સરોવરમાં હંસ ફર્યા કરે છે અને હૃદયફાટ રડે છે. હે હંસ! (સૂકા સરોવરનાં માછલાંનો) બગલાનો આહાર તજી દઈને મોતી જ ચણી લે. ૨

તીરે બેસીને સૌ સુહાગી (સૌભાગ્યવંતા) સતો જળ પીએ છે ૩.

કૃષ્ણ સૌ દેવનાયે દેવ છે અને બધા પીરનાયે પીર છે. ગુરુ કરમણના ચરણમાં બેસીને લખીરામ કહે છે કે મને તો ધીરજવાળા ગુરુ (સાહેબ) મળ્યા છે. ૪.

## પ્યાલો ૪

[ રાગ-કાફી ]

[ આ પ્યાલો રવિ સાહેબનો છે. રવિ સાહેબ તણછા ગામમાં વિશા વૈશ્ય કુળમાં ૧૭૮૩માં જન્મેલા. એમના પિતાનું નામ મંછારામ. માતાનું નામ ઇચ્છાબાઈ એમના ગુરુ ભાણ સાહેબ ખભાળિયામાં એમણે સમાત લીધેલી કબીરના એ અવતાર કહેવાતા મુખ્ય શિષ્યો મોગર સાહેબ અને લાલ સાહેબ. ]

પ્યાલો મેં પીધો રે, દીધો હરિએ હેત કરી,
પરિબ્રહ્મ ભાળ્યા રે, શૂન્યમાં સભર ભરી—ટેક
સતગુરુએ શ્રવણે રસ રેડયો, ચોટયો રુદિયા માંઈ,
સાંધે સાંધે રસ સાંચર્યો, ઉનમુન રહ્યો ઠેરાઈ,
સૂરતા જેની શૂન્ય થઈ રે, ઊતરે નહિ ફરી—પ્યાલો૦ ૧
કામ ક્રોધ લોભ મદ માયા, આવરણ પામ્યાં અસ્ત,
નવપંદર અભ્યાસ અંતરથી, મિટ ગઈ પીઠ સમસ્ત,
નજરમાં ના'વે રે, વિનો કોઈ દૂજો હરિ—પ્યાલો૦ ૨
કથણી બકણી છૂટી ક્રિયા, કેનાં ગાઈએ ગીત,
ખોળણહારો માંઈ ખોવાણો, આપેં રહ્યો અદ્વૈત,
પ્યાલો, ગળી પાણી રે, હતો તેમ રહ્યો ઠરી—પ્યાલો૦ ૩
ગૂંગે સાકર ગળી ગળામાં, સમજ સમજ પરતાય,
રવિ રામરસ કેસે કહાવે, વસ્તુ વિણ-જિભ્યાય,
ઘટોઘટ બોલે રે, સ્વાંગ અનેક ધરી—પ્યાલો૦ ૪

**ભાવાર્થ :** હરિએ હેત કરીને દીધો અને મે એ પ્યાલો પીધો કે ચારે બાજુ અવકાશમાં પરિપૂર્ણને ભરપૂર ભરેલા દીઠા (ટેક)

સદ્દગુરુએ કાનમાંથી (ગુરુમંત્ર દ્વારા) રસ રેડ્યો પણ એ તો મારા હૃદયમાં ચોંટી ગયો પછી તો એ સાંધે સાંધે (રૂંવાડે રૂંવાડે) ફરી વળ્યો, અને ઉનમુનિ( આત્યંતિક ધ્યાનાવસ્થા )માં એ સ્થિર થતાં જેની સૂરતા (બુદ્ધિ) શૂન્ય (નહિવત્) થઇ ગઈ છે એને પ્યાલો પછી ઉતરે નહિ ૧.

(પ્યાલો પીધાથી) કામક્રોધ, લોભમાયા વગેરે આવરણ નાશ પામ્યાં છે દેહ તથા મનના ૯+૧૫=૨૪ વિભાગના સતત ચિંતનથી બધી પીડા મટી ગઈ છે હવે તો હરિ વિના બીજું કાંઈ નજરે જ આવતું નથી. ૨

•

હરિરસકા ભરપૂર પીઓ કોઈ,
ઘટાક ઘટાક ઘટાક, ઘટાક પીઓ કોઈ,
લાગી સંતો સદ્દગુરુ વચનોકી ચોટું લાગી,
હરિગુરુ વચનોકી ચોટું, કલેજામેં
ખટાક ખટાક ખટાક, ખટાક કલેજામેં—ટેક
આપકું ખોજો, તમે દિલકું જોજો,
બાહિર રહ્યો તું ગૂંચવાઈ,
તીરથમાતર, સબ ઘર ભટકયો, મરી ગયો તુ
ભટાક ભટાક ભટાક, ભટાક મરી ગયો—હે.. જી પિયાલા૦૧
સાધના વિના કોઈ નવ સિધ્યા,
માયામાં રહ્યા લપટાઈ,
દિલદરિયાને જે નવ સમજ્યા, મરી ગયા એ
ફટાક ફટાક ફટાક, ફટાક મરી ગયા—હે....જી પિયાલા૦૨
શૂન્ય શિખરમે પિયે પિયાલા,
દિલ દેવે વો કાટ,
મોરધજ રાજાએ અ ગ વેરા'યાં, ખૂલી ગયાં જેનાં
કપાટ કપાટ કપાટ, કપાટ ખૂલી ગયા—હે જી પિયાલા૦૩
કહત કબીર સા'બ સુનો મેરે સાધુ,
એહી પદ હે રે અગાધ,
સંતે મળીને ગોદડી બિછાઈ, તમે બિછાઈ લ્યો
ઝટાક ઝટાક ઝટાક, ઝટાક બિછાઈ લ્યો—હે....જી પિયાલા૦૪

ભાવાર્થ : હરિરસ સ્વરૂપ પ્રેમરસથી ભરપૂર પ્યાલો ઘટાક ઘટાક કરીને પીઓ હે સંતો ! અમારા હૃદયમાં તો સદ્દગુરુ–વચનોના બાણુની ખટાક કરતી ચોટ લાગી છે (ટેક)

આત્માને જ શોધો, દિલને તપાસો, બહાર શા માટે ભટકો છો ? બધાં તીર્થ ભટકી ભટકીને તું મરી જવાનો ૧

સાધના કર્યા વિના કોઈ મોક્ષ નથી પામતા માયામાં જ ગૂંચવાઈ રહે છે જેઓ દિલરૂપી દરિયાને ન સમજી શક્યા એ ( ખોટાં મોતીની જેમ ) ફટાક કરતા મરી ગયા છે ૨.

જેઓ શૂન્ય શિખરમાં, છેલ્લી ( દશમી ) આધ્યાત્મિક સ્થિતિએ પહોંચે છે તેઓ પોતાનું હૃદય પણ કાપીને આપી દે છે મોરધ્વજ રાજાએ પોતાના શરીર પર કરવત ફેરવવા દીધું હતુ, કારણ કે એના હૃદયનો કમાટ ઊઘડી ગયો હતો ૩

કબીરસાહેબ કહે છે કે હે સતો ! આ પદ ઘણું ઊંડુ ( કઠિન ) છે સતોએ તો પોતાની ગોદડી બિછાવી લીધી છે ( સ્થાન પ્રાપ્ત કરી લીધુ છે ) તમે પણ તમારી ગોદડી ઝટાક કરતા ( ઝાપટીને ) બિછાવી લ્યો ૪

## [ ૩ ]

## આગમવાણી

ભૂતકાળને જાણવો, વર્તમાનકાળના પાયારૂપ ભૂતકાળને ઉકેલવો એ એક માનવસહજ ઇચ્છા છે સભવ છે કે ભૂતકાળને જાણવાનુ માનવીનુ આકર્ષણ પોતાની અને સૃષ્ટિની ઉત્પત્તિની રહસ્યમયતાને કારણે થયુ હોય બાળકમાં પણ થોડી સમજશક્તિનો વિકાસ થતાં એને પહેલો પ્રશ્ન એ જ થાય છે કે 'હું ક્યાંથી આવ્યો ?' પછી ક્રમશ માનવીને પોતાની અને સૃષ્ટિની પરિમિત શક્તિ અને ક્ષણભગુરતાનુ ભાન થતાં એણે કોઈ વિરાટ સર્વશક્તિમાન, સર્વવ્યાપી, અજર અમર એવા સ્વયભૂની કલ્પના કરી

આ સ્વયભૂ ( ઈશ્વર )ની શોધ કરતા કરતા માનવીને અનેક આધ્યાત્મિક અને ભૌતિક સત્યોનો પરિચય થયો આ ભૌતિક અને આધ્યાત્મિક

સત્યોના સાક્ષાત્કારની આદિમાનવીઓએ અનેક વ્યાખ્યાઓ બાંધી. એમાં સૌથી વિશેષ સ્થાન ઉત્પત્તિને અપાયું છે. પુરાણો તો એવી ઉત્પત્તિનાં અદ્ભુત રહસ્યોથી જ ભર્યા છે. દશાવતારની કલ્પનામાં ઉત્પત્તિરહસ્ય વધુ ઐતિહાસિક સ્વરૂપ પામ્યું છે. આમ માત્ર હિંદુ શાસ્ત્રો કે પુરાણો જ નહિ, પણ જગતના એકેએક ધર્મશાસ્ત્રની શરૂઆત સૃષ્ટિની રહસ્યમય ઉત્પત્તિકથાથી જ થાય છે.

ઉત્પત્તિનાં રહસ્યો જાણવાની ઇચ્છામાંથી જ બધા ઇતિહાસોનો ઉગમ થયો છે. પણ માનવીની એ ઇચ્છા પાછળની ભાવના કાંઈક આવી છે. ભૂતકાળને શોધતાં શોધતાં માનવ-ઉત્પત્તિ અને એથીયે આગળ આ પૃથ્વી અને જગતની ઉત્પત્તિ પણ શોધી કાઢવી અને એ શોધના તંતુ પર માનવજીવનનો, સમગ્ર જગતનો શક્ય એટલો ભાવિ ખ્યાલ પણ બાંધી લેવો. માનવીની આ ઇચ્છા દિવસે દિવસે વિશેષ શાસ્ત્રીય બનતી ગઈ છે અને આજે તો એ ઇચ્છાને પરિણામે માનવીએ ઇતિહાસનાં અણલખ્યાં પાનાં ઉકેલી પૃથ્વીના પટ પર અને સમુદ્રને તળિયે પડેલા અગમ્ય અવશેષો ( Fossils ) વાંચ્યા છે. પૃથ્વીના કણેકણને વૈજ્ઞાનિક રીતે વિચારીને પૃથ્વીનો ઉત્પત્તિકાળ, સૂર્યમાંથી એનો ઉગમ અને સૂર્યની પણ હસ્તી શા કારણે છે એ ઉકેલી કાઢ્યું છે. એ શોધો તો આજે નક્કર સત્યો જેવી થઈને બેઠી છે.

પણ આ બધી શોધનું આદિસ્થાન તો ઉત્પત્તિનાં રહસ્યો ઉકેલવાની માનવ-ઇચ્છા જ. પુરાણોમાં મૂકવામાં આવેલ દશાવતારની કલ્પના—મત્સ્ય, કાચબો, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને નકલંકની કલ્પના—પણ વૈજ્ઞાનિક રીતે ઘટાવવામાં આવે તો જગતના આદિકાળથી આજ સુધીના ક્રમિક ઇતિહાસનું આલેખન એમાં ઉકેલી શકાય છે એવા પંડિતોના મત સાથે વૈજ્ઞાનિકોનો મત પણ મળતો થતો જાય છે. દશાવતારથી એ કલ્પનામાં મુકાયેલ દશમા અવતાર 'નિષ્કલંક' તો ભાવિ આગમવાણીના મૂળ આધારરૂપ બની ગયેલ છે. આ દશાવતારની

કાળથી હું પુરુષ અને તું ધરનારી (પ્રકૃતિ) છે (૬) કબીર ધર્મદાસને કહે છે કે મૂળ ઉત્પત્તિની આ કથા તમે સાંભળો (૭) ]

**ખીમડા કોટવાળનું આગમ**

[ આ ભજન મોરબીમાં થઈ ગયેલા હરિજન ભક્ત ખીમડા કોટ વાળે ગાયું કહેવાય છે આ ભજન મુખ્યત્વે 'પાટ' બેસે ત્યારે જ ગવાય છે 'પાટ' સમયની થોડીક ક્રિયાનો એમાં ઉલ્લેખ છે પણ એમાં ઉત્પત્તિકથાનો નિર્દેશ હોઈ અહીં લીધું છે ભજન જરા અસ્પષ્ટ છે

પ્રથમની બે કડીમાં તો જીવની ઉત્પત્તિનું રૂપક તથા એને ઉપદેશ અપાયો છે

જેમ કબીરના આગમના 'શબ્દે શબ્દે' ઉત્પત્તિ થઈ તેમ આ ભજનની ત્રીજી કડીમાં 'ચાર કાંકણુ'માં પૃથ્વીની ઉત્પત્તિકથા વર્ણવાઈ છે એ ચાર કાંકણુના સર્જનાર તો આદિ શિવ અને શક્તિ વર્ણવાયાં છે શિવ-શક્તિએ પ્રથમ પૃથ્વીના આધારરૂપ મેરુ, પછી ધરણી ને પછી આકાશ નીપજાવ્યાં એ પછી વનસ્પતિ, ચાંદો, સૂરજ અને મેઘમલાર પ્રગટ્યા પણ બીજા ભજનોની રીતે તપાસતાં આ ચાર કાંકણુની સાંકળ અસબદ્ધ કહી શકાય, કારણ કે બીજા બધાં આગમોમાં મેરુ, ધરણી કે આકાશ પહેલાં ચાંદા-સૂરજની ઉત્પત્તિ વર્ણવાઈ હોય છે, જ્યારે અહીં ચાંદો-સૂરજ પાછળથી પ્રગટેલા ગણ્યા છે ]

સાચા ઠાકોર સેવીએ, જપીએ દેવ મોરાર      ટેક.
　　બીજ ખેતર વાવિયો, ધરણી પાયો ધાર,
ધરણી માથે વરખ રોપ્યો, જેને ફળ લાગ્યાં અપાર;
　　ચેતન નગરી ને પ્રેમ રાજા, બેઠા સુરિજન ચાર,
સુરિજન ! શ્યામને સમરીએ, તારે તારણહાર
　　જી રે રાણી ! પ્રથમ હતો માના પેટને ગરભદ્વાર. ૧
જેટલાં તીરથ કીજિયે, તીરથ શરણાં હોય,
　　તીરથ ગંગા ગોદાવરી, જેના નરમળાં નીર હોય;

બારાતણાં બાર પૂજો, નૂરત સાંધો સૂરત,
નૂરતમાળા, સૂરત સમરો, સુખમનાને ઘાટ;
કાયાવાડી હંસ ભમરો ખેલે ગઢ મોઝાર.
જી રે રાણી, તીરથરો આ જીવ છે મેમાન ૨
શિવશક્તિ આદિ ઊપન્યાં, કાંકણ ભરિયાં ચાર,
પે'લે કાંકણ મેર (મેરુ) માંડયો, ધરણી ને અંકાશ;
બીજે કાંકણ પવન પાણી વનસ્પતિ અઢાર,
ત્રીજે કાંકણ ચાંદો સૂરજ મેલ્યા મેઘમલાર;
ચોથે કાંકણ ધરમ છાયો શિવશક્તિ ઘેર વાસ.
જી રે રાણી ! દૂરિજન હૈયામાથી મેલ્ય. ૩
સુરિજન મેળા મેં સુણ્યા, ગાયા અપરંપાર,
પાનાં ફૂળિયાં, ચોક પૂર્યાં, બેઠા રણશી રાય;
ધરા જાજમ, અંકાશ તંબુ, બેઠા નકળંક પાટ,
રંભા નાચે, વેદ વાંચે, હુવો જેજેકાર;
કર જોડી મેઘ ખીમો બોલ્યા સિધ્યા સુરિજન ચાર.
ખીમો કહે 'આપત હોય તો પામીએ ૪

[ અર્થ.– હે લોકો, સાચા ઠાકોરને સેવો અને મોરારને જપો. (ટેક) ધરણીનો પાયો ધારીને ખેતરમાં બીજ વાવતાં ધરણી માથે વૃક્ષ મોર્યું, જેને અનેક ફળ લાગ્યાં આ ચેતન નગરીમાં પ્રેમ રાજા છે અને ચાર સુરિજન બેઠા છે હે સુરિજનો ! શ્યામને સમરો, તારણહાર આપણને તારશે, કારણ કે પ્રથમ તો આપણે માના ગર્ભદ્વારે પડ્યાં હતાં (૧) જેટલાં તીરથ ધારીએ (સેવીએ) એ બધાં આધાર થશે. ગંગા–ગોદાવરીનાં નિર્મળ નીર ભર્યાં છે નૂરત–સૂરત સાધીને બારને પૂજો (બાર બીજના ધણીને–નકળંગને) આ કાયારૂપી વાડીમાં આત્મા-રૂપી ભમરો ગઢ વચ્ચે ખેલી રહ્યો છે પણ એ તો થોડા વખતનો મહેમાન

છે (૨) પ્રથમ શિવશક્તિ ઊપન્યાં, એમણે ચાર કાંકણ[1] ભરી મેરુ, ધરણી, આકાશ, પવન પાણી, અઢાર વનસ્પતિ ચાંદો અને સૂરજ સર્જી ધર્મ સ્થાપ્યો. (૩) સુગ્જિનોની આવી ઉત્પત્તિકથા મે સાંભળી અને વર્ણવી છે આજે ભાગ્ય ફળવાથી ચોક પૂરીને રાવત સ્થળથી ગજા બેઠા છે ધ । જેની જાજમ છે, આકાશ જેનો તખુ છે એવા પાટ પર નકળંક (નિષ્કલંક) પ્રભુ બેઠા છે વે. વચય છે જેજેકાર થયો છે મેઘવાળ ખીમો ગાય છે કે આ સમયે ચાર મુરિજ્ન સુગતિ પામ્યા (૪)]

મેઘ ધારુનું આગમ

[આ આગમનું આરાધી ભજન 'મેઘધારુ' નામના મેઘવાળ ભક્તે ગાયુ કહેવાય છે માલજાળ ગામમાં 'માનોન્દ્પાં દે ના એ ગુરૂ હતા.

આ ભજન પણ મોટાપથીઓના 'પાટ'ની ક્રિયા વખતે જ સવિશેષ ગવાય છે પણ એમાં આડમ્તરી રીતે પ્રાચીન ઇતિહાસ તથા કાંઈક અંશે એ સમયની પ્રણાલિકાનો ઊનટોસૂનટો નિર્દેશ આવી જાય છે ]

પહેલો પહેલો જગન રચિયો પેલાદરાય,
કુંજર દોરીને ઊભા ધણીને દરબાર,
સોના કેરો કળશ ને સોના કેરો પાટ,
સોનાને સિંગાસણ બેઠા નકળંગરાય,
વળોધ્યો વળોધ્યો કુંજર ધણીને દરબાર,
પાચ કરોડ કોળી પાવળ વરતાય,
બીજ ધરમ ક્રિયા હોય ત્યા મળો,
કુંજર ઊઠીને સિંગલદ્વીપમા ભળો,
ચાલો સતના બેલી ! જમૈયે જાઈ,
અડસઠ તીરથ ગંગા જમના નાઈ ૧

[1] કાંકણ પાટને ચાર ખૂણે ચોખાનાં ચાર કુંડાળા કરી તેના પર કંકુ છાંટે છે તેને 'કાંકણુ' કહે છે

બીજે બીજે જગન રચિયો હરચંદરાય,
રેવલ દોરીને ઊભી ધણીને દરબાર;
રૂપા કેરો કળશ ને રૂપા કેરા પાટ,
રૂપાને સિંગાસણુ બેઠા નકળંગરાય;
વધાંવ્યો વધાંવ્યો રેવંત ધણીને દરબાર,
સાત કરોડ કોળી પાવળ વરતાય;
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળો,
રેવત ઊઠીને સૂરજના રથમાં ભળો;
ચાલો સતના બેલી ! જામૈયે જાઈ,
અડસઠ તીરથ ગંગા જમના નાઈ. ૨

ત્રીજે ત્રીજે જગન રચિયો જેષ્ઠુરરાય,
કવલી દોરી ને ઊભા ધણીને દરબાર,
ત્રાંબા કેરો કળશ ને ત્રાંબા કેરો પાટ,
ત્રાંબાને સિંગાસણુ બેઠા નકળંગરાય;
વધોંધી વધોંધી કવલી ધણીને દ્વાર,
દશ કરોડે કોળી પાવળ વરતાય,
બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળો,
કવલી ઊઠીને કદળીવનમાં ચરે;
ચાલો સતના બેલી ! જામૈયે જાઈ,
અડસઠ• તીરથ ગંગા જમના નાઈ. ૩

ચોથો ચોથો જગન રચિયો બળરાય,
અજિયા દોરીને ઊભા ધણીને દ્વાર;
માટી કેરો કળશ ને માટી કેરો પાટ,
માટીને સિંગાસણુ બેઠા નકળંગરાય;

વળોધી વળોધી અજિયા ધણીને દ્વાર,
બાર કરોડે કોળી પાવળ વરતાય,
બીજા ધરમ કિયા હોય ત્યાં મળો,
ઊઠી ગઈ ગત્ય ને અજિયા પડી રહી,
એડા એડા વચન આ કળિયુગના પ્રમાણ,
બોલ્યા મેઘ ધારુ મારા ગુરુને પ્રણામ,
ચાલો સતના બેલી ! જમૈયે જાઈ,
અડસઠ તીરથ ગંગા જમના નાઈ ૪

[ અર્થ – પહેલો યજ્ઞ પ્રહલાદે કર્યો અને પ્રભુને દ્વારે હાથી લઈ ઊભા રહ્યા સોનાનો કળશ સોનાનો પાટ અને સોનાનું સિંહાસન (પાટ સમયની સામગ્રીઓ) પર નકળંક બેઠા પ્રભુ પાસે હાથીને વળોધ્યો–વધેર્યો–હોમ કર્યો અને તેની પ્રસાદી (કોળી પાવળ) પાંચ કરોડ લોકોને મુખે ગઈ હાથી સિંહલદ્વીપમાં ચાલ્યો ગયો ૧

બીજો યજ્ઞ હરિશ્ચંદ્ર રાજાએ કર્યો રૂપાનો કળશ, રૂપાનો પાટ ને રૂપાનું સિંહાસન ઘોડો વધેર્યો સૂરજમાં ભળી ગયો (સૂરજનો રથ ઘોડા હાંકે છે તે કલ્પના અનુસાર ?) સાત કરોડને પ્રસાદ પહોંચ્યો ૨

ત્રીજો યજ્ઞ યુધિષ્ઠિરે રચ્યો ત્રાંબાનો કળશ, ત્રાંબાનો પાટ ને ત્રાંબાનું સિંહાસન ગાય વધેરી. (ગૌહત્યા માટે આગળ ધાર્મિક બાધ ન હતો તે કલ્પના આની પાછળ હશે ?) દશ કરોડ પ્રસાદી પહોંચી કજલી કદળીવનમાં ગઈ ૩

ચોથો યજ્ઞ બળિરાજાએ કર્યો માટીનો કળશ, માટીનો પાટ અને માટીનું સિંહાસન અજિયા–બકરી વધેરી બાર કરોડે પ્રસાદ પહોંચ્યો ગત્ય–સતસમાજ ઊઠી ગયો અને બકરી પડી રહી. (મતલબ કે સજીવન ન થઈ) કળિયુગનું આ એંધાણ–પ્રમાણ છે ૪ ]

**મછંદરનું આગમ**

[ આ આગમ ગોરખના ગુરુ મછંદર–મત્સ્યેન્દ્રનાથનું છે પ્રથમના

સમયમાં નરનારી વચ્ચે આજના જેવા શિષ્ટાચારના ભેદ ઊભા થયા ન હતા. કર્મધર્મના પિષ્ટપેષણમાં લોકો ન ઊતરતા (૧) શાસ્ત્રોની કલ્પના અનુસાર બહુ મોડેથી સગપણ કરીને પરણાવતા સંભોગની વાસના તે દિવસે જાગૃત થયેની નહિ અને એકબીજાની દૃષ્ટિ મળતાં ગર્ભાધાન રહેતું (તોળવતે એ જ રીતે ગર્ભ રહેલો કહેવાય છે) ગર્ભવાસ પણ પાંચ વર્ષનો જ કલ્પાય તે ઘણુ જ છવેને! (૨) ગાયો ભેંસો તે વખતે હાથી જેવડી હતી પ્રાગૈતિહાસિક કાળમાં પશુઓ અસામાન્ય કદના હતા એની અજાણ્યે પણ આમાં કલ્પના નથી આની ગઈ? તેમ જ અન્ન ધાનને બદલે દૂધ પીને લોકો જીવતા એ પાછળ માનવી ગ્હેકાણુ કરી જમીન ખેડતો થયો એ પહેલાં પશુપાલનથી નિર્વાહ ચલાવતો એનો નિર્દેશ નથી?]

અસલ જુગની રે આગળે સંત રે ઝવેરી નર જાગતા,
અલખ ધણીના જ્યારે આરાધ કરતા આરાધે હરિ આવતા. ટેક
નર ને નારી તે દિ' ભેળાં બેસી જમતાં, એક આસન પર પોઢતાં,
કરમ ને ધરમ તે દિ' કહુએ પણ નો'તાં, દૃષ્ટિ કેરાં ફળ લાગતાં.
અસલ જુગની રે૦

પાંચ રે વરસે બાઈને પુતર જનમતો, પારણિયે પોઢાડવાં,
સાઠ વરસે એનાં સગપણ કરતા, હજારે પરણાવતા.
અસલ જુગની રે૦

ચાંદો ને સૂરજ કહુએ પણ નો'તા, હીરાના પ્રકાશ હોતા,
હીરા ને માણેક તે દિ' બહોત હતાં, શ્રીફળને અનુમાને રે.
અસલ જુગની રે૦

ગાયું ને ભેસું તે દિ' બહોત હતાં, હાથીને અનુમાને રે,
અન્ન ને ધાન કહુએ પણ નો'તાં, દૂધ રે પીને નર જીવતા.
અસલ જુગની રે૦

સાબરમતીના જે કાંઠા પર જતિની ધૂણી અને સતીનું સ્થાનક હશે ત્યાં સંગ્રામ જામશે એ સમયે મારા જીવનના આધાર સમો સાયમો ઉત્તર દિશાએથી આવી પહોંચશે. ૭

કામમ કાળીંગા—કળિયુગના દૈત્યને હણીને પૃથ્વીને નિષ્કલંક કરનાર સાયમો નકલંક નામ ધારણ કરશે અને કળિયુગ ઉથાપી સત યુગ સ્થાપશે એમ દેવાયત પંડિત કહે છે ૮ ]

**સરવણ કાપડીનું આગમ**

[ સરવણ કાપડીના આ આગમમાં સાયમો એનું સૈન્ય એના સહાયકો વગેરેનું વિગતવાર અને મનોહારી વર્ણન છે એ સૈન્ય અને સહાયકોને સાયબાના જાનૈયા કલ્પ્યા છે તેમ જ છેલ્લી કડીઓમાં સાયબાનાં લગ્ન મુગ્યાં છે તે આ આગમની વિશિષ્ટતા છે ]

વીરા ! જાગી શકો તો નર જાગજો હો જી,

એકાંતે ધરો આરાધ, ગરવો આલે ગત્યને બેસણા જી,
વીરા મારા ! ગરવામાથી ગેબી જાગશે, હણહણી ઊઠશે કેકાણ,
વીરા મારા ! હનમો જતિ વાચક ફેરવે, અ જતિનો જાયો આગેવાન
વીરા મારા૦ ૧

વીરા મારા ! ઓતર થકી રે સાયબો આવશે, ગઢદેલડીએ મેલાણ,
વીરા મારા ! જબરી જાને રે વાલો આવશે, ઝળકે ત્રબાળુ નિશાન
વીરા મારા૦ ૨

વીરા મારા ! લીલુડે ઘોડે સાયબો આવશે, ઉપર સોનેરી પલાણ,
વીરા મારા ! ધ્રૂજે ધરતી ને ખળકે સાયરા, ડુંગરે ને દેવળે મેલાણ
વીરા મારા૦ ૩

વીરા મારા ! પાચ કરોડે પ્રહ્‌લાદ આવશે, સાત કરોડે હરચંદ રાય,
વીરા મારા ! નવ કરોડે જેસલ જાનૈયા, બાર કરોડે બળરાય
વીરા મારા૦ ૪

વીરા મારા! તેર મણનાં તે દિ' તીર હોશે, અને મણ ત્રીસની કમાન,
વીરા મારા! બત્રીસહથ્થા જોદ્ધા જાગશે, મારા સાયબના દળમાંહીં.
વીરા મારા૦ ૫

વીરા મારા! સાયબો ઘાણી તે દિ' માંડશે, ફેરવે લોઢા કેરી લાટ,
વીરા મારા! નર રે નુગરાને એમાં પીલશે, એનાં રગત મશાલે બળાય.
વીરા મારા૦ ૬

વીરા મારા! સાંઢણી દૂધે ત્યારે ઝશે, દૂધ હોશે રે બેડાં બાર,
વીરા મારા! શેરડીએ કણ તે દિ' લાગશે, તેની તો ખીર રંધાય.
વીરા મારા૦ ૭

વીરા મારા! જૂનાણે જાગીડા વાગશે, વાગે ત્રંબાળુ નિશાન,
વીરા મારા! સાયબો પરણે રે સુંદરી, પરણે ઊગમતે ભાણ.
વીરા મારા૦ ૮

વીરા મારા! માતા કુંતા ને સતી દ્રૌપદી, હરચંદ રાયની નાર,
વીરા મારા! સતીયું ગાવે હરિના સોયલા, બેસી દેવને દુવાર.
વીરા મારા૦ ૯

વીરા મારા! વિવા વિતશે મોડ થાંભલે, વરતાશે ત્યારે જેજેકાર,
વીરા મારા! ગુરુચરણે સરવણ બોલિયા, બોલ્યા આગમનાં એ ધાણ.
વીરા મારા૦ ૧૦

[ અર્થ-- હે સંતો! આ કળિયુગમાં જાગૃત રહીને પ્રભુનો આરાધ કરી લેજો; ગરવો ગિરનાર સાધુઓને નિર્ભયસ્થાન આપી ઊભો છે. (ટેક)

એ ગિરનારમા સૂતેલા ગેબી પુરુષો જાગશે ત્યારે ઘોડા હણહણી ઊઠશે. એ સમયે હનુમાનજતિ વાયક ફેરવીને–સંદેશવાહક બની મોખરે ચાલશે ૧.

એ સમયે સાયબો ઉત્તર દિશાએથી આવશે અને મોરબી ઊતરશે

એની સાથે ત્રંબાળુ અને નિશાન સહિત જબરી જાન પણ આવશે. ૨.

સાયબો લીલા ઘોડા માથે સોનેરી પલાણ માંડી સવારી કરશે, એ સમયે ધરતી ને સાગર ખળભળી ઊઠશે, તેમ જ ડુંગરે ને દેવળે પડાવ પડશે. ૩.

એ સૈન્યમાં સહાયક બનવા પાંચ કરોડ સૈનિકો લઈને પ્રહ્‌લાદ, સાત કરોડ સૈનિકોને લઈને હરિશ્ચંદ્ર રાજા, નવ કરોડ સૈનિકો લઈને જેસલપીર અને બાર કરોડ સૈનિકો લઈને બળિરાજા આવશે. ૪.

એ સૈન્ય પાસે તેર મણનાં તીર તથા ત્રીસ મણની કમાન હશે. એ દળમાં તીરના વાપરનારા જોદ્ધા બત્રીસહથ્થા હશે. ૫.

એ સૈન્યને સંગાથે લઈને સાયબો લોઢાની લાટ (પીલવાનો રોલ) સહિત ઘાણી માંડશે, જેમાં નુગરા માણસોને પીલી નાખશે અને તેમનાં લોહીની મશાલો બાળશે. ૬.

ત્યારે સાંઢણીનું બાર બેડાં દૂધ થશે. શેરડી પર અનાજના કણ લાગશે. એ દૂધ અને કણની સૈન્ય માટે ખીર રંધાશે. ૭.

ત્યારબાદ જૂનાગઢમાં જાંગીના ઢોલ—ત્રંબાળુ અને નિશાન વાગશે. સવારને પહોર સાયબો સુંદરી પરણશે. ૮.

એ સમયે માતા કુંતા, સતી દ્રૌપદી અને હરિશ્ચંદ્ર રાજાની પત્ની સતી તારામતી મંદિરને દ્વારે બેસીને હરિના સોયલા—લગ્નગીતો ગાશે. ૯.

પ્રભુનો વિવાહ મોડયાબલે—વાજતેગાજતે પૂરો થશે અને ચારે બાજુ જેજેકાર બોલાશે. સરવણ બોલે છે કે આ આગમની નિશાનીઓ છે. ૧૦. ]

**સરવણ કાપડીનું બીજું આગમ**

[ સરવણ કાપડીનું આ બીજું આગમ કલ્પનાને રમણે ચડે છે અને અશક્ય વસ્તુઓને શક્ય નીરખે છે. અલબત્ત, એ કલ્પનાઓને પણ પૃથ્વીના કોઈ અજબ વાતાવરણ–પરિવર્તનને અંગે શક્ય કલ્પી શકાય ખરી. સૃષ્ટિનું ભાવિ-નિર્માણ કલ્પતા વૈજ્ઞાનિકોની કલ્પનાઓ પાછળ

વૈજ્ઞાનિક પશ્ચાદ્ભૂ હોય છે જ્યારે આ આગમોને તે ન મળેલ હોઈ માત્ર કલ્પના રહે છે ]

વીરા મારા! આવ્યાં છે આગમ ઢૂકડાં, તમે ચેતો ચેતનહાર,
વીરા મારા! જોઈ વિચારી સતો ચાલજો. —ટેક

વીરા મારા! કાળી કોયલ તે દિ' પીળી હોશે,
તે દિ' ઉજળા હોશે કાગ;
વીરા મારા! નાગરવેલે ફળ લાગશે,
તે દિ' નિરવિખ હોશે નાગ. જોઈ૦

વીરા મારા! નાનેરા મોટેરાને નહિ નમે,
નહિ રાખે માવતરની મલાજ;
વીરા મારા! નરનાં કહ્યાં નારી નહિ કરે,
તે દિ' ગુરુ માથે ચેલાના રાજ. જોઈ૦

વીરા મારા! બગલા જેવડો બળદિયો,
તે દિ' હોલા જેવડી ગાય;
વીરા મારા! છ છ મહિનાનાં બાળક બોલશે,
એની બોલી ન સમજાય. જોઈ૦

વીરા મારા! બગલા ગોખે જ્યારે બેસશે,
તે દિ' રાણીયુ કરશે રાજ;
વીરા મારા! પડિત જાશે રે મૂરખને પૂછવા,
બોલ એના લાખે મુલાય. જોઈ૦

વીરા મારા! તરકસ તીર ને તાંજણો,
ઘોડલે ચડશે કિરતાર;
વીરા મારા! થર થર કપે મેદની,
તે દિ' ધરા ન ઝીલે ભાર. જોઈ૦

વીરા મારા ! સાયબો એરણ તે દિ' માંડશે,
ખેલશે ચોકને મેદાન;
વીરા મારા ! નર રે નુગરાને જડુ મારશે,
માથે મોઘરિયુના માર. જોઈ૦
વીરા મારા ! ત્રણ ત્રણ જુગ આગે વહી ગયા,
ચોથો હવે જાવનહાર;
વીરા મારા ! સરવણ કાપડી બોલિયા,
આ છે આગમનાં એંધાણ જોઈ૦

[ અર્થ – હે ભાઈ ! આગમ ભાખેલો સમય પાસે આવી રહ્યો છે, માટે ચેતો અને હે સતો ! જોઈ વિચારીને ચાલજો (ટેક)

તે સમયે કાળી કોયલ ધોળી થશે અને કાગડા ઊજળા થશે, નાગરવેલે ફળ ચોટશે અને સર્પ વિષ વિનાના થઈ જશે ૧

એ સમયે નાનો ભાઈ મોટાનું નહિ માને, અને (પુત્રો) માતા પિતાની મર્યાદા નહિ રાખે, સ્ત્રી પુરષનું કહ્યું નહિ કરે અને ગુરુ પર શિષ્યો આધિપત્ય ભોગવશે ૨

તે સમયે બળદ બગલા જેવડો અને ગાય હોલા જેવડી થશે ૭ માસનાં બાળક બોલવા લાગશે (જોકે) એમની બોલી સમજી શકાશે નહિ ૩

નુગરા (પાપી) લોકોને પકડી પકડીને (લોઢાની) જડું (કડીઓ) મારશે અને ઉપર મોધરીઓના (હથોડાના) માર મારશે. ૬

આગળ આવા ત્રણ યુગ તો ચાલ્યા ગયા છે ચોથો (કળિયુગ) પણ જવા બેઠો છે સગ્વણ કાપડી કહે છે કે આ (એ સમયનાં) એનાં આગમ છે ૭ ]

**વેલા બાવાનું આગમ**

[ વેલા બાવાનું આ આગમ પ્રલયકાળનુ વર્ણન કરે છે પ્રલયકાળના ચોક્કસ સમય તરીકે 'સવત ઓગણોતેર સત્તાણું'ના ઉલ્લેખ માટે આ આગમ વિશેષ જાણીતુ છે ત્યારે જૂનાગઢ જેવા હિંદુ ધર્મીઓના સ્થાનક પર મુસ્લિમ રાજ હોઈ, આમાં 'હિંદવાણુ રાજ' સ્થપાવાની આશા મુકાઈ લાગે છે પ્રલયકાળ સમયે સાયમા સાથે ચાવડ-ચામુડા માતાનો ઉલ્લેખ આ એક જ આગમમા જોવામાં આવે છે ]

વાણી રે માગુ માતા શારદા જશ તો જીભે ગાવા,
પથ રે માગુ ગરવા દેવનો કુંડ દામોદર ના'વા. ટેક
ઊંચો ને રળિયામણો ગઢ તો ધમળો જૂનો,
જ્યાં જોઉ ત્યાં નત્ય નવો આખર ગઢ તો જૂનો. ૧
ગરવામાથી ગેબી જાગશે ઝળકે નવલખ નેજા,
ઓતર થકી સાયબો આવશે ભેળા મોટા મોટા જોદ્ધા. ૨
ચાવડ ચડશે રણવટે શીશ દૈત્યુના દળવા,
ખાડુ ને ખપ્પર લેશે હાથમાં રગત દૈત્યુનાં પીવા. ૩
જૂનાગઢની બજારમાં હાલે રગત ભરપૂરા,
રાણીજી રમત માડશે ઊગમતે ભાણુ સૂરા. ૪
અગરચદનની હોશે આરતી અવિચળ હોશે સતપૂજા,
પૂજા ચડે કામધેનને બાંગ નહિ દેવે મલ્લાં. ૫

સવત ઓગણોતેર સત્તાણુંમા રાજ હિંદવાણું હોશે,
ગત્યનો સેવક વેલો બાવો બોલિયા ધણી માથે ચમરછત્તર ઢળશે ૬

[ અર્થ – શારદા પાસે જીભથી જશ ગાવા વાણી માગુ છુ માર્ગ તો ગરવા ગિરનારનો અને નાહીને પાવન થવા કુંડ દામોદર માગુ છુ (ટેક)

ગરવો ગિરનાર ઊંચો ને રળિયામણો છે જેમ જોઉં એમ તેનાં નવનાં સ્વરૂપ દેખાય છે છતાં ગઢ તો જૂનો જ ને? ૧

એ ગરવામાંથી જેખી પુરુષ—નકળંક અવતાર જાગશે, સાથે નવ લાખ નેજા—વાવટા ફરતા આવશે. સાયમો—અનખપુરુષ ઉત્તર દિશાએથી આવશે સાથે મોટા જોદ્ધા આવશે ૨

એ યુદ્ધમાં ચાવડ પણ ૈત્યોનાં રગત—લોહી પીવા ખાંડુ ને ખપ્પર હાથ ધરશે. ૩

જૂનાગઢની બજારોમાં લોહી વહ્યાં જશે પ્રભુ સવાર ઊગતાં યુદ્ધની રમત આદરશે ૪

યુદ્ધ પછી અગરચંદનની આરતી થશે અને સતપૂજા કાયમ થશે. ગૌમાતાને પણ પૂજા ચડશે. પછી ત્યાં મુલ્લા બાંગ નહિ પાડે ૫

૧૯૮૭માં ત્યાં હિંદવાણું રાજ સ્થપાશે ગત્ય—સતસમાજનો સેવક વેલો બાવો કહે છે કે ત્યારે પ્રભુ માથે છત્ર-ચમર ઢોળનામા આવશે ૬ ]

**લીળસમાઈનુ આગમ**

[ લીળલમાઈ 'દેવતણખી' નામના લુહાર ભક્તનાં પુત્રી હતાં અને કુભારાણા સાથે પરણેલાં હતાં જેમ જેસલ-તોળલ, માલો-રૂપાંદે દેવાયત-દેવલ તેમ લીળનબાઈ અને કુભારાણાનું યુગલ ઇતિહાસમાં હો કે ન હો પણ સતસમાજની વાણીમાં તો અસ્તિત્વ ધરાવે છે એ લીળનબાઈના મુખમાં આ આગમ એક સ્વપ્નના વર્ણન તરીકે મુકાયું છે એ એની એક વિશિષ્ટતા છે, અને ફોજોના આગમન-વર્ણન સાથે પ્રલય બાદ અમુક સ્થળો બચી જશે અને ત્યાંથી સતયુગનાં પ્રયાણ થશે એવી

ભવિષ્યવાણી એની બીજી વિશિષ્ટતા છે કળિયુગના સ્વરૂપની વચમાં ઘૂસી ગયેલી એક કડી અપ્રસ્તુત લાગે છે ]

વીરા ! સૂરતા રાણીને સપનું લાધ્યુ,
એના પરભાતે પરસન (પ્રશ્ન) પૂછ્યા,
વીરા ! વેણે વેણે રે રાણીએ વરણુવ કીધાં,
ઇ વરણુવે કુંભા રાણા સીધ્યા. ટેક

વીરા ! સાયબો દેખાતો આવે ઝળહળ ઝૂઝતો,
એને પગલે હાલે રે સત શૂરા,
વીરા ! નેવ નેજા ઝળકે ને પાખંડ પરલે,
રેહાતા આવે કપટી ને કૂડા. ૧

વીરા ! પહેલી ફોજે જ્યારે હોશે જળપાણી,
બીજી રે ફોજે કાદવ કચરા,
વીરા ! ત્રીજી ફોજે ઝીણી લોડણુ ઊડશે,
ચોથી રે ફોજે રવિ ઝાખા. ૨

વીરા ! ત્રાંબા રે પિત્તળની ઘાણી મંડાશે,
એમાં લોઢા કેરી લાટુ નખાશે,
વીરા ! કુડિયાં કપટિયાંને માલીકોર પીલશે,
એના રગત મશાલુમાં બળશે. ૩

વીરા ! પહેલો રે દીવો ગઢ ગિરનાર હોશે,
બીજો રે દીવો સિંગલદીપમા,
વીરા ! ત્રીજો રે દીવો દરિયા બેટમાં હોશે,
ચોથો રે દીવો નર્મદા તટમાં. ૪

વીરા ! ચણ્યા ઘઉ દાણા ગણ્યા વેચાશે,
ત્યારે પળીએ વેચાશે પાણી,

વીરા ! પડીકે બાંધ્યા જ્યારે અન્ન તો વેચાશે,
ત્યારે દમડે વેચાશે નારી ૫
વીરા ! ખારા સમુદરમા મીઠી વીરડી હોશે,
એવી કળિયુગની નિશાની,
વીરા ! શઠોડુના કુળમા લીળલબાઈ બોલ્યા,
ઇ તો બોલ્યા છે આગમ વાણી ૬

[અર્થ – સુરતા (જેનું એક ધ્યાન થયુ છે તેના લીળલબાઈ) રાણીને સ્વપ્નું આવ્યુ એ વિષે સવારે પૂછતાં રાણીએ બધુ વર્ણન કર્યું અને કુભા રાણા એ સાંભળીને મુક્તિ પામ્યા (ટેક)

(સ્વપ્નામાં શુ દેખાયુ ?) સાયમો પ્રકાશિત સ્વરૂપે ગૂઝતો આવે છે પાછળ સત અને શૂરા ચાલ્યા આવે છે સાથે નવ નેજા ઝળકતા આવે છે ને પાખડનો પ્રલય થતો આવે છે કપટી ને કૂડા કપાતા આવે છે ૧

(સાયનાની) પહેલી ફોજ આવતી હોય છે ત્યારે જળમબાકાર હોય છે બીજી ફોજને વખતે (પૃથ્વી પર પથરાયેલા જળના) કાદવ કચરા થઈ જશે ત્રીજી ફોજ આવતા તો એમાથી ધૂળના વંટોળ ઊડશે અને ચોથી આવતાં એની ઝપટથી સૂર્ય પણ ધુધળો–ઝાંખો થઈ જશે. ૨

એ પછી સાયમો પિત્તળની ઘાણી માંડીને એમાં લોઢાની લાટ નાખશે અને કૂડા–કપટી લોકોને પીલી નાખશે અને એમનાં લોહીમાંથી મશાલો બાળશે ૩

આ પછી પહેલો દીવો ગઢ–ગિરનાર માથે પ્રકટ થશે, બીજો દીવો સિંગલદ્વીપમાં (લંકામાં) ત્રીજો દીવો દરિયાના બેટમાં અને ચોથો દીવો નર્મદા નદીને તીરે થશે (આ ચારે જગ્યાઓ ધર્મના સ્થાનક જેવી હોઈને) ૪

કળિયુગના સમયમાં અનાજ ગણીને વેચાશે પાણી પળીએ પળીએ,

અન્ન પડીકે અને સ્ત્રી પૈસે વેચાશે ( મતલબ કે દુર્ભિક્ષ પ્રવર્તશે અને સ્ત્રી વેચવા જેવો કઠણ સમય આવશે ) પ.

ખારા સમુદ્રમાં એકાદ મીઠી વીરડીરૂપ આ ધર્મના સ્થાનક હશે આ કળિયુગની નિશાની છે રાઠોડોના કુળમાં લીળલબાઈ આ આગમ-વાણી બોલે છે ૬ ]

**સહદેવ જોષીનું આગમ**

[ સહદેવ જોષીના નામાચરણવાળુ આ આગમ કળિયુગના સમાજની સ્થિતિ વર્ણવી, એના યુગથી બચવા પાંડવો પાસે હિમાળો ગળવાનો પ્રસ્તાવ રજૂ કરે છે આ પછી એક બીજુ આગમ બોલાય છે, જેમાં પાંડવો હિમાળો શા માટે ગળવા ગયા તેના કારણરૂપે કળિયુગનું વિગત વાર વર્ણન શંકર પાર્વતીજીને કહી સભળાવે છે ]

હે... જી આદિ ભગતિ સન્યાસની કાંક કાક ઋષિએ જાણી,
એવી ભગતિને ભૂલી કરી જરણાની જાળ તો બધાણી,
નરના નિવેડા વા'લો માગશે, માગશે હાં...
પોરા રે પરમાણે પાડવ ! જાગશે, જાગશે હાં
કેડે મડદંગ બાંધો બાધશે, ભગત કરશે ભેળા,
શેરીએ ને ગલીએ પોકારશે, કોઈ થાવ મારા ચેલા. આદિ૦
સુમન, મૂડા ને મશ્કરા, આવી ભગતિમા ભળશે,
પોતાના ગુરુને છોડી કરી, ગુરુ કોઈ બીજાને કરશે આદિ૦
સાસરા સામી વહુ ઓચરે, કૂડી વરતિ (વૃત્તિ) બધાશે,
બાપનું કહ્યુ બેટો નહિ કરે, એવાં કળજુગ નિશાને. આદિ૦
ઊંચા કુળની સુંદરી, નીચા કુળમાં વરશે,
પોતાના ધણીને છોડી કરી, અવર સાથે ફરશે આદિ૦
કહે સહદેવ રાજા ધ્રમને, આપણે હિમાળો ગળીએ,
આવતા કળિયુગને છોડી કરી, પ્રભુના ચરણુંમાં ભળીએ. આદિ૦

વીરા ! પડીકે બાંધ્યા જ્યારે અન્ન તો વેચાશે,
ત્યારે દમડે વેચાશે નારી ૫
વીરા ! ખારા સમુદરમાં મીઠી વીરડી હોશે,
એવી કળિયુગની નિશાની,
વીરા ! રાઠોડુના કુળમાં લીળલબાઈ બોલ્યા,
ઇ તો બોલ્યા છે આગમ વાણી ૬

[ અર્થ – સુરતા (જેનું એક ધ્યાન થયુ છે તેવાં લીળલબાઈ) રાણીને સ્વપ્નું આવ્યુ એ વિષે સવારે પૂછતાં રાણીએ બધુ વર્ણન કર્યું અને કુંભા રાણા એ સાંભળીને મુક્તિ પામ્યા (ટેક)

(સ્વપ્નામાં શુ દેખાયુ ?) સાયમો પ્રકાશિત સ્વરૂપે ઝૂલતો આવે છે પાછળ સત અને શૂરા ચાલ્યા આવે છે સાથે નવ તેજ ઝળકતા આવે છે ને પાખંડનો પ્રલય થતો આવે છે કપટી ને કૂડા કપાતા આવે છે ૧

(સાયમાની) પહેલી ફોજ આવતી હોય છે ત્યારે જળબંબાકાર હોય છે બીજી ફોજને વખતે (પૃથ્વી પર પથરાયેલા જળના) કાદવ કચરા થઈ જશે ત્રીજી ફોજ આવતા તો એમાંથી ધૂળના વંટોળ ઊડશે અને ચોથી આવતાં એની ખેપટથી સૂર્ય પણ ધૂંધળો–ઝાંખો થઈ જશે ૨

એ પછી સાયમો પિત્તળની ઘાણી માંડીને એમાં લોઢાની લાટ નાખશે અને કૂડા–કપટી લોકોને પીલી નાખશે અને એમનાં લોહીમાંથી મશાલો બાળશે ૩

આ પછી પહેલો દીવો ગઢ–ગિરનાર માથે પ્રકટ થશે બીજો દીવો સિંગલદીપમાં (લંકામાં) ત્રીજો દીવો દરિયાના બેટમાં અને ચોથો દીવો નર્મદા નદીને તીરે થશે (આ ચારે જગ્યાઓ ધર્મનાં સ્થાનક જેવી હોઈને) ૪

કળિયુગના સમયમાં અનાજ ગણીને વેચાશે, પાણી પળાએ પળીએ,

પણ સરખુ સ્થાન મળ્યુ છે અને મુસ્લિમો પોતાના ધર્મને ઉપાસતાં છતાં એકરૂપ થઈને રહ્યા છે.

'ગત—સંતસમાજનો મહામેળો' મળવાનો હોય ત્યારે કાશી, જૂનાગઢ, મેવાડ, રણુજા અને કોળાબે હિંદુ સંતોને વાયક—તેડુ જાય છે તે જ રીતે દિલ્લી શેર કતીબશા બાદશા અને હુરમબાઈ ને પણ વાયક જાય છે

" વાયક દિલ્લી શેર જાય,
કતીબશા બાદશા ને હુરમબાઈ આવશે હો જી. "

અનેક દેવદેવીઓથી ભરચક બનેલા હિંદુધર્મમાં 'મોટા પથ' કશી મૂર્તિના આલબન વગર, એક જ પરબ્રહ્મ પ્રભુને જ્યોતિસ્વરૂપે આરાધે છે; કદાચ દીનધર્મની લગોલગ વહેતી આ ધર્મસરણીને કારણે મુસ્લિમ ઓલિયાઓ આ ધર્મ સાથે એકરૂપ બની ગયા હોય તો ના નહિ.

**એકબીજાના ધર્મની અદબ**

અને તે જ કારણે આ પંથના ફક્કડ સંતોના અખાડામાં મુસ્લિમ ઓલિયાઓનું આગમન અને સાંઈ ઓના તકિયામાં હિંદુ સતોનું ગમન સોરઠમાં તદ્દન સ્વાભાવિક વર્તન હતુ એકબીજાને ત્યાં સાંઈ ઓ–સંતો શિષ્ય–સમૂહ સહિત જાય, ખુલ્લા દિલથી ધર્મચર્ચા થાય અને 'એક-નામધણી'નો જાપ સાથે બેસી કરે એ સોરઠમાં રોજની વાત હતી. હિંદુ સંત સાંઈની નમાજ અને તસબીની અદબ કરે અને સાંઈ હિંદુ સંતની ભજન–માળા અને એકતારાની અદબ કરે એ સ્વાભાવિક ખેલદિલ વ્યવહાર છે.

આવા એકમેકના મિલનથી એકબીજાનાં ધર્મનાં સુંદર તત્ત્વો એક-બીજાએ સહેજે અપનાવી લીધાં દેખાય છે. સૌરાષ્ટ્રનાં ભજનોમાં 'પિયાલા'નું આગમન સૂફીવાદી સાંઈઓના સંસર્ગથી આવ્યું દેખાય છે. આ સિવાય એ ભજનોમાં અધકચરી હિંદી–ઉર્દૂ ભાષાની છાંટ પણ સાંઈ ઓના સહવાસનું કારણ લાગે છે. સાહેબ, નૂર, પીર, સાંઈ–વગેરે

[ અર્થ :– મૂળ સાચી ભક્તિ સંન્યાસની છે. કોઈ કોઈ ઋષિ એ જાણતા પણ હવે એ ભૂલી જવાથી સંસાર–જગ બંધાઈ ગઈ છે. પ્રભુ મનુષ્યો પાસેથી નિવેડા–હિસાબ માગશે અને હે પાંડવો ! સમય અનુસાર પ્રભુ જન્મ ધરશે ૧.

કેડે તમસાં બાંધીને ગુરુ ગાશે, ભક્તો ભેગા કરશે અને શેરીએ ગલીએ પોકારીને પોતાના ચેલા થવા લોકોને પોકાર કરશે ૨.

મુંમન–અહંકારી, મૂંડા–ધર્મહીન અને મશ્કરા લોકો પંચ–ધર્મમાં ભળશે. પોતાના ગુરુને છોડી, તેઓ બીજાને ગુરુ બનાવ્યા કરશે ૩.

સસરા સામે વહુ બોલશે સસરાની કુદૃષ્ટિ થશે. બાપનું કહ્યું દીકરો નહિ કરે. આ કળિયુગની નિશાની છે. ૪.

ઊંચા કુળની કન્યા નીચા કુળમાં વરશે અને પોતાના પતિને છોડી બીજાઓ સાથે ફર્યા કરશે ૫.

સહદેવ પ્રેમ–યુધિષ્ઠિરને કહે છે કે ચાલો આપણે હેમાળો ગળીએ અને આવા કળિયુગથી બચીને પ્રભુચરણમાં શરણ લઈએ. ૬.]

પણ સરખું સ્થાન મળ્યું છે અને મુસ્લિમો પોતાના ધર્મને ઉપાસતાં છતાં એકરૂપ થઈને રહ્યા છે.

'ગત—સંતસમાજનો મહામેળો' મળવાનો હોય ત્યારે કાશી, જૂનાગઢ, મેવાડ, રણુજા અને કોળાભિ હિંદુ સંતોને વાયક—તેડુ જાય છે તે જ રીતે દિલ્લી શેર કતીબશા બાદશા અને હુરમબાઈ ને પણ વાયક જાય છે

" વાયક દિલ્લી શેર જાય,
કતીબશા બાદશા ને હુરમબાઈ આવશે હો જી. "

અનેક દેવદેવીઓથી ભરચક બનેલા હિંદુધર્મમાં 'મોટો પથ' કશી મૂર્તિના આલંબન વગર, એક જ પરબ્રહ્મ પ્રભુને જ્યોતિસ્વરૂપે આરાધે છે; કદાચ દીનધર્મની લગોલગ વહેતી આ ધર્મસરણીને કારણે મુસ્લિમ ઓલિયાઓ આ ધર્મ સાથે એકરૂપ બની ગયા હોય તો ના નહિ.

### એકબીજાના ધર્મની અદબ

અને તે જ કારણે આ પંથના ફક્કડ સંતોના અખાડામાં મુસ્લિમ ઓલિયાઓનું આગમન અને સાંઈ ઓના તકિયામાં હિંદુ સંતોનું ગમન સોરઠમાં તદ્દન સ્વાભાવિક વર્તન હતુ એકબીજાને ત્યાં સાંઈ ઓ—સંતો શિષ્ય—સમૂહ સહિત જાય, ખુલ્લા દિલથી ધર્મચર્ચા થાય અને 'એક-નામધણી'નો જાપ સાથે બેસી કરે એ સોરઠમાં રોજની વાત હતી. હિંદુ સંત સાંઈની નમાજ અને તસબીની અદબ કરે અને સાંઈ હિંદુ સંતની ભજન—માળા અને એકતાગાની અદબ કરે એ સ્વાભાવિક ખેલદિલ વ્યવહાર છે

આવા એકમેકના મિલનથી એકબીજાનાં ધર્મનાં સુંદર તત્ત્વો એક-બીજાએ સહેજે અપનાવી લીધાં દેખાય છે. સૌરાષ્ટ્રનાં ભજનોમાં 'પિયાલા'નું આગમન સૂફીવાદી સાંઈઓના સંસર્ગથી આવ્યું દેખાય છે. આ સિવાય એ ભજનોમાં અધકચરી હિંદી—ઉર્દૂ ભાષાની છાંટ પણ સાંઈ ઓના સહવાસનું કારણ લાગે છે. સાહેબ, નૂર, પીર, સાંઈ—વગેરે

સાધુને ઘેર આપણ ચોરી નવ કરીએ,
એની વસ્તુ માગી માગી લઈએ રે. ૧
મનમાં મેલ, કમરમાં છે કાતી,
કાતી કાઢી નાખો તો આપણ મળીએ રે. ૨
સોના કેરા મહેલ, રૂપા કેરા ઝાળા,
એને ઝાંખરની વાડું નવ કરીએ રે. ૩
બાર બાર મેઘ એકધારા વરસે,
આવાં અણગળ નીર નવ પીએ રે. ૪
તનહૂંદાં તાળાં, અકલહૂંદી કૂંચી,
એને ઢાબર ઢાંકણ નવ દઈએ રે. ૫
ડોળાં તે જળનો માલા! સંગ નવ કરીએ,
નિર્મળાં નીરે નિત નાહીએ રે. ૬
કહે રે કતીબશા સુણ એ રાહોળ માલા,
આપણો ગુરુજી તારે તો આપણ તરીએ રે. ૭

[ અર્થ :—હે માલદે! છૂટો અને ભજન કરી કરીને ( આ સંસાર–માયામાંથી ) છૂટો. આ (પંથ) માર્ગ ઘણો વસમો છે. સાધુને ઘેર ચોરી ન કરીએ. ત્યાં જે વસ્તુ જોઈતી હોય તે મોઢેથી જ માગી લેવી ( સંત કોઈ ચીજની ના ન પાડે ). (૧) મનનો મેલ અને કમ્મરમાં છુપાવેલી કાતી કાઢી નાખો તો આપણે મળીએ. (૨) આ (દેહસ્વરૂપી) સોનાના મહેલને રૂપાનો ઝાળો છે. એને ઝાંખરાંની (દુર્વૃત્તિની) વાડ ન કરાય. (૩) (પ્રભુસ્વરૂપે) બાર બાર મેઘ એકધારા વરસે છે ત્યારે (દુર્વૃત્તિ સ્વરૂપી) અણગળ પાણી ન પીવાં ઘટે. (૪) (આ આત્માના મહેલને) તનનાં તાળાં છે અને અકલની કૂંચી છે. (એને) ભૂંડાંભૂખ ઢાંકણાં દેવાં ન ઘટે. (૫) (દુર્વાસનારૂપી) ડોળાં પાણીનો સંગ કરવો ન શોભે. નિર્મળ જળથી જ નાહવું જોઈએ. (૬)

કતીબશા કહે છે કે હે રાહોળ ભાલા ! આપણા ગુરુજી તારે તો જ (એમની કૃપા હોય તો જ) આપણે તરીએ. (૭) ]

### કાજી મામદશાનું ભજન

[ કાજી મામદશાનું આ ગીત દેહની અનિત્યતાનું વર્ણન જે રૂપકો દ્વારા કરે છે એ રૂપકો એમનાં મૌલિક છે. ભાષા–સમૃદ્ધિ પણ સારી કહી શકાય તેવી છે એમના આ જ ટેકથી ગવાતા અન્ય એક ગીતમાં ગોપીઓ ઓધવજી દ્વારા કૃષ્ણને સંદેશો કહાવતી હોય એવી વસ્તુ વિરહાગ્નિસભર કલ્પનાઓથી વર્ણવેલ છે. અને '...વણઝારા રે...' એવી ટેકથી ગવાતું એક અન્ય ગીત પણ મીરાંના પદની જ યાદ આપે તેવું પ્રેમવર્ણનથી ભરપૂર છે. ]

વિના રે દરશન બેડી જાદરી રે, સાંયજી લિયોને સંભાળ રે;
મોલાંજી દિયોને દેદાર રે. વિના૦
નવ નવ મહિના બેડી નાંગળી, આવી છે મૃત્યુલોક માંય રે;
પવન સરૂપી થંભ રોપિયો, ઘડનારો ઘટડાની માંય રે.
વિના રે૦
ધમણું ધમતી રે બધ રઈ ગિયુ, બૂઝી ગિયો છે અંગાર રે;
એરણુ–રણકારા એના બંધ હુવા, લડી હાલ્યો છે લુવાર રે.
( હાલી નીકળ્યો છે લુવાર રે. ) વિના૦
કેદી છૂટયો કાયા શહેરનો, પીછે પીછે પડી છે પોકાર રે;
દસ દરવાજા એના બંધ છે, (તોયે) નીકળી ગિયો અસવાર રે.
વિના રે૦
મોતી વેરાણાં માણેકચોકમાં, હીરલો ના'વે કોઈને હાથ રે;
આ રે કાયાનો હંસલો હાલિયો, સુણી લ્યો નર ને વળી નાર રે.
વિના રે૦

જંતર પડ્યું રે માળેકચોકમાં, તૂટી પડયા છે એના તાર રે;
જંતર બિચારું કયા કરે, ગિયો એનો બજાવનહાર રે.
વિના રે૦

સતગુરુએ મારી અમને શારડી, ઊતરી ગઈ આરમપાર રે;
ઘાયલ કીધાં અમારાં પીંજરાં, જીવડા તું થાજે હુસિયાર રે.
વિના રે૦

પંડિત ભૂલ્યો પોથી વાંચતો, કાજીડો ભૂલ્યો છે કુરાન રે;
કાજી રે મામદશાની વિનતિ, સુણી લેજો ગરીબનવાજ રે.
વિના રે૦

(૬) પોથી વાંચતા પંડિત પણ જગતની માયામાં ભૂલા પડયા છે અને કુરાન વાંચતા કાજી પણ ભૂલ્યા છે હે ગરીબનવાજ! કાજી મામદશાની (શરણાગતિ) વિનતિ સાંભળજો (૭) ]

**હીરલશા સાઈનું ભજન**

[ આ ભજનના રચનાર હીરલશા સાંઈ જૂનાગઢમાં થઈ ગયા કહેવાય છે હજી પણ ત્યાં મુકરબા પડખે તેમની જગ્યા 'હીરણીશા સાઈની જગ્યા' તરીકે જાણીતી છે નવાબ મહોબતખાનના એ ગુરુ હતા અને રસૂલખાનજીને અમરજી દીવાન વગેરે કર્મચારીઓ આ સાઈની જ જગ્યામાથી ગાદીએ બેસાડવા માટે તેડી લાવેલ કહેવાય છે. એમનું આ ભજન અર્ધ પ્રેમ-વિરહ તથા અર્ધ વૈરાગ્યને પ્રબોધે છે ]

હંસલા! જોબન કીધા મારા જાદરા, કોને કહું દિલડાની વાત.
હંસલા૦

એક રે અંધારી મારે ઓરડી, બીજી મારે વેરણ રાત.
હંસલા૦

પિયુ વિનાનો સુનો મારો ઢોલિયો, પલંગે પછાડુ ઠાલા હાથ.
હંસલા૦

મનવો જાણે મોજું માણશુ, હૈડામાં રહી ગઈ હામ.
હંસલા૦

સોનું ધારીને હંસલા સંગ કર્યો, કર્મે નીવડયું કથીર
હંસલા૦

સાઈ રે હીરલશાની વિનતિ, સુણી લ્યો ગરીબનવાઝ.
હંસલા૦

[ અર્થ – હે જીવ! મારુ યૌવન તો જર્જરિત થઈને ગયુ; આ દિલની વાત કોને કહુ? (૧) અંધારી ઓરડી છે ભાઝમ રાત છે પિયુ (પ્રભુના મિલન) વિનાના મારા આ ઢોલિયા પર ઠાલા હાથ પછાડી

રહી છું (૨) મનમા તો મોજ માણવાની ઇચ્છા હતી પણ એ હામ હૈયામાં જ રહી ગઈ. (૩) હે જીવ! સોનું ધારીને (આ દેહનો) સંગ કર્યો, પણ એ તો કથીર નીવડયુ છે (૪) હે ગરીબનવાજ! સાંઇ હીરલશાની આ વિનતિ સાંભળી લેજો. (૫) ]

## [ ૫ ]

## માર્ગીપંથની વાણી

નથી થયો. અપમત્ત મૂળ સ્વરૂપ તો લગભગ નાશ પામ્યું છે

વિચારીને માત્ર વાણી દ્વારા ગાઈ ને આચારમાં સાધક થતા બનવાને બદલે ભ્રષ્ટાચાર સુધી પહોચી ગયેલ શાક્તપંથમાં સાધકોના ત્રણ પ્રકાર માનવામાં આવતા · પશુઅધિકારી વીરઅધિકારી અને દિવ્યઅધિકારી પશુઅધિકારી પંચમકાર દ્રવ્યનુ સેવન કરી શકતા મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન વીર અને દિવ્યના અધિકારો તો ઘણા કષ્ટસાધ્ય હતા એથી જ્યારે અનધિકારીઓ આ પંથમાં ભળ્યા ત્યારે પશુઅધિકાર અને પંચમકાર જ આચારમાં રહ્યા. મૂળ તો શાક્તદર્શન અદ્વૈતવાદી છે. પણ શક્તિની ઉપાસના માટેનાં જે સાધનો છે તેનુ રહસ્ય ન સમજાતાં સ્ત્રીને વિશેષે સ્થૂળ રીતે ઉપાસવામાં આવી અને ધીમે ધીમે મા ચિન્મયી આનંદમયીનુ સ્વરૂપ ભુલાયુ

માર્ગીપંથના ઘડતરકાળમાં એનું વીરત્વ અને દૈવત્વ જળવાઈ રહ્યાં હોય તેવુ એમના સાધકો અને સાધકોની વાણી ઉપરથી લાગે છે માર્ગીપંથના કોટવાળ ખીમરાનું એક જ ભજન જોઈએ :

ગઢ ઢેલડી મોજાર,
ખીમરાની તરિયા પાણી સાંચર્યાં હે જી.
રણુશી ઘોડાં પાવા જાય,
અવળા સવળા રેવત ખેલવે હે જી.
સતી તમે કેના ઘરની નાર,
ક્રિયા ને અમીર ઘરની નારડી હે જી.
અમે છીએ જાતનાં ચમાર,
ચૂથિયે ગાયુનાં અમે ચામડાં હે જી.
છેડલો અડયો સતીને ભેડલે હે જી.
રાજા તારાં અંગ અભડાય,
તારી રે રૈયત તારી દીકરી હે જી.

રહી છુ (૨) મનમા તો મોજ માણવાની ઈચ્છા હતી પણ એ હામ હૈયામાં જ રહી ગઈ. (૩) હે જીવ ! સોનું ધારીને ( આ દેહનો ) સંગ કર્યો, પણ એ તો કથીર નીવડ્યુ છે (૪) હે ગરીમનવાજ ! સાંઈ હીરલશાની આ વિનતિ સાંભળી લેજો (૫) ]

# [ ૫ ]

## માર્ગીપંથની વાણી

માર્ગીપથ આમ તો શાક્ત સપ્રદાયનો જ લૌકિક પ્રકાર છે અને આ શાક્તપથ ઘણો અટપટો તથા ગહન છે શક્તિપૂજા અસુરયુગ જેટની પુરાણી છે પણ એનાં સ્વરૂપો તો ભારતનાં લગભગ તમામ ધર્મોને સ્પર્શે છે શાક્ત સપ્રદાયનું વિપુલ સાહિત્ય વેદની મ ત્રસહિતામા, બ્રાહ્મણોમાં, આરણ્યકોમાં, ઉપનિષદોમાં, તત્રોમાં અને પુરાણોમાં પડ્યુ છે એ બધા ઉપરથી દી૦ બા૦ નર્મદાશકર દેવશકર મહેતાએ 'શાક્ત સપ્રદાય' ઉપર એક અભ્યાસપૂર્ણ ગ્રથ પણ આપ્યો છે એટલા પછી પણ શાક્તપથના વામાચારે નીચલા થરોમાં ઠીક ઠીક વિકૃતિઓ પેસાડી છે, એનો બચાવ થઈ શકે તેવુ નથી શાક્તપથની ગહનતાને પામવા જેટલી સમજણના અભાવે પણ એમ બન્યુ હોય એ સ્વાભાવિક છે આ શાક્તપથ( લોકો જેને મહાપથ, માર્ગીપથ, નિજાર ધર્મ વગેરે નામે ઓળખે છે )ના લૌકિક સ્વરૂપ માર્ગીપથમા પણ ઘણા સાધકો થઈ ગયા છે વાણી એ જ એમનો વેદ ગણાય છે ને પરપરા એ જ એમનું શાસ્ત્ર

આ માર્ગીપથ એક કાળે સૌરાષ્ટ્રમાં અતિ વ્યાપક હતો એ કાળના એટલે કે મધ્યયુગ અને એના અંત ભાગે થયેલા વિવિધ સપ્રદાયના સાધુ–સંતો ઉપર પણ એની અસર હતી, તે આપણે એમનાં ભજનોમાં જોઈએ છીએ આ માર્ગીપથના આચાર અને વિચાર ઉપર પુસ્તકો ભરાય તેટલી સામગ્રી પડી છે આજે આ પથ છેક નાબૂદ

નથી થયો અનમત્ત મૂળ સ્વરૂપ તો લગભગ નાશ પામ્યુ છે

વિચારીને માત્ર વાણી દ્વારા ગાઈ ને આચારમાં સાધક શૂરા બનવાને બદલે ભ્રષ્ટાચાર સુધી પહોંચી ગયેલ શાક્તપથમાં સાધકોના ત્રણ પ્રકાર માનવામાં આવતા પશુઅધિકારી વીરઅધિકારી અને દિવ્યઅધિકારી પશુઅધિકારી પંચમકાર દ્રવ્યનુ સેવન કરી શકતા મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન વીર અને દિવ્યના અધિકારો તો ઘણા કષ્ટસાધ્ય હતા એથી જ્યારે અનધિકારીઓ આ પથમાં ભળ્યા ત્યારે પશુઅધિકાર અને પંચમકાર જ આચારમાં રહ્યા મૂળ તો શાક્તદર્શન અદ્વૈતવાદી છે. પણ શક્તિની ઉપાસના માટેનાં જે સાધનો છે તેનુ રહસ્ય ન સમજાતાં સ્ત્રીને વિશેષે સ્થૂળ રીતે ઉપાસવામાં આવી અને ધીમે ધીમે મા ચિન્મયી આનંદમયીનું સ્વરૂપ ભુલાયુ

માર્ગીપંથના ઘડતરકાળમાં એનું વીરત્વ અને દૈવત્વ જળવાઈ રહ્યાં હોય તેવુ એમના સાધકો અને સાધકોની વાણી ઉપરથી લાગે છે માર્ગીપંથના કોટવાળ ખીમગનું એક જ ભજન જોઈએ :

ગઢ ઢેલડી મોઝાર,
ખીમરાની તરિયા પાણી સાચર્યાં હે જી.
રણુશી ઘોડાં પાવા જાય,
અવળા સવળા રેવત ખેલવે હે જી.
સતી તમે કેના ઘરની નાર,
કિયા ને અમીર ઘરની નારડી હે જી.
અમે છીએ જાતનાં ચમાર,
ચૂથિયે ગાયુના અમે ચામડા હે જી.
છેડલો અડયો સતીને ભેડલે હે જી.
રાજા તારાં અંગ અભડાય,
તારી રે રૈયત તારી દીકરી હે જી.

અનુમતિ જોઈએ એ અનુમતિ મળ્યા પછી જ રાજા રચુથીને પરમોદ વામા (દીક્ષા દેવામાં) આવે છે

**લોકાચારની તસ્વીર**

આ ભજનમા તે સમયના લોકાચારની તસ્વીર પડી છે મતિભ્રષ્ટ માનવીનો સ્પર્શ-ભલે ને પછી એ રાજા હોય !-એવો સ્પર્શ અછૂતમાં અછૂત ચમારને માટે પણ ભ્રષ્ટકારી છે એવા રાજાની છાયામાં રહેવુ સલામત નથી એવો રાજા દોષ કરે તેની સામે લોકોનો હાહાકાર જગાવવા જીવતી સમાધ લેવાય એવો રાજા પરિતાપ પામે તો અછૂતને ઘેર પણ આવી ઊભો રહી ક્ષમા માગે, જીવતો દફનાઈ જવા તત્પર થાય, અને એવા રાજાને 'નુગરો' મટી ધર્મપથે વિચરવુ હોય તો એકાદ માણસની પાસે જીદ લીધે ન બની શકે એની પુન પ્રતિષ્ઠા પામવા માટે તો સાચા દીક્ષિત બનવુ પડે

નુગરા માણસનો છેડો અડતાંય સમાધ લેવાની તૈયારી કરે એવુ પ્રબળ અને શુદ્ધ સ્ત્રીશક્તિનું એ સ્વરૂપ હતુ સાધકના અધિકારો પણ ગુરુજનો જ નક્કી કરતા માર્ગીપથનો ગમે તે અનુયાયી એની પ્રત્યેક વિધિમાં બેસી ન શકતો આંતરશુદ્ધિની ખાતરી પછી જ શિષ્યને પર મોદવામાં આવતો

"બીજ રે થાવરનો જામૈયો રચાવ્યો,

ત્યારે તેડાવો રૂપાંદે રાણી રે."

આમ 'બીજ'ના ઠેર ઠેર ઉલ્લેખો આવે છે બીજની રાત્રિ અને શનિવારનો દિન ભારે પવિત્ર મનાય છે ખાસ કરીને અષાઢ સુદ બીજ અને મહા સુદ બીજ એ મહાબીજ કહેવાય છે. શનિવાર શા માટે આટલુ મહત્ત્વ ધરાવે છે તે નથી સમજાતુ પણ બીજ એ પ્રકાશનો પહેલો દિવસ ગણાતો હોવાથી મહિમાવત ગણાય છે એ જ રીતે એનો આકાર ગુહ્યાંગ જેવો હોવાથી પણ પવિત્ર મનાયેલ કહેવાય છે જ્યારે શાક્તપથમાં વિમર્શ શક્તિનું શાક્ત પરબિન્દુનુ જે યત્ર છે તેના ત્રિકોણ વચ્ચે શૂન્ય હોય છે ત્રિકોણના ઉપરના ભાગને અપર-બિન્દુ કહે છે, બીજા ખૂણાને નાદ કહે છે, જ્યારે ત્રીજા છેડાને બીજ કહેવામાં આવે છે સંજ્ઞા એવી છે કે અપરબિન્દુ એટલે ચેતનમય, નાદ છે તે જડાજડ છે અને બીજ છે તે જડ છે આ ત્રણેય તત્ત્વો એક મેકમાં ગૂથાયેલાં છે. આ ત્રણ રેખા વડે જે ત્રિકોણ થાય છે તેને તાત્રિકો ત્રિપુર બીજ કહે છે દરેકમાં જુદી જુદી અનુક્રમે ઉન્નત બનાવતી શક્તિઓનું આરોપણ કરવામા આવે છે આ શક્તિબીજમાથી અનેક મત્રો નં કલ્યા છે. તાંત્રિકો તેને દશમહાવિદ્યા કહે છે

જેમ બીજનો મહિમા તેમ પૂજન કે ઉપાસના જ્યોતને તો આપણે આગળ ચર્ચી ગયા છીએ જ્યોતને જ ઈશ્વરના–શક્તિના પ્રતિકરૂપ તેઓ માને છે માર્ગીપથના સેકડો ભજનોમાં આ જ્યોત સ્વરૂપને ઉપાસેલ છે : જેમકે

" એવી જળહળ જ્યોતું જાગી રે "

" એવી જ્યોતું ને અજવાળે રે. "

' " જ્યોતું સ્વરૂપી આવો પાટ પધાર્યા. " વગેરે.

શાક્તપંથ સ્ત્રીને સ્ત્રીસ્વરૂપ અને પુરૂષને પુરુષસ્વરૂપ જ માને છે. કોઈ દુન્યવી સગપણમાં તેઓ માનતા નથી. સ્ત્રીને શક્તિસ્વરૂપ

અનુમતિ જોઈએ એ અનુમતિ મળ્યા પછી જ રાજા રણશીને પરમોદ વામાં (દીક્ષા દેવામાં) આવે છે

**લોકાચારની તસ્વીર**

આ ભજનમાં તે સમયના લોકાચારની તસ્વીર પડી છે મતિભ્રષ્ટ માનવીનો સ્પર્શ–ભલે ને પછી એ રાજા હોય !–એવો સ્પર્શ અછૂતમાં અછૂત ચમારને માટે પણ ભ્રષ્ટકારી છે એવા રાજાની છાયામાં રહેવુ સલામત નથી એવો રાજા દોષ કરે તેની સામે લોકોનો હાહાકાર જગાવવા જીવતી સમાધ લેવાય એવો રાજા પરિતાપ પામે તો અછૂતને ઘેર પણ આવી ઊભો રહી ક્ષમા માગે જીવતો દફનાઈ જવા તત્પર થાય, અને એવા રાજાને 'નુગરો' મટી ધર્મપથે વિચરવુ હોય તો એકાદ માણસની પાસે જીદ લીધે ન બની શકે એવી પુનપ્રતિષ્ઠા પામવા માટે તો સાચા દીક્ષિત બનવુ પડે

નુગરા માણસનો છેડો અડતાંય સમાધ લેવાની તૈયારી કરે એવ પ્રબળ અને શુદ્ધ સ્રોશક્તિનું એ સ્વરૂપ હતું સાધકના અધિકારો પણ ગુરુજનો જ નક્કી કરતા માર્ગીપથનો ગમે તે અનુયાયી એની પ્રત્યેક વિધિમાં બેસી ન શકતો આંતરશુદ્ધિની ખાતરી પછી જ શિષ્યને પર મોદવામાં આવતો

બીજ ધર્મ નિજિયા ધર્મ પણ એને કહેવામા આવે છે માર્ગી પથમા બીજનો ભારે મોટો મહિમા છે

"બાર બીજના ધણીને સમરુ, નકલંક નેજા ધારી રે"

એ જ રીતે

"બીજ રે ધરમનો મહિમા છે મોટો, મુખે કહ્યો નવ જાય"

"બીજ રે બધૂકડી ને પ્રેમના પલીતા,<br>અમને જ્ઞાન ગલોલી લાગી રે"

"બીજ રે થાવરનો દિન ભલો, કાંઈક સુકૃત કરીએ"

ઉપાસનારો છે માર્ગીપંથમાં ઘણા મુસ્લિમ સંતો પણ થઈ ગયા છે તે આપણે જોયુ આ માર્ગીપંથ કચ્છ, સૌરાષ્ટ્ર અને મારવાડ સુધી લગભગ એક જ સ્વરૂપ ધરાવતો હતો માર્ગીસાધુઓનાં 'વાયક' એટલા વિસ્તારમાં જતાં ને આવતાં તે એમનાં ભજનોમાંથી દેખાય છે

શાક્તપંથના આ ફાંટાનું—માર્ગી સંપ્રદાયનુ ઘડતર કોણે કર્યું તે જાણવા નથી મળતુ વળી એ પંથના જે સંતો–સાધકો થઈ ગયા તે એક જ કાળમાં થયા કે ઓછાવત્તા અંતરે થયા તે પણ જાણવા નથી મળતું એટલુ જ કહી શકાય કે એ સાધકોની હયાતીમાં માર્ગી પંથની શુદ્ધિ જળવાઈ રહી હશે એમના એક ભજનમાં એમના લગભગ બધા સાધકોનાં નામ આવી જાય છે એ ભજન પણ ખીમરા કોટ વાળની સ્ત્રી દાળણદે અને દેનડીના રાજા રાવ રણશીને લગતુ જ છે

ઠેલડી નગર મોઝાર, સતી રે દાળણદે પાણી સાચર્યાં,
રાજા સરે શણગાર, રાવત રણસિંગ ઘોડા ખેલવે,
રાજાનો ઊડયો રૂમાલ, આવી ભરાણો દાળણદેને બેડલે,
બેડલુ ફરે રે અંકાશ, નુગરા માણસનો પાલવ અડયો

ખીમરા સમાત્યુ ગળાવ, સમાત્યુ ગળાવો આપણા સાચની,
સતી કિયો રે અપરાધ, શા રે અપરાધે સમાત્યુ લિજિયે?
પાણી ગિયા'તા તળાવ, નુગરા માણસની નજરુ પડી,
શહેરમા સંભળાણી વાત, સતી રે દાળણદે નહિ જીવે

ખબરુ રણશીને થાય, આવી રે ઊભા ખીમરાને આગણે,
શે'રમા નુગરુ છે કોણ? નુગરા માણસને ઘાણીએ પીલીએ,
નુગરા રાજા કહેવાય, અવરને રે દોષ નવ દિજિયે,
સતી મને રે પરમોદ, નહિ તો પ્રાણ રે તજુ તારે આગણે

રાજા, મેલો તમે હઠ, ગત્ય રે ગંગાને આપણે પૂછીએ,
તેડાવ્યા હનુમો કોટવાળ, ગત્ય રે ગંગાને વાયક મોકલે,

" બાર જોજનમાં દિસે હરિનો માંડવો
ત્યાં નોતર્યા વર્ણ અઢાર,
હનુમો જતિ વાયક ફેરવે
હોશે નવખંડમાં જાણ,
જાગી શકો તો મરદો જાગજો
એક મન કરીને આરાધ. "

માર્ગીપંથની વ્યાપક, વિશાળ અને સમાનતાની ભાવના ઉપરના ભજનમાં વ્યાપક થાય છે.

પાટમાં એક બાજોઠ ઢાળવામાં આવે એના માથે લીલું પાથરણું હોય. પાથરણા માથે ચોખાની રંગોળી જેવી આકૃતિઓ દોરી હોય. એની વચમાં મોટી જ્યોત બળતી હોય. એની વિધિઓ ઘણી ઘણી છે. પહેલાં તો 'ગત્ય'ની આરાધનાથી આપોઆપ જ્યોત પ્રગટતી એમ કહેવાતું અને કાળે કાળે જુદાં જુદાં બલિદાન દેવાતાં. એ બલિ દેવાયા પછી સજીવન કરાતા એમ માર્ગીપંથીઓ માને છે. છેલ્લે છેલ્લે અજા-બકરીનું બલિદાન આપી એનો પ્રસાદ લેતા અને બકરી સજીવન થતી. પણ વર્ષો પહેલાં ગિરનારમાં કોઈ એક ગુપ્ત જગ્યાએ જ્યાં 'ગત્ય' મળતી તે સવરા મંડપમાં બકરી વધેરીને પ્રસાદ લીધા પછી સજીવન ન થઈ. ત્યાર પછી એમ મનાતું થયું કે અજા વધેરવાની ઈશ્વરની ઈચ્છા નથી. ત્યારથી ભાત રંધાય છે. આ પ્રસાદને 'કોળી પાવળ' કહે છે. ગણુ સંયોગ અને એની અનેકવિધ માન્યતાઓની ચર્ચા અહીં જતી કરી છે. પણ સ્ત્રી અને પુરુષનાં ગુપ્ત અંગોની પૂજા ત્યારે થતી. 'નિજાર' શબ્દનો અર્થ પણ કંઈક એવો જ અપાય છે. 'જાર'ને વ્યભિચાર કહે અને વ્યભિચાર નહિ તેને 'નિજાર' કહે. સાધક હોય તે જ 'નિજારી' બની શકે. નિજારી એટલે એ ક્રિયામાંથી તરી જનાર, ડૂબી જનાર નહિ.

સાચો માર્ગી સૌમાં એકરૂપ જુએ છે, કારણ કે એ અભેદને

ઉપાસનારો છે માર્ગીપંથમાં ઘણા મુસ્લિમ સંતો પણ થઈ ગયા છે તે આપણે જોયું આ માર્ગીપંથ કચ્છ, સૌરાષ્ટ્ર અને મારવાડ સુધી લગભગ એક જ સ્વરૂપ ધરાવતો હતો માર્ગીસાધુઓનાં 'વાયક' એટલા વિસ્તારમાં જતાં ને આવતા તે એમનાં ભજનોમાંથી દેખાય છે

શાક્તપંથના આ ફાંટાનું—માર્ગી સંપ્રદાયનું ઘડતર કોણે કર્યું તે જાણવા નથી મળતું વળી એ પંથના જે સંતો–સાધકો થઈ ગયા તે એક જ કાળમાં થયા કે ઓછાવધતા અંતરે થયા તે પણ જાણવા નથી મળતું એટલું જ કહી શકાય કે એ સાધકોની હયાતીમાં માર્ગીપંથની શુદ્ધિ જળવાઈ રહી હશે એમના એક ભજનમાં એમના લગભગ બધા સાધકોનાં નામ આવી જાય છે. એ ભજન પણ ખીમરા કોટવાળની સ્ત્રી દાળણદે અને ઢેલડીના રાજા રાવ રણશીને લગતું જ છે

ઢેલડી નગર મોઝાર, સતી રે દાળણદે પાણી સાંચર્યાં,
રાજા સરે શણગાર, રાવત રણસિંગ ઘોડા ખેલવે,
રાજાનો ઊડ્યો રૂમાલ, આવી ભરાણો દાળણદેને બેડલે,
બેડલું ફરે રે અંકાશ, નુગરા માણસનો પાલવ અડ્યો
ખીમરા સમાત્યું ગળાવ, સમાત્યું ગળાવો આપણા સાચની,
સતી કિયો રે અપરાધ, શા રે અપરાધે સમાત્યું લિજિયે?
પાણી ગિયાં'તાં તળાવ, નુગરા માણસની નજરુ પડી,
શહેરમાં સંભળાણી વાત, સતી રે દાળણદે નહિ જીવે.
ખબરું રણશીને થાય, આવી રે ઊભા ખીમરાને આંગણે,
શે'રમાં નુગરુ છે કોણ? નુગરા માણસને ઘાણીએ પીલીએ,
નુગરા રાજા કહેવાય, અવરને રે દોષ નવ દિજિયે,
સતી મને રે પરમોદ, નહિ તો પ્રાણ રે તજું તારે આંગણે.
રાજા, મેલો તમે હઠ, ગત્ય રે ગંગાને આપણે પૂછીએ,
તેડાવ્યા હનુમો કોટવાળ, ગત્ય રે ગંગાને વાયક મોકલે,

વાયક રણુજાએ જાય, સતી નેતલદે રામો પીર આવિયાં,
વાયક ઇદોર ગઢ જાય, સતી લીળલબાઈ કુંભારાણો આવિયાં.
વાયક મેવાસે જાય, સતી રૂપાંદે રાહોળ માલો આવિયાં,
વાયક અંજારે જાય, સતી તોળલદે જેસલપીર આવિયાં,
વાયક કોળાંબે જાય, સતી કલુમલુ સાલો સૂરો આવિયાં,
વાયક તળાજે જાય, સતી સોનાંદે પ્રાગો વનવીર આવિયાં.
વાયક મજેવડી જાય, સતી લીળલબાઈ દેવતણખી આવિયાં,
વાયક બીલેસર જાય, સતી દેવળદે દેવાયત પંડિત આવિયાં,
વાયક બીલખે જાય, બીલખાથી નૂર સતાગર બાવો આવિયાં,
વાયક વાંસાવડ જાય, વાંસાવડથી સાંસતિયો આવિયા.
વાયક જેસલમેર જાય, જેસલમરથી ગુરુ ઉજમશી આવિયા,
વાયક જૂનાણે જાય, ગિરનારથી સિદ્ધ ચોરાસી આવિયા,
ગત્ય ગંગા ભેળી થાય, એવાં રણુશીનાં કાંકણ ખીમડે બાંધિયા,
ગત્ય ગંગા દીએ પરમાણ, રણુશીને રામાપીરે પરણોદીઆ.
બોલ્યા ખીમડો કોટવાળ, કળજુગના સાધુ કષ્ટ નહિ ખમે.

આ ભજનમાં નામની સાથે સ્થળનો પણ નિર્દેશ છે એ બધાં સમકાલીન નથી લાગતાં પણ 'ગત્ય' બેસે ત્યારે ભજનમાં અમર બની ગયા ગણાતા પોતાના પંથના સાધકોને પણ બોલાવે છે અને એમની હાજરી માની કામ આગળ ચલાવે છે દરેક સ્ત્રીને સતી તરીકે જ સંબોધે છે અને દરેક સતીની સતીત્વ શક્તિનો પરિચય પણ લોકકથાઓમાં છે. આ બતાવે છે કે શરૂમાં આ ધર્મ વિચાર અને આચારમાં પણ ઘણો ઉગ્ર હશે.

# મુસ્લિમોનું મહાપર્વ મહોર્રમ

'કરબલા દૂર હૈ, જાના જરૂર હૈ' એ વાક્યે વાક્યે દર વર્ષે મુસ્લિમો ૧૩૦૦ વર્ષ પહેલાં કરબલાના રણમેદાનમાં મહંમદ પયગંબરના નવાસા (દીકરી ફાતમાના પુત્ર : દૌહિત્ર) ઇમામ હુસેન શહીદ થયા એ પાક પ્રસંગને મહોર્રમના દિવસોમાં સંભારે છે લોકોની ચૂંટણી સિવાય ખલીફાની ગાદીએ બેસી ગયેલ રંડીબાજ અને શરાબખોર યઝીદની એમણે બેત (આણ) ન સ્વીકારી યઝીદે બેત ન સ્વીકારે તો ઇમામ હુસેનનું માથું કાપી લાવવા તેના ગવર્નરોને હુકમ કર્યો, પણ કુફાના લોકોએ ઇમામ હુસેનને ખલીફાની ગાદી આપવા કુફા આમંત્યા અને ઇમામ હુસેન મદીનાથી બાળબચ્ચાં અને અન્ય કુટુંબીઓ સહિત માત્ર ૭૨ માણસો સાથે પ્રથમ ચાંદને દિવસે કુફા જવા નીકળ્યા.

બરાબર કરબલાના મેદાનમાં યઝીદનું હજારોનું સૈન્ય સામું મળ્યું. ત્યાં જ સંગ્રામ ખેલાયો અને ઇમામ હુસેન શહીદ થયા એમના ભત્રીજા, તાજા જ પરણી આવેલા તે બના (વરરાજા) કાસમ પણ કપાઈ ગયા. ૭ માસના તરસ્યા બાળક અલી અસગરને પણ શત્રુઓએ પાણીને બદલે તીરથી વીંધી નાખ્યા અને પાણીની મશક લાવતા હજરત અબ્બાસને પણ એક પછી એક હાથ કાપીને મારી નાખ્યા. દસમે ચાંદે તો આ શહાદત પૂરી થઈ. એ શહાદતે તો કરબલાના રણની રેતીના કણે કણને પવિત્રતા સમર્પી અને મુસ્લિમોનું એ યાત્રાધામ બની ગયું.

મહોર્રમના પહેલા ચાંદથી દસમા ચાંદ સુધીમાં આ ભવ્ય ઇતિહાસ રચાઈ ગયો.

('મહોર્રમ' એટલે 'હરામ કરેલું' એવો અર્થ થાય છે. જૂના સમયમાં અરબસ્તાનના લોકો ગમે ત્યારે લડાઈઓ ચલાવ્યા કરતા તેમને કાબૂમાં રાખવા હિજરી સનના પહેલા ચાર માસમાં કતલ–ખૂનરેજી હરામ કરવામાં આવેલી તેથી પ્રથમ માસનું નામ મોહર્રમ-ઉલ-હરામ પડ્યું.)

**તાજિયાની શરૂઆત ક્યારે થઈ ?**

તુર્કસ્તાનનો સમ્રાટ તૈમુર લંગ દર વર્ષે મહોર્રમના આ દિવસો કરબલામાં ગાળતો. પણ એથી ઘણા દિવસ સુધી એ રાજકાજમાં પૂરું લક્ષ્ય ન આપી શકતો. આથી ગેબી વાણીના કથન અનુસાર કરબલાના મેદાનમાં ઇમામ હુસેનની તુરબત (કબરો) પર આવેલ મુકરબાનો નમૂનો દર વર્ષે પોતાની રાજધાનીમાં જ ફેરવી મહોર્રમના દિવસો વિતાવી, કરબલા જવાનો સંતોષ લીધો અને ત્યારથી મુસ્લિમોમાં આ દિવસોમાં તાજિયા ફેરવવાનો રિવાજ શરૂ થયો. હિંદ પર એણે ચડાઈ કરી ત્યારે સૌથી પ્રથમ એણે દિલ્હીમાં આવા રત્નજડિત તાજિયા કાઢ્યા અને હિંદના મુસ્લિમોએ પણ આ પ્રથાને અપનાવી લીધી.

તાજિયાની આ પ્રથા મૂળ મુસ્લિમધર્મ અનુસાર' નહિ પણ 'બિદઅત' એટલે નવી દાખલ કરેલી હોવાથી એની કશી 'આયાત—' શાસ્ત્રોક્તવિધિ કરવામાં આવતી નથી. 'તાજિયા'નું મૂળ 'તાઝિયત' એટલે દિલાસો અથવા અન્યના દુઃખ શોકમાં ભાગ લેવો તે છે. તાજિયાનું બીજું નામ 'તાબૂત' છે. તાબૂત એટલે શબ અથવા કફન. તાજિયા મોટે ભાગે એક માસ પહેલાં ઇદના દિવસથી બાંધવા શરૂ થાય છે કોઈ કોઈ ઠેકાણે તો મહોર્રમના દિવસો પૂરા થયા કે બીજા દિવસથી જ એનું બાંધકામ શરૂ થાય છે. તાજિયાને જેવા સુશોભિત કરવા હોય અને તે માટે જેટલો વખત લાગે તે અનુસાર એની શરૂઆત થાય.

ક્યાંક ક્યાંક તે તે ગામના મોટા કુટુંબના મોવડીને હાથે 'યા હુસેન' બોલી દોરો બંધાવી તાજિયાની શરૂઆત કરે. એ સમયે લોબાન વગેરેનો ધૂપ કરવામાં આવે અને ખાસ કરીને શરબત વહેંચવામાં આવે

છે તાજિયાને જુદા જુદા પ્રાંત અનુસાર તાજિયા, તાબૂત ઝરી, માતમ, ડોલો મહોરમ, ઈમામ વગેરે નામ આપવામાં આવે છે સૌરાષ્ટ્રમાં જૂનાગઢ બાંટવા અને રાણપુરના તાજિયા વખણાય છે રૂ ૫૦–૧૦૦ થી માંડી ૫૦૦–૧૦૦૦ સુધી પણ એનું ખર્ચ પહોંચી જાય છે ત્યાંની અરમાં તો રાજ્ય પોતે હિંદુ હોવા છતાં તાજિયા પોતા તરફથી બધાવતુ અને એનું લગભગ ૧૦૦૦–૧૫૦૦ સુધી ખર્ચ થતું જામનગરમાં જામ વિભાના સમયમાં જાનબાઈ રાણીએ સૈયદ લોકોને રૂપાનો તાજિયો આપેલો તે હજી ત્યાં દર વર્ષે નીકળે છે

તાજિયાના ખર્ચ માટે ગામેગામ અમુક ઉઘરાણાં હોય છે અમુક જમીન કે મકાનોની આવક તેમાં અપાતી હોય છે ખરડો પણ થાય છે છતાં ખર્ચને પહોંચી શકાય તેમ ન હોય તો મુસ્લિમ યુવાનો ફકીરોના વેશ લઈ ઘેર ઘેર માગતા ફરે અને પૈસા ઉઘરાવે. આને 'ગીરો કાઢી' એમ કહેવામાં આવે છે

તાજિયામાં નીચે પ્રથમ બે લાકડાં માંડી એના પર વાંસની ચોપાથી કામ શરૂ કરવામાં આવે છે આખા તાજિયામાં ૧૦થી માંડી ૨૫ સુધી વાંસડા ખપમાં આવી જાય છે તાજિયાના જુદા જુદા ભાગને વજેરી, કોઠો ગુંબજ, સરો વગેરે નામ આપવામાં આવે છે સોનેરી વરખ, અબરખ, રંગરંગીન કાગળ વગેરેનો એમાં ઉપયોગ કરવામાં આવે છે તાજિયામાં નાની બે તુરબતો—કબરો રચવામાં આવે છે એક ઇમામ હસનની અને બીજી ઇમામ હુસેનની મોટા ભાઈ ઈમામ હસનને પણ શત્રુઓએ ઝેર દઈને મારી નાખેલા

**'માતમ' કૂટવાના પ્રકાર**

લગભગ ઈદની સાંજથી જ મુસ્લિમોની નાની નાની છોકરીઓ માતમ (મરશિયા) કૂટવા શરૂ કરી દે છે પણ સ્ત્રીઓ તો માતમ કૂટવાનું મોટે ભાગે પ્રથમ ચાંદથી શરૂ કરે છે એક સ્ત્રી માતમ ગાય અને અન્ય સ્ત્રીઓ ઝીલે છે માતમ ગાવાના બેત્રણ પ્રકાર હોય છે (૧) ઊભાં ઊભાં

છાતી અને સાથળ પર બે હાથે કૂટે, જેમ હિંદુ સ્ત્રીઓ કૂટે છે તેમ, (૨) ફરતાં ફરતાં માત્ર છાતી પર જ કૂટે, જેમ રાસડા લેવાય છે તેમ, અને (૩) છેલ્લે દિવસે ખાસ માતમ ગાય ત્યારે એક જ હાથે કૂટે અથવા એક હાથથી એક પછી એક સામી છાતીએ કૂટે. મહોર્રમના આ દસ દિવસો દરમ્યાન મુસ્લિમ સ્ત્રીઓ કદી હાથની તાળી પાડીને 'જકડિયા' (હિંદુ સ્ત્રીઓના રાસડા જેવાં જ ગીતો) કે એવાં અન્ય ગીતો ગાતી નથી.

કેટલાંક માતમના ઢાળ હિંદુ સ્ત્રીઓના મરસિયા જેવા હોય છે, કેટલાંકના ઢાળ રાસડા જેવા હોય છે. પણ એની પ્રથમ કડીની ટેક ક્યાંક દોઢી અથવા બમણી લઈને અથવા કડીએ કડીએ દોઢની લચક આપીને મુસ્લિમ સ્ત્રીઓ ગાય છે. એ ખટકમાં ભારે હૃદયદ્રાવકતા ભરી હોય છે. ક્યાંક ક્યાંક લંધી સ્ત્રીઓ પણ ઢોલ સાથે માતમ ગવરાવવા આવે છે. ક્યાંક ક્યાંક સ્ત્રીઓ પોતે બેઠી બેઠી માતમ ગાય છે અને એક સ્ત્રી એના પર વિવરણ કરે છે. ક્યાંક સ્ત્રીઓ મુંજાવરને ઘેર જાય છે, ત્યાં મુંજાવરની પત્ની માતમ ગવરાવે અને એના પર વિવરણ કરે.

**પુરુષોના 'ચોકારા'ના પ્રકાર**

પુરુષો પહેલા ચાંદથી દસ દિવસ સુધી તાજિયા રચાતા હોય તેની પાસેના કોઈ ચોકમાં ચોકારો લેવો શરૂ કરે છે. વચમાં નોબત, ઢોલ અને શરણાઈ વાગતાં હોય છે. નોબત પર પ્રથમ દાંડી અમુક કુટુંબના સભ્ય જ મારે તેવું હોય છે. નોબતના આ બોલને કોઈ કોઈ ઠેકાણે તળપદી ભાષામાં 'અભાભૂ' કહેવામાં આવે છે. નોબતના તાલે તાલે પુરુષો ગોળગોળ ફરતા જાય, અંદરબહાર આવતા જાય અને હાથના મસલ પર કૂટતા જાય. જ્યારે ચોકારો પૂરો કરવો હોય ત્યારે 'દૂધ મલીંદર, મસ કલીંદર' એવા વહેતા તાલે નોબત વગડે અને સૌ ચોકારો મૂકી એક પગે લાંબી ડાંફ દોડતા કૂદતા ચકરાવા ફરવા લાગે ને ચોકારો પૂરો થાય. નોબતના અન્ય બોલોને 'ચોકારાના ચંગ ચોક' 'ટન્ડામુન્ડા ત્રણ ચોક' એવા શબ્દ પણ અપાય છે.

નોબતની સાથે શરણાઈઓવાળા માતમના સૂરો ઘૂટતા જાય છે શરણાઈઓવાળાને આ દસે દિવસો રોકી રૂા ૧૦–૧૫ સુધી આપે છે જ્યારે ચોકારાને ચગાવવો હોય ત્યારે માતમના ઢાળ મૂકી તેઓ એક સૂરે ઊચા અવાજથી શરણાઈ ફૂંકે છે, તેને 'સિધુડો' કહે છે છેલ્લે દિવસે શરણાઈઓવાળાને ખૂબ ગળુ ખેચવુ પડતુ હોઈ ઘી પાવામા આવે છે

ગામમાં બે ત્રણ ઠેકાણે ચોકારો લેવાતો હોય તો એક ચોકવાળા બીજે ચોકે જય, પણ જતાં પહેલાં સૌ એક સ્થળે ભેગા થાય પછી ઢોલના તાલે તાલે પાછા પગે કૂદતા જાય, હવામા હાથ વીંઝતા જાય અથવા હાથમાં લીધેન લાકડીઓ વગેરે ઘુમાવતા જાય આ 'ખાંડું મોકલ્યુ' એમ કહે છે

અમદાવાદ ભાવનગર જેવાં પ્રગતિશીલ શહેરોમાં આ દસ દિવસોમાં વાયેઝ (વ્યાખ્યાનો) ગોઠવવામા આવે છે, જેમા માલવીઓ શહાદતના પ્રસગો તથા અન્ય પાક પ્રસગોનું વિવરણ કરે છે ક્યાંક ક્યાંક ઉસ્તાદોને બોલાવી આ દિવસોમાં લકડીપટ્ટા, ઢાલતરવાર, બનેઠી, જમૈયા વગેરે મર્દાની રમતો શીખવવામાં આવે છે

**'ગમ'ના દસ દિન**

આ દસ દિવસોને 'ગમ'ના (શોકના) દિવસો તરીકે ઓળખવામાં આવે છે અને ત્યારે કોઈ કોઈ રોજા કરે છે સાદુ અનાજ તો લગભગ બધા લે જુવાર વિશેષ ખાય હમેશાં બેરિયત કરતા ગહે ખાટના પર ન સૂવે. કોઈ આ દિવસોમાં ફકીરોનો વેષ પહેરે તો કોઈ તાજિયાની પાસે દિવસ ને રાત બેસી રહે, માત્ર જમવા ટાણે ઘેર જાય કેટલાક ઈનમીઓ આ દિવસોમાં મત્રની સાધના પણ કરે છે

સાતમા ચાંદને 'હઝરત કાસમનો જનવો' કહે છે તે દિવસે તાજા જ પરણી આવેના હઝરત કાસમનો જલવો (શાદી બાદ વરવહુ વચ્ચે રમાતી રમત) હતો અને એ શહીદ થયા તેથી, તાજિયા આડા

પડદા બાંધી રાખ્યા હોય તે રાત્રે છોડી નાખે અને સૌ સલામ કરવા જાય આને 'તાજિયા તખ્ત પર આવ્યા' એમ કહે છે આટના દિવસ તાજિયાને સ્ત્રીઓ ન જોઈ શકે, નાની કુવારી છોકરી પણ નહિ આ દિવસે તેમને પણ સલામે આવવાની છૂટ મળે તાજિયા પાસે ખાખ મૂકેલી હોય તેના સૌ કપાળમાં ચાંદના કરે અને સૌને પ્રસાદ તરીકે તુખરખ (ઘઉનો મલીદો ચૂરમુ) આપવામાં આવે. તાજિયા પાસે ઊભા રહીને કોઈ મુસ્લિમો હાથમાં રૂપેરી છડી લઈને કરબલાના યુદ્ધ તથા ઇમામ હુસેનનાં ગુણગાન યુક્ત દુહા અને ચારણી છદની ઢબે રચેલા છદો ગાય આ દિવસે જુવાનડા અને છોકરાઓ વાણિયા, ખ્રિસ્તી, બાવા, ફકીર એવા જાતજાતના વેશ કાઢે

પાછા આઠમા અને નવમા ચાંદના દિવસે તાજિયા આડો પડદો રાખવામાં આવે અને નવમા ચાંદની મધરાત વીત્યે તાજિયા ચોક વચ્ચે લાવીને મૂકવામાં આવે. આને 'તાજિયા પડમાં આવ્યા' કહે છે એ સમયે વિશેષ જોરથી ચોકારો લેવાય અને કૂટાય આ રાતને 'કતલ ની રાત' કહે છે, કારણ કે તે દિવસે ઇમામ હુસેન શહીદ થયા હતા તે સાંજે મિષ્ટાન્ન (ઘઉનો મલીદો) કરી ખાય અને ફકીરો વગેરેને જમાડે

રાતના બારથી તાજિયાને અન્ય તાજિયાઓના ચોક તથા બજારોમાં ફેરવવામાં આવે અને સવાર પડ્યે પાછા હતા ત્યાં 'માતમ' પાસે લાવવામાં આવે

**માનતાઓના પ્રકાર**

દસમા ચાંદની આ સવારે તાજિયા પાસે અનેક માનતાઓ આવે—કોઈ પોતાની ઇચ્છિત ફળપ્રાપ્તિ માટે ખજૂર, સાકર પેડા, લાડવા, નાળિયેર વગેરેથી ભારોભાર જોખાય અને તેની શેષ અથવા ન્યાજ (પ્રસાદ)રૂપે લોકોને વહેચી દે કોઈ કોઈ જુદાં જુદાં ફળફળાદિ સ્વાબ (પુણ્ય) ખાતર વહેંચે કોઈ તાજિયાને હાથ પગ, કાન, નેણ વગેરે

રૂપાનાં કરી ઇમામ હુસેનના નામ પર આપે છે કોઈ તાજિયા સામે અમુક જગ્યા સુધી લોટવાની માનતા પણ લે છે કોઈ 'હે ઇમામ હુસેન હું તમારો ગુલામ બનીશ' કહી હાથોમાં હાથકડી પહેરી રાખે છે, તથા કોઈ 'ચોકી રાખે' એટલે તાજિયાની પાછળ ઊભા પગે રહે કેટલાક આખા તાજિયાનું ખર્ચ માનતા તરીકે આપે છે.

કેટલાક હિંદુઓ પણ મુસ્લિમ જેટલા જ ભાવથી ઇમામ હુસેનની માનતા રાખે છે ને લાપસી ચડાવે છે. એનો પ્રસાદ તો પાછો આપવો જ જોઈએ, પણ હિંદુઓની લાગણી ન દુભાય કે સંકોચ ન થાય, એટલા ખાતર મુસ્લિમો બધી લાપસી લઈ પ્રસાદ તરીકે નાળિયેર આપે છે કેટલાક હિંદુઓ તાજિયા ફરવા લાગે ત્યારથી તે ટાઢા થાય ત્યાં સુધી એક પગે ઊભા રહેવાની માનતા લે છે સામાન્ય રીતે સ્ત્રીઓ પોતાનાં બાળકોને તાજિયાને પગે લગાડવા તો આવે જ.

દસમા ચાંદની સવારે મુસ્લિમો કબ્રસ્તાનમાં જઈ પોતપોતાનાં સગાંવહાલાંની કબરો પર પાણી રેડે છે અને 'પડી' (સુગંધી પાવડર) ચડાવે છે. આને 'કબર ઠંડી કરી' કહે છે.

માનતા પતી ગયા બાદ પાછા તાજિયાને સરઘસ કાઢી ગામમાં ફેરવવામાં આવે છે. ક્યાંક ક્યાંક મજૂરો અને ક્યાંક મુસ્લિમો પોતે તાજિયા ખભે ઉપાડી ફેરવે છે. ટેકો આપવા હાથમાં લાકડાની ઘોડી રાખે છે. રસ્તામાં તાજિયાને ક્યાંયે જમીન પર ન મૂકી શકાય.

**સરઘસની ગોઠવણ**

આ સરઘસમાં સૌથી પ્રથમ 'ઝુલ્ફીકાર' ફેરવવામાં આવે છે. 'ઝુલ્ફીકાર' એટલે લાંબા થાંભલા પર લટકાવેલી બે તલવારો. ઇમામ હુસેનની તલવારનું નામ 'ઝુલ્ફીકાર' હતું, તેથી આ નામ પડ્યું કહેવાય છે

'ઝુલ્ફીકાર'ની પ્રથમ સજાવટ કતલની રાતે બાર વાગે થાય. એનો પ્રથમ દોરો પણ અમુક કુટુંબના મોવડી જ બાંધે આ ઝુલ્ફીકારના

થાંભલાને સોનાના ખોભળાથી જડેલો હોય છે તલવારો ક્યાંક સોનાની તો ક્યાંક રૂપાની હોય છે આ 'ઝુલ્ફીકારને' હાથમાં લઈ ને એક પછી એક મુસ્લિમો છલગો મારતા એક પગે ગોળ ચક્કર ફરતા જાય છે અને એની આસપાસ યુવાનો ચોકારો લેતા જાય છે

તેની પાછળ અન્ય મુસ્લિમોના સમૂહો ચોકારો લેતા આવતા હોય છે ચોકારામાં હુસો દુસો ચૈયક ચૈયક એલી એલી એવા અસ્પષ્ટ શબ્દો બોલતા જાય છે એ પછી લાકડીપટ્ટા, બનેટી, ભાલા તલવારો, જમૈયા વગેરે મર્દાની રમતો ખેલતા આવે રમતની શરૂઆત તાજિયાના ગુમ્બજને સલામ કરીને જ સૌ કરે જો રમતાં રમતા પાઘડી પડી જાય તો એ પાઘડી ઢોલીને આપી દેવી પડે

**'હુલ' કેવી રીતે લેવાય ?**

આ પછી બરાબર તાજિયાની સામે 'ગુર્જ'થી—લાંબા સોયાથી 'હુલ' લેવામાં આવે છે આ સોયા પર સાંકળો જડી હોય તેને હાથમાં ખખડાવતાં ખખડાવતાં હુલ લેનાર ગોળ ચકરાવા ફરતો જાય અને બરાબર તાજિયાની સામે આવી, ગુમ્બજ સામે નજર રાખી, ઊંચે છલગો મારી છાતીમાં ભોંકે છે છાતીમાં ઘૂસી ગયેલ તેની અણી કાઢી ફરી પાછા ચકરાવા શરૂ કરે અને હુલ લેવા માંડે જ્યાસુધી બીજો માણસ તેના હાથમાંથી સોયા ન લઈ લે ત્યાંસુધી એ લીધા કરે કોઈ જમૈયા અને તલવારથી પણ હુલ લે કોઈ સોયા ગાલમાં ખોસે કોઈ જીભમાં, કોઈ તો આંખનો ડોળો પણ કાઢી નાખે એમ કહેવાય છે હિંદુઓ પણ આ હુલ લેતા હોય છે

હુલ લેતાં પહેલાં ઇમામ હુસેનના મંત્રેલ પાણીનો 'પ્યાલો' પીએ એમ કહેવાય છે પ્યાલામાં થોડીક ખાખ નાખેલી હોય હુલ લેતી વખતે જરાયે સ્ત્રીમાં ધ્યાન ન જવુ જોઈએ એવી કડક માન્યતા છે જો તે સમયે સ્ત્રી વિષે વિચાર પણ આવી જાય તો 'ગુરજ' લાગી બેસે એમ મનાય છે

તાજિયાની નીચેના ભાગમાં નાની છોકરીઓ માતમ ગાતી આવે છે અને સૌથી છેલ્લે સ્ત્રીઓ કૂટતી અને માતમ ગાતી ચાલતી આવતી હોય છે.

રસ્તામાં ક્યાંક ક્યાંક વિસામો ખાતા જાય. એક સ્થળે આરામ લીધા બાદ ઊપડતી વખતે 'યા હુસેન 'ના પોકાર સાથે ચાલવું શરૂ કરે. દેશી રાજ્ય હોય તો દરબારગઢમાં જઈને હુલ-ચોકારો વગેરે લે, નાનું ગામ હોય તો પ્રતિષ્ઠિત માણસને ત્યાં જઈ ચોકારો લે.

રસ્તામાં મુસ્લિમ-હિંદુ સૌ પાણીનાં બેડા ઢોળીને રસ્તા ઠંડા કરે. તે દિવસે ઈમામ હુસેન વગેરેને તરસ લાગવા છતાં પાણી મળેલ નહિ તેથી લોકો રસ્તામાં ચકલે ચકલે ને ઘેર ઘેર પાણીની 'છબીલો' (પરબ) બાંધી પાણી પાય. છેલ્લે દિવસે તો સાકર કે ગોળ નાખીને શરબત પણ પાય.

'કરબલા' દૂર હૈ..

આ બધા સરઘસની મોખરે ઈમામના ફકીરો 'કરબલા દૂર હૈ જાના જરૂર હૈ' એમ ગાતા ઘૂમતા હોય છે. આ ગાન પરથી એમને ગામડી ભાષામાં 'કલમલા' જ કહે છે એમાં ફકીરનો વેશ તો એક ગોવડી જ પહેરે છે, બાકીના નાની ચડ્ડી કે પહેરણ પહેરી, આખે શરીરે ભભૂત ચોપડે છે, મોઢા પર ચિતરામણ કરે છે અને માથે કાગળની લાંબી ટોપીઓ પહેરે છે. કેડે બળદની ડોકે બાંધે તેવડા ઘૂઘરા બાંધેલ હોય છે. કોઈ કોઈ વાઘ-દીપડા વગેરેનો વેશ કાઢે છે અને આ ટોળુ સૌથી મોખરે ફરી દુકાને દુકાને જઈ પૈસા ઉઘરાવે છે એ ઉઘરાણામાંથી તેઓ છેલ્લે દિવસે ઉજાણી કરી ખાય છે

'ઇસાં' (સાંજ)ની નમાઝ બાદ તાજિયા ગામ બહાર લઈ જવા શરૂ કરે છે. જેમ જેમ તાજિયાને અટકવાના સ્થળ પાસે આવતાં જાય તેમ તેમ પુરુષોનો ચોકારો જોર પકડતો જાય અને સ્ત્રીઓ વધારે જોરથી કૂટતી જાય. સ્ત્રીઓના કૂટવાનો અવાજ તો દૂર દૂરથી પણ સાંભળી શકાય.

**તાજિયા ટાઢા પાડવા**

ગામ બહાર પહોંચ્યા બાદ ઢોલ, નગારાં, નોબત, શરણાઈ વગેરે બંધ થાય છે અને સ્ત્રીઓ ઢુગલે વળી એક હાથે કૂટતાં કૂટતાં 'માતમ' ગાય. સ્ત્રીઓ આ વખતે માતમ ગાય છે તે સૌથી વિશેષ કરુણ હોય છે.

પુરુષો ચોકારો છોડી છાતીએ કૂટતા કૂટતા 'માતમ' કે 'નૌહા' નામના મરસિયા ગાય છે. પુરુષોના માતમમાં છેડે 'હુસેન' 'હુસેન' 'હુસેન' એમ બોલ સંભળાતા આવે છે. આ માતમ બાદ મુંજાવર એક શબ્દ : 'યા હુસેન' બોલાવે છે, સૌ ઝીલતા જાય છે અને જોરથી કૂટવા માંડે છે. છેવટ ખૂબ જોરથી 'હુસેના હુસેના' એમ બોલતાં કૂટતાં કૂટતાં કોઈ થાકીને પડી જાય છે. કોઈ બેભાન થઈ જાય છે. કોઈ આને 'ઈમામ આવ્યા' કહે છે, કોઈ 'હાલ આવ્યા' એમ કહે છે. પડી જનારને તરત પવન નાખવામાં આવે છે, દરમ્યાન અન્ય પુરુષો જોરથી કૂટતા રહે છે.

છેવટ મગરીબ(રાત)ની નમાજ બાદ તાજિયા આડું કપડું રાખી તાજિયામાં રચેલી નાની નાની બન્ને તુરબતો પર પાણી રેડી ટાઢી કરવામાં આવે છે. આને 'તાજિયા ટાઢા પાડ્યા' કહેવાય છે. આ વખતે સૌ ગળામાં પહેરેલી શેલી (નાડું), ગળે બાંધેલ કે હાથે બાંધેલ લીલું કપડું–બધું તાજિયા પર નાખી દે છે અને તાજિયાને પાસેના કોઈ મકાનમાં ગામ બહાર મૂકી લગભગ રાતના આઠ નવ વાગે સૌ ઘેર જાય છે.

બીજે દિવસે રોંઢા ટાણે આગળથી નક્કી કરેલા કૂવા પાસે લઈ જઈ તાજિયાને આખેઆખા અંદર ઉતારી બોળી દેવામાં આવે છે.

**જ્યારતનો દિન**

દસમાં ચાંદ બાદ એક દિવસ આરામ લઈને બારમા ચાંદને દિવસે ઇમામ હુસેનનો 'જ્યારત'નો દિન આવે છે. તે દિવસે 'શેષ : ન્યાજ' વગેરે વહેંચે છે અને રોંઢા ટાણે ચાર–પાંચ વાગે ચોકારો લે છે. કેટલાક

ચાળીસમા દિવસે 'ચાલીસું' પતે ત્યાં સુધી વ્રતો પાળી પાક રહે છે

**ખોટી લોકમાન્યતા**

તાજિયાઓ વિષે અનેક લોકમાન્યતાઓ પણ પ્રચલિત છે. એક માન્યતા આવી છે : ઇમામ હુસેન નાસતા નાસતા એક વાવમાં સતાયેલા તેમની પાછળ શત્રુઓ પડેલા તે વાવ પાસેથી નીકળ્યા ત્યારે કાંઠા પર બેઠેલ કાકીડાને પૂછયુ કે 'અંદર ઇમામ હુસેન છે ?' કાકીડે પોતાના સ્વભાવ અનુસાર ડોકુ હલાવ્યુ અને શત્રુઓએ અંદર જઈ ઇમામ હુસેનને મારી નાખ્યા આથી મુસ્લિમો તાજિયામાં કાકીડાને મારીને ટિંગાડે છે આથી તો આપણે ત્યાં કહેવત પડી ગઈ છે કે 'કાકીડાનું જમીનગતુ નડયા વિના ન રહે'

પણ ઇમામ હુસેન રણમાંથી આ રીતે નાસેલા જ નથી, અને તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે, તાજિયામાં આ રીતે કાકીડાને ટિંગાડવામાં પણ આવતો નથી.

**મહોરમના મરસિયા**

આમ મુસ્લિમોનુ મહોરમનુ પર્વ એ તો શ્રેષ્ઠ શહીદોને હર વર્ષે અંજલિ આપતુ વિલાપપર્વ છે સેંકડો વર્ષોથી ઉજવાતી એ સંવત્સરીમાં હજી પણ વિલાપનું જ પુનરાવર્તન પ્રધાનપદે રહ્યુ છે તાજેતરના અવસાનને માટે શોક કરતાં હોય તેવા તોરથી પ્રતિ વર્ષ મુસ્લિમ સ્ત્રીઓ ગુજરાત–સૌરાષ્ટ્રમા એ દિવસોમાં રાત્રિઓની રાત્રિઓ સુધી કૂટતી કૂટતી ગાય છે. એ પણ આપણા 'છાજિયા'ને જ મળતી શબ્દરચનાવાળાં ગીતો છે એવાં થોડાંક ગીતો આ પ્રમાણે છે :

(૧)

" ઇમામજાદે ખાલી કિયા મદિના
હુસેનજાદે ખાલી કિયા મદિના

એનાં રોવે સકિના—ઇમામજાદે.
મૈયા રોવે સકિના— ,,
મામું રોવે સકિના— ,,
દોસદાર રોવે સકિના— ,,
ભીંજાય જંગલકે મુરદે
ભીંજાય અસમાનકે પરદે
ઇમામજાદે ખાલી કિયા મદિના,
હુસેનજાદે ખાલી કિયા મદિના."

(૨)

"હાય વોય રે છોટી ઉંમરમાં સૈયદ મારે !
સૈયદ મારે સૈયદ મારે
તેલવેવાલે મારે—હાય૦
સૈયદ મારે સૈયદ મારે
જલવાવાલે મારે—હાય૦"

હઝરત કાસમ પરણુતી વખતે એટલે કે 'જલવા'ને દિવસે મરાયા એથી 'જલવાવાલે મારે' 'જલવા' એટલે શાદી થયા પછી વર–કન્યા વચ્ચે રમાતી રમત (હિંદુ વર–કન્યા ગુલાલે, ફૂલે ને કોડીએ રમે છે તેવી)

(૩)

"યા ઇલાહી પાનીકે પ્યાસે જંગલમાં—
વોય તખતે અમીરુંકા અજબ બનાયા
અલા ઇલાહી પાણીકે પ્યાસે જંગલમાં.
માંઝા ભેગે મારે

વોય તખ્તે અમીરૂકા અજબ બનાયા.
મેંદી લેગે મારે—વોય૦
પીઠી લેગે મારે— ,,
બરી લેગે મારે— ,,
દુલદુલ લેગે મારે— ,,
શેરા લેગે મારે— ,,
સરઘસ લેગે મારે— ,,
તખત લેગે મારે— ,,
કુંગણી લેગે મારે— ,,
જલવે લેગે મારે— ,, "

[ અર્થ:– બરી : છાબ. કુંગણી : સ્ત્રી દુલદુલ : ઘોડો જલવા : વર–કન્યા વચ્ચેની રમત. શેરા : હારમાળ. ]

આ બધાં વિશેષણો પરણવાની તૈયારી વખતે જ ઇમામહુસેનના કેટલાક કુટુંબી યુવાનો કતલ થયા એવું સૂચવે છે શહીદો હજુ તો પરણવા જેવડા, વરઘોડે ચડવા જેવડા, પીઠી ચોળવા જેવડા, મેંદી લગાવવા જેવડા હતા ત્યાં જ તેમને માર્યા

(૪)

'હાય રે બના કાસમ ! ગહેરનમેં મારે.
મૈયા બીબીકું દિલ્લમેં પિયારે,
હાય હાય નવાસા કુંવારે !
બના કાસમ ગહેરનમેં મારે.
હાય રે બના કાસમ.'

' પછી તો 'બાવામીંયાકું દિલ્લમેં પિયારે,' 'બેની બીબીકું દિલ્લમેં પિયારે' વગેરે સંબોધનો મૂકીને એ જ પંક્તિઓ ઉલટાવાય છે. બના

એટલે વરરાજા હજરત કાસમ એ એક યુવાન શહીદ હતા, જેની શાદી થવાની તૈયારી હતી.

(૫)

" મેં કુરબાની ઇમામકું જીયો શહીદો.
મેં કુરબાની સૈયદકું જીયો શહીદો.
મક્કેથી જલવા મગાયા,
મદીને મેં જા કુરબાયો–મેં૦"

પછી તો 'મક્કેથી પીઠી મગાયા,' 'મેદી મગાયા,' 'દુલદુલ મગાયા' વગેરે.

(૬)

"વા....ય રે જુવાનડા વાય ! વાય રે બાલે સૈયદ વાય !
વાય રે હાજી હુસેન વાય ! બાલા ! બાવા ! મેં કરું
બાવા ! દરવાજા ખોલ, બાવાએ દરવાજા ખોલીઆ.
દેખી ગ્રોભીકી લોથ વાય રે સૈયદ વાય !
બાવાએ ઉતારી સરકી પઘડી લીધા પુતરકા સોગ–વાય રે૦
મૈયાએ દરવાજા ખોલીઆ દેખી પુતરકી લોથ–વાય રે૦
મૈયાએ ઉતારી સરકી ચદરી લીઆ પુતરકા સોગ–વાય રે૦
બેહેનાંએ દરવાજા ખોલીઆ દેખી આણાત વીરકી લોથ–વાય રે૦
આયસાંએ દરવાજા ખોલીઆ દેખી ખાવંદકી લોથ–વાય રે૦
આયસાંએ ઉતારી સરકી ચદરી લીઆ ખાવંદકા સોગ–વાય રે૦"

'આયસાં' એ શહીદની પત્નીનું 'ઐશા' એવું નામ હશે'એમ લાગે છે.

(૭)

" રણમેં ખેલે ઇમામ ગુલેછડિયાં
ગુલછડિયાં રે ગુલેછડિયાં—રણમેં૦
રીતાંવાલે ઇમામ ! ગુલેછડિયાં૦
કંગણીવાલે ઇમામ ! ,,
માંડવેવાલે ઇમામ ! ,,
તેલવૈવાલે ઇમામ ! ,,
પીઠીવાલે ઇમામ ! ,,
માંઝાવાલે ઇમામ ! ,,
સરઘસવાલે ઇમામ ! ,,
સેરાવાલે ઇમામ ! ,,
કંગનાવાલે ઇમામ ! ,,
અરીવાલે ઇમામ ! ,, "

ઇમામ હુસેનના યુવાન સાથીઓ રણમાં ગુલછડીઓ ખેલતા હતા, લગ્નના લહાવા માણતા હતા, શાદીના શણગારે શોભતા હતા, તેનું ચિત્ર આલેખતું આ મૃત્યુ–ગીત જે અનેરી છટાથી ગવાય (રોવાય) છે તે વર્ણનમાં ઊતરી શકે નહિ. 'ગુલછડિયાં રે ગુલેછડિયાં' એ ચરણમાં મરોડદાર લહેકો આવે છે પ્રત્યક્ષ ગાઈ બતાવવાથી જ એ મરોડોની ખૂબી પરખાય.

(૮)

" હાય હાય રે ઇમામ વાવેલા !
રોઈ ખલકત તમામ વાવેલા !
કરો ગમકા બિયાન વાવેલા !
સાકે ઘરમેં કંગનીકી તૈયારી,
કાસમ દુલ્હાકી રણમેં સવારી.

હાય હાય રે ઇમામ વાવેલા !
કરો ગમકા બિયાન વાવેલા !
રોઈ ખલકત તમામ વાવેલા !
લાસ તડપે મૌલાકી કબર પર,
આગ લગી હે મેરે જિગર પર
કુરબાન વાવેલા–હાય૰

બાનું કૈતે થે કરબલેકે બનમેં,
બદલા લૂંગી મેં રોઝે હસરમેં.
કુરબાન વાવેલા–હાય૰

બાબા ભીચાકુ કોને, રજા દે,
ઇનકી રજા સે રણમેં સીધાના.
કુરબાન વાવેલા–હાય૰

જીતે રે'ગે તો સબસેં મિલેગે,
કતલ હોયગે તો કરબલામેં કરના
મુકામ વાવેલા–હાય૰

સાકે ઘરમેં રીતુંકી તૈયારી,
કાસમ દુલાકી રણમેં સવારી
કુરબાન વાવેલા–હાય૰

અમ્માબીબીકું કો'ને રજા દે,
તુમારી રજાસેં રણમાં સિધાના.
કુરબાન વાવેલા–હાય૰ "

એ રીતે એક પછી એક સ્વજનની રજા લેવાનું આવે છે અને લગ્નની જુદી જુદી વિધિઓની તૈયારી ગવાય છે. સાથોસાથ યુદ્ધમાં

જવાની રજા મગાય છે : હે પિતા, હે માતા, હે બહેન, હે બીબી ( પત્ની ), હે દોસ્ત, અમે જીવતા રહેશું તો સર્વને ફરી આવી મળશું; નહિતર કરબલા શહેરમાં મુકામ કરજો.

(૯)

" હઝરતઅલી કે બાગમેં કયા કયા નિશાન હે,
હઝરતઅલી કે બાગમેં ઝિન્નતકા ઝાડ હે.
ચંપા ચંબેલી કેવડો ગુલાબ લાલ હે–હઝરત૦
ઈનકા બાબા રૂવે ઝાડ બે ઝાડ લાશ ધરું હે–હઝરત૦"

એ જ રીતે એક પછી એક કુટુંબીને ઝાડવે ઝાડવે રડતાં વર્ણવે છે, ને છેવટે તો શહીદની સવારીનો ઘોડો પણ રડતો દેખાડે છે—

" ઈનકા ઘોડા રૂવે ઝાડ બે ઝાડ–હઝરત૦ "

(૧૦)

" હાય હાય હુસેના !
હાય હાય રે હુસેના !
મઝલામેં હુસેના !
હાય હાય રે હુસેના !

બાંધી છે કમર છેલ સકીના પુકારો !
તો મરને રજા લો
હાય હાય રે હુસેના !

અમ્માકી રજા લો તબ સીર કટાયે !
તો મરને રજા લો !
હાય હાય રે હુસેના ! "

(૧૧)

" હાય વોય રે લીલા રંગા દો કપડે,
લીલા રંગા દો કપડે રે
એના પીળા રંગા દો ખેસ,
હાય વોય રે પાનીમેં મામલા મચાયા.
બીબડી જોગા મારિયા રે
એને માર્યાં બાળુડે વેશ–હાય વોય રે૦"

# આપણું લોકસંગીત

લોકસંગીત શબ્દ આજે નવો નથી રહ્યો પણ પચાસેક વર્ષ પહેલાં એ શબ્દ નવો જ પ્રયોજાયેલો હતો ત્યારે શિષ્ટ સાહિત્ય અને શિષ્ટ સંગીતની ખેંચાખેંચથી લોકસાહિત્ય અને લોકસંગીત એવા પ્રયોગો તરફ પણ ટાઈક સૂગથી જોવાતું લોકસંગીતના એક પ્રકાર ભજન પ્રત્યે આદરભાવ ખરો પણ ભજનમાંયે ઉચ્ચ પ્રકારનું સંગીત હોઈ શકે એવી કલ્પના બહુ ઓછાને હતી લોકસંગીત સંશોધન અને વિવેચનનો વિષય તો વર્ષો પછી બન્યું

એક વાત તો નિર્વિવાદપણે સ્વીકારાઈ કે જ્યાં લોકો હોય, લોકોનું જીવન હોય ત્યાં લોકોનું સંગીત પણ હોય પણ એનો પ્રાદુર્ભાવ કેમ થયો અને લોકોનું સંગીત તે સંગીત કહેવાય કે કેમ એ જ એક પ્રશ્ન રહ્યો, કારણ કે શાસ્ત્રીય સંગીત એ શિષ્ટ સંગીત છે શિષ્ટ સમાજ શહેરવાસી હોય છે એની પાસે જ્ઞાનને સંઘરવાનાં સાધનો અને દૃષ્ટિ હોય છે એટલે શાસ્ત્રીય સંગીતનું મૂળ ઠેઠ સામવેદના સામગાન સુધી શોધાયું

## અનાર્યો પાસે કોઈ સંગીત ખરું ?

જે યુગમાં ગ્રામ અને શહેરના અધિકારી વર્ગ અને અનધિકારી વર્ગના ભેદ નહોતા પડયા ત્યાં સુધી જે કાંઈ સાધન, સગવડ કે જ્ઞાન મળતું તે લોકસમસ્તની મૂડીરૂપે રહેતું સામાજિક ભેદ વધતાં શિષ્ટ સંસ્કૃતિનું સર્જન થયું અને પહાડવાસી, સાગરતીરના વાસી અને ગ્રામ

વાસીઓ—જેઓ શહેરથી દૂર રહેતા એમના લોકજીવન અને લોક વ્યવહારે જુદો ધાટ પકડ્યો આર્ય અને અનાર્યના ભેદ અધિકારી અને અન અધિકારીના ભારે મોટા ભેદ ઊભા થઈ ગયેલા

આર્યોના પહેલાં સંગીત હતુ કે કેમ એ પ્રશ્ન સહેજે ઉદ્દભવે. જોકે કિરાત, ગાંધર્વ વગેરે જાતિઓ અનાર્ય હતી અને સંગીતનિપુણ જાતિઓ એ જ ગણાતી આવી છે (જોકે ગાંધર્વજાતિ વિષે એકથી વધુ મત છે) કહેવાની જરૂર નથી કે જીવન ઊભુ થાય ત્યાં સંગીત આપોઆપ ઊભુ થાય જ, પછી એ આર્ય હોય કે અનાર્ય હોય; કારણ કે સંગીતને કોઈ પણ જાતિ સાથે તો એના સંસ્કાર પૂરતો જ સંબંધ રહે છે બાકી ઊર્મિ અને આવેગ તો પશુપંખીથી માંડીને માનવી સુધી એક સરખાં કામ કરે છે

**સંગીતનું આદિસ્થાન**

શાસ્ત્રીય સંગીતમાં નાદ એ જ બ્રહ્મ કહેવાય છે આ નાદની ઉત્પત્તિ સાથોસાથ ગાંધર્વગ્રામ, સ્વરરચના, મીંડ, કંપ વગેરે તો નહિ જ શરૂ થયાં હોય માનવીની નાભીમાંથી જે દિવસે નાદ પેદા થયો હશે તે દિવસે એ કોઈ સુખ કે દુઃખના આવિર્ભાવરૂપે જ હશે અને જો એમ માનીએ કે આદિ માનવમાં ક્રમશઃ વિકાસ થઈને આજનો સંસ્કૃત માનવી સર્જાયો છે તો સંગીતનું આદિ સ્વરૂપ પણ દુઃખના ઉંહકાર, હર્ષના ઉદ્દગાર અને ભયના ચિત્કારરૂપે જ હોવું જોઈએ. શાસ્ત્રીય સંગીત સ્વયંભૂ કે ઈશ્વરપ્રણીત હોવાનો જે એક દાવો થાય છે તે બુદ્ધિગમ્ય તો નથી જ •

ઊર્મિ અને આવેગ જેમ અવાજને આંચકા અને ગતિ આપે છે તેમ શરીરને પણ આંચકા અને ગતિ આપે છે એટલે નાદ અને શરીરની આવેગમય ગતિ સાથોસાથ સર્જાય છે પણ માનવીમાં બુદ્ધિનો વિકાસ થતો ગયો તેમ તેમ એના ઊર્મિ અને આવેગો ઉપર વિવેકનો અંકુશ આવતો ગયો અને પ્રાથમિક સ્થિતિના નાદ અને શરીરના વિચિત્ર

હલનચલનમાંથી ધીમે ધીમે સંગીત–નર્તનનું સર્જન થતુ ગયુ એમ માની શકાય.

### માર્ગી અને દેશી સંગીત

અનાર્યોનો સંગીતસંસ્કાર આપણને મળ્યો છે કે નહિ એ સંશોધનનો વિષય રહ્યો છે. ઇતિહાસને અભાવે આપણે સામગાન આગળ આવીને જ અટકવું પડે છે. સામવેદથી માંડીને શ્રુતિ–સ્મૃતિઓ અને ઠેઠ પુરાણકાળ સુધી ઊતરી આવીએ ત્યાં સુધીના કોઈ ગ્રથમાં આ લોકસંગીતનો ઉલ્લેખ નથી; પણ ઇ. સ પૂર્વેની પહેલી સદીમાં ભારતીય સંગીતશાસ્ત્રનો આદિગ્રથ ભરતનાટ્યશાસ્ત્ર રચાયો ત્યારે એમાં ગ્રામ ગાન, જાતિ અને અચ્યા જાતિ, મૂર્છના ગાન, માર્ગી અને દેશી ગાનના ક્રમબદ્ધ વિભાગો જોવા મળે છે. એમાં લોકસગીતનો કોઈ ઉલ્લેખ નથી.

શાસ્ત્રીય સંગીતકારોએ માર્ગી એટલે શાસ્ત્રીય અને દેશી એટલે એ સિવાયનું બીજું બધુ એવો અર્થ ઘટાવ્યો છે. ૧૩મી સદીમાં રચાયેલા 'સંગીતરત્નાકર'માં માર્ગી અને દેશી એવા બે ભેદ પાડ્યા છે. માર્ગી સંગીતને નાદ સ્વરની આરાધના વડે ઈશ્વરપ્રાપ્તિનુ દિવ્ય સંગીત કહેવામાં આવ્યુ છે, અને દેશી સગીત માટે 'સંગીતરત્નાકર' કહે છે કે—

> यत्तु वाग्गेयकारेण रचितं लक्षणान्वितम् ।
> देशि रागादिपु प्रोक्तं तद्‌ गान जनरजनम् ॥

વાગ્ગેયકારોએ લક્ષણ યુક્ત જનરંજન કરનારું જે ગાન રચ્યું તે દેશી સંગીત.

વાગ્ગેયકાર એટલે વાણી અને ગીત બન્નેનો રચનાર. સ્વ૦ રામનારાયણ પાઠક પ્રેમાનંદ વગેરે કવિઓને વાગ્ગેયકાર કહે છે.

### દેશી અને લોકસંગીત

આમ સંગીતના શાસ્ત્રીય ભેદો પડ્યા ત્યાં સુધી સ્પષ્ટ એવા બે જ ભેદ આપણને મળે છે એક તો માર્ગી સગીત અથવા ગાંધર્વ ગાન

અને બીજું જનમનરંજનના હેતુથી જે રચવામાં આવ્યું તે દેશી. લોકસંગીત એવો ઉલ્લેખ તો એક પણ શાસ્ત્રીય ગ્રંથમાં નથી. પણ દેશી ભાષામાં રચાયેલું તે દેશી સંગીત, અને લોકસંગીત તે પણ દેશી સંગીત છે એવો અર્થ સૌ ઘટાવતા આવે છે. આગળ જતાં 'સંગીત-રત્નાકર' કહે છે કે—

रंजको जनचित्तानाम् सरागः कथ्यते बुधैः ।

મનરંજનના હેતુ માટે રચાયેલ સંગીત તે સર્વને પ્રિય છે અને તેથી જ તે દેશકાલ પ્રમાણે પરિવર્તનશીલ છે.

આમ લોકસંગીત પરિવર્તનશીલ ખરું છતાં લોકોના રંજનના હેતુથી જ કોઈ વાગ્ગેયકારે એને રચ્યું કે નિયમબદ્ધ કર્યું હોય એવું નથી. પ્રેમાનંદ સમા કવિઓ એ વાગ્ગેયકાર હતા. અને પદ, કડવાં, લાવણી, દેશી, ગરબીઓ, ચોપાઈ, છંદ વગેરે વગેરેને જરૂર દેશી સંગીતમાં મૂકી શકીએ. એમાં એના રચયિતા, રચના અને રચનાનો હેતુ ત્રણેય જળવાય છે. જ્યારે લોકસંગીતમાં નથી રચનારો, નથી નિયમબદ્ધ રચના, નથી લોકોને રંજન કરવાનો કે કોઈ પ્રકારના ઉપદેશનો હેતુ. જેને સ્વ० રામનારાયણ પાઠકે દેશીમાં ઘટાવેલ છે એમાંના ચોક્કસ માત્રામેળવાળા છંદ, ચોપાઈ ને ગમને થોડું બંધન છે. એ લોકગીતોનો પ્રકાર ગણાય છે ખરો. અને એવાં માત્રામેળવાળાં ગીતોને દેશીમાં જ ઘટાવાય. પણ લોકસંગીતમાં એ માત્રામેળ કરતાં લયમેળ વિશેષ છે.

અને સાંભળનારું મોટે ભાગે ગાનાર પોતે જ હોય છે. ત્યારે લોકસંગીત એ કોઈ લોકોને રીઝવવા હેતુપૂર્વક કોઈએ રચેલુ સગીત નથી. પણ લોકોના જીવનવ્યવહારમાંથી નીપજેલુ લાગણીનું સવેદન છે. લોકગીતો એ આજે સમારંભ અને મેળાવડાઓનો વિષય બનેલ છે. પણ ૨૫-૩૦ વર્ષ પહેલાં એ જીવનથી જુદું પાડીને સાંભળવાનું નહિ એવું લોકોનું જીવનસંગીત જ રહ્યુ છે. રાગનાં બંધનવાળાં કે માત્રામેળવાળાં ગીતોનુ સ્વરૂપ બહુ ફરતુ નથી જ્યારે એકના એક લોકગીતનાં અનેક ઢાળમાં અનેક સ્વરૂપો સાંભળવા મળે છે. એ કોઈ એકનું નહિ પણ સૌનુ છે, કારણ કે એમા સઘજીવનના પહેલ પડે છે. એના ઘડતરમાં, ઢાળમાં, હલકમાં અને હિલોળમાં લોકસગીત એ રીતે સાર્વજનિક ને સહિયારી મિલકત છે. લોકોના જીવનમાંથી નીપજેલું, લોકો થકી લોકો માટે જ ગવાતું તે લોકસંગીત. લોકસંગીત પણ અપૌરુષેય તો નથી જ. કોઈ એક અનામી લોકકવિને હૈયે કડી બે કડી કે આખુ ગીત ચડી આવ્યુ હશે. પણ એ ગીતને લોકોએ ઉપાસ્તાં એનું સમગ્રરૂપ ફરી જતું હશે. અને માનવીના સનાતન ભાવોના પહેલ પકડીને લોકકંઠે વણા કરતુ હશે.

આજે લોકગીતો વિશાળ અર્થમાં વપરાય છે. જેમાં આખ્યાન, કથા, છદ, ચોપાઈ વગેરેનો અને ખાસ કરીને ભજનોનો સમાવેશ થાય છે જીવનવ્યવહારમાંથી નીપજેલું સંગીત એ સૂક્ષ્મભેદે ઉપરના તમામ પ્રકારોથી જુદું છે. પ્રસંગે પ્રસંગે સવેદન અનુભવતાં જે સ્વરો નીપજ્યા એવા પ્રાકૃતિક સ્વરોનું એ સંગીત છે. કોઈ પણ લોકસંગીતની ઉત્પત્તિ લોકોના માનસિક વિકાસના આદિ સ્થાનમાં રહેલી છે. વાગ્ગેયકારનાં વાણી અને ગીત પણ એના આધારે રચાયાં છે.

**સંગીતનું આરંભસ્થાન લોકસંગીત**

વીણાવાદન સાથે ગવાતું સામવેદની ઋચાઓવાળું સામગાન પણ વિસ્તૃત પટ પર પથરાયેલા લોકસગીતના પાયા વગર ઊભુ જ ન રહી શકે સંગીતને શાસ્ત્રીય સ્વરૂપ આપનારા મૂળ રચયિતાઓએ આકાશમાંથી નહિ પણ લોકસમુદાયના કંઠમાં ઘૂંટાતા સ્વરોને પકડીને એની

ભૂમિકા ઉપર જ સામગાનની રચના કરી હશે. સંગીતમાર્તંડ પંડિત ઓમકારનાથજીએ પણ આ વિધાનનો સ્વીકાર કરતાં કહેલું કે "શિષ્ટ સંગીતનું આરંભસ્થાન લોકસંગીતમાં છે....મારાં ઘણાં વર્ષોના અનુભવ અને ચિંતન પછી હું કહું છું કે શિષ્ટ સંગીતનાં મૂળ લોકસંગીતમાં રહેલાં છે."

ફરક ત્યાં પડયો કે શિષ્ટ સંગીતને ધર્માશ્રય અને રાજ્યાશ્રય મળી રહ્યો હશે, જ્યારે લોકસંગીત તરફ હજી ગઈ કાલ સુધી હતી એવી સૂગ વધતી ગઈ હશે—એ ગ્રામીણ, અશિષ્ટ અને અસ્પૃશ્ય જેવું રહ્યું હશે પણ મંદિરો અને રાજયદરબારો કરતાં લોકસંગીતને જનસમુદાયનો જબરો આધાર મળી ગયો. આવું લોકસંગીત લોકોના સમસ્ત જીવન-વ્યવહારમાંથી ઉત્પન્ન થયું અને જીવનવ્યવહારમાં જ વણાયું. વહેલી સવારનાં પ્રભાતિયાંથી માંડીને ભાંગતી રાતનાં ભજનો સુધી લોકોએ સંગીતનો પુલ સાંધી દીધો છે. બાળજન્મના હાલરડાંથી માંડીને મૃત્યુ બાદ ગવાતા મરસિયા અને રાજિયા સુધી લોકસંગીતની બિછાત બિછાવી દીધી છે

**લોકસંગીતના ભારતીય પ્રકારો**

પ્રજાજીવનનો કોઈ પણ મહત્ત્વનો પ્રસંગ કે ઉત્સવ જુઓ. રોજ-બરોજના સામાન્ય વ્યવહાર નીરખો. સમગ્ર કાર્યવ્યવહાર સાથે સંગીત સંભળાવાનું. લોકસમુદાયે પોતાના સતત ગતિશીલ કાર્યરથનાં ચક્રોને જાણે લોકસંગીતનું સ્નેહન કરીને ગતિને સરળ બનાવી દીધી છે. એના તાલે તાલે તાલ દઈ ઊઠીએ એવું એ તાલબદ્ધ ને લયબદ્ધ હોય છે.

આવા તાલબદ્ધ અને લયબદ્ધ લોકસંગીતના પ્રદેશે પ્રદેશે કંઈ કંઈ પ્રકારો સર્જાયા છે. બંગાળે બાઉલ, ભટિયાલી, ઝુમુર અને કીર્તન આપ્યાં છે, તો પંજાબે મહિયા, હીર, ધોરી અને ગીદ્દા આપ્યાં, ત્યારે મહારાષ્ટ્રે પોવાડા, અભંગ, લાવણી અને પદ આપ્યાં. ઉત્તર હિંદના દિલ્હીથી બનારસ વચ્ચેના પૂરબ વિસ્તારે કજરી ને ચૈતી આપ્યાં, ઝૂલા, સોહર ને સાવન આપ્યાં, નૌટંકી, ચૌકલિયા અને સાકા આપ્યાં. સિંધે

કાફી ને સફી સંગીત આપ્યું. સરહદે નીમકાર્ઈ, લોભા અને સદરાના પ્રકાર આપ્યા

એ જ રીતે તામીલ, તેલુગુ અને કર્ણાટક વિસ્તારે પણ વિવિધ લોકસંગીત સર્જ્યું છે જ્યારે પહાડો અને જંગલોમાં વસતી અનેક અભણ આદિ જાતિઓએ હવે નૃત્યમય સંગીત આપીને પોતાની વિશિષ્ટતા નોંધાવી છે જુદા જુદા પ્રદેશે તો ઠીક પણ તે તે પ્રદેશની જુદી જુદી જાતિઓએ પણ પોતપોતાનાં જીવન અને કાર્યને અનુરૂપ સંગીત સર્જ્યાં છે

### લોકસંગીતનું અજોડ લાલિત્ય

આ પુ સાગરની જેમ હરહંમેશ નવીન ભાવો નવીન સ્વરો અને નવીન માધુર્યને પોતાનામાં સમાવ્યે જતુ લોકસંગીત લોકવ્યાપી બની રહ્યું કોઈ અભણધડ કઠ પણ એ રાગોને, આસાનીથી અપનાવી લે એવી એની સ્વરરચના સરળ અને ટૂંકી હોય છે ભાવને અનુરૂપ રાગ રાગને અનુરૂપ સ્વરો અને સ્વરોને અનુરૂપ શબ્દો એમાં હોય છે એને ઉલટાવી ને જોઈએ તો ભાવને અનુરૂપ શબ્દો, શબ્દોનો ભાવ પ્રગટ કરતા સ્વરો અને સ્વરોનું માધુર્ય રેલાવતા ઢાળ એમાં વહે છે

લોકસંગીતની હલક અને લહેકા અન્ય તમામ સંગીતપદ્ધતિઓ કરતાં વધુ લાલિત્યમય હોય છે આ હલકમા ગાતા અને લહેકા લેતા જતા જનસમુદાયના કંઠ એક સ્વરથી બીજા સ્વર પર જતાં વચલા સ્વરોને મૃદુતાથી સ્પર્શ કરતા જાય છે એમ કરીને વચના સ્વરોનું આગવુ લાલિત્ય ઉમેરતા જાય છે આવા લાલિત્યમય લહેકાને શાસ્ત્રીય સંગીતકારો કાકુસ્વરસ્પર્શિત સંગીત કહે છે પ્રખર પ્રયાસથી જ જેના પર પ્રભુત્વ મેળવી શકાય છે એવા કાકુસ્વરસ્પર્શને લોકમ્હેમાં આટલી સ્વાભાવિકતાથી રમતુ જોઈ ને તેઓ તાજ્જુબી અનુભવે છે

### સૌરાષ્ટ્રના શાસ્ત્રીય રાગો

લોકસંગીતે ધીરે ધીરે રાગોનો વળોટ પણ લીધો છે આ રાગો એણે શાસ્ત્રીય સંગીત પાસેથી નથી લીધા પણ ક્રમશ વિકાસ પામતા

ગયા છે અને એવી એની આકર્ષક સ્વરાવલિઓમાંથી રાગો સર્જાયા છે. જેમ નર્તન માટે તેમ સંગીત માટેનું પણ સૌરાષ્ટ્ર કેન્દ્ર બનેલું. આપણે જોઈ ગયા કે સપ્તન કુળના માદરો ઉપરથી નર્તનની જે શૈલી વિકાસ પામી તેનો ભારતની ચાર પ્રમુખ શૈલીમાંની એક સપ્તાની શૈલી તરીકે 'ભારત નાટ્ય'માં ઉલ્લેખ થયો છે. એ જ રીતે સારંગ રાગ પણ મદ્રકુળભાણ કૃષ્ણે આપ્યો છે. ગાંધાર અને સારંગના મિશ્રણમાંથી જે રાગ ઉત્પન્ન થયો તે આજનો શાસ્ત્રીય સોરઠ રાગ. એ જ રીતે બિલાવલ રાગ પણ વેરાવળ ઉપરથી ઉત્પન્ન થયો છે. મૂળ નામ વેદકુલી, ત્યાર બાદ વેલાવલી અને એનું છેલ્લું રૂપ વેરાવળ. પણ ગ્રીક લોકો પછી મુસલમાનોએ પોતાના ઉચ્ચારોથી આ દેશનાં ઘણાં નામ બદલી નાખ્યાં છે. અદિર ભૈરવ પણ સૌરાષ્ટ્રમાં ઉત્પન્ન થયો એમ કહેવાય છે. સંગીતનિપુણ સ્વામી વલ્લભભટ્ટજી સૌરાષ્ટ્રમાંથી એના ૭ રાગો ઉત્પન્ન થયાનું જણાવે છે.

### સૌરાષ્ટ્રનાં મંદિરોમાં સંગીત

સૌરાષ્ટ્ર વેદકાળથી તીર્થસ્થાન રહ્યું છે. પ્રભાસ, સોમનાથ, ગિરનાર, શત્રુંજય, વલભી અને દ્વારિકા તો ખરાં જ. પણ વૈષ્ણવ સંપ્રદાયે પણ શાસ્ત્રીય સંગીતને સૌરાષ્ટ્રમાં ઠીક ઠીક જાળવી રાખ્યું છે. પ્રસિદ્ધ દેવાલયોમાં તો ગાયકોનો વિશાળ વિભાગ નભાવાતો તે આપણે સોમનાથનાં વર્ણનોમાં વાંચીએ છીએ. અલબેરૂની કહે છે તે પ્રમાણે સોમનાથમાં સંધ્યા-આરતી ટાણે ૩૦૦ દેવદાસીઓ નૃત્ય કરતી. સોમનાથમાં સામગાન તો ઠેઠ અલ્લાઉદ્દીનના સમય સુધી ગવાતું. એ સામગાન સોમનાથના ગાયકોના વારસદારોમાં પરંપરાગત ઊતરી આવ્યું હોવાનું કહેવાય છે. શાસ્ત્રીય સંગીતે ભારતમાં બે જ સ્થળે સુવર્ણકાળ જોયો છે: એક દક્ષિણ ભારતનાં મંદિરોમાં અને બીજો સોમનાથ અને વલભીનાં મંદિરોમાં. શાસ્ત્રીય સંગીતની આ પરંપરા રાજવી યુગમાં ચાલ્યા કરી છે. રા' કવાટ બીજાના દરબારમાં મોટો જલસો હતો. પણ લોકોના જીવનનાં છેલ્લાં પાંચસો વરસમાં સંગીતના જે પહેલ પડ્યા તે નરસિંહ, મીરાં,

સાધુ સંતોની ભજનવાણી અને વૈષ્ણવ તથા સ્વામીનારાયણ સપ્રદાયને લીધે જ.

### લોકસંગીતના રાગ અને ભાવ

આ રીતે સૌરાષ્ટ્રમાં સગીતનો વારસો છે જ. જે પ્રદેશનું લોકસંગીત ઉન્નત હોય એ પ્રદેશનું શાસ્ત્રીય સગીત પણ ઉન્નત બને. દક્ષિણ ભારતે અને બંગાળના દાખલા આપણી સામે છે. એમ કહેવાય છે કે સૌરાષ્ટ્રમાં લોકસંગીતનો જેટલો વિકાસ થયો છે એટલો ભારતના અન્ય પ્રદેશે ભાગ્યે જ થયો હશે. રાગની દૃષ્ટિએ જોઈએ તો લોકસગીતમાં પ્રધાન રાગ સામગ્રી, બિલાવલ, આશાવરી, મારૂ, બિહાગ, કાફી, સારંગ, મલાર, ધનાશ્રી અને ભીમપલાસી જેવા રાગો અનેક ઢાળમાં ગવાય છે. લોકસંગીતની ખૂબી એ છે કે થોડાક જ સ્વરની રમતમાં એણે હજારો ઢાળ આપ્યા છે. એમાંનો એક એક ઢાળ પોતાનું આ સ્વરૂપ ધરાવીને પોતાના ભાવ સચોટ રીતે રજૂ કરે છે. પોવાડા ને સિધુડો શુદ્ધાવેશ ઊભો કરે તો મરસિયા ને રાજિયા શોકની છાયા ઢાળી દે પંજાબી ઢંગ પ્રેમની ઉન્મત્તતા આપે તો બગાળી બાઉલ ભજન ફિલસૂફસહજ સાત્ત્વિકતા ને શાંતિ પ્રસારે. અરધી રાતનો ગજર ભાંગતાં ગવાતાં આરાધનાં ભજનો ઇશ્વરની આરાધનામાં એકાકાર કરે તો વહેલી પરોઢનાં પ્રભાતિયાં ઇશ્વિરની લીલાનો પ્રસન્નમધુર આસ્વાદ આપે. ભાંગતી બપોરે બાળકને હિંચોળતાં હિચોળતાં પ્રલબ સૂરે ગવાતાં હાલરડાં વાત્સલ્યનું મીઠું ઘેન ચડાવે તો ચાંદનીમાં લેવાતા રમઝટ રાસડા રસની છોળો છલકાવે.

### લોકસંગીતનાં તાલ ને તાજગી

તદ્દન નિયમબદ્ધ ભારતના શાસ્ત્રીય સગીતની Melody અને નિર્બધપણે પોતાનો દેહ ઘડતા પાશ્ચાત્ય સંગીતની *Harmony* વચ્ચેની કડીરૂપ જ જાણે આ સંગીત છે બન્ને સંગીતની શક્તિ–અશક્તિ મૂલવનાર અભ્યાસીઓએ લોકસંગીતનો આ દૃષ્ટિએ અભ્યાસ કરવાની જરૂર છે. લોકસગીતના તાલ પણ સાદા જ. હીંચ, કેરવા કે ધમાર, ત્રિતાલ દીપચંદી કે દાદરા. રાસમાં હીંચ ને કેરવા વિશેષ પ્રચલિત છે, જ્યારે

ભજનમાં ત્રિતાલ, દીપચંદી ને દાદરા હીંચ સ્વચ્છંદી હોવાથી એમાં મસ્તી જામે છે પણ મજા તો દીપચંદીની છે. ૧૪ માત્રાનો આ તાલ આપણા લોકસંગીતની એકરૂપતા સર્જીને સુંદર સ્વરૂપ નીપજાવે છે, માત્ર ભજનમાં જ નહિ પણ લોકગીતોમાં પણ; કારણ કે દીપચંદી તાલ ઊર્મિવાહક છે અને લોકસંગીતના ઊર્મિગીતોમાં આ દીપચંદી જેવો જામે છે એવો ભાગ્યે જ સંગીતની કોઈ બીજી પદ્ધતિમાં જામે છે

લોકગીતોની રચના મોટે ભાગે પાંચ સ્વરોની હોય છે. એમાં સ્થાયી હોય છે પણ અંતરો નથી હોતો. પણ સ્વરની રચના એવી રમ્ય ને મનોહારી હોય છે કે તરત જ દિલ ઉપર કાબૂ જમાવે છે લોકસંગીતના સ્વરો અને સ્વરસ્થાન બહુ સ્પષ્ટ હોય છે ઓછા સ્વરો, ભરપૂર ભાવ અને સ્વરની લાક્ષણિક કરકસર. ઓછા સ્વરોને કારણે ગતિવેગ ખૂબ આપી શકાય છે ને ગીતને ચગાવી શકાય છે લોકસંગીતની બીજી મજા આડમાં ગવાતાં ગીતોની છે. આડમા ગવાતાં ગીતોનો તાલ પકડવા ભલભલા તમલચી લોકસંગીતમાં ગોથાં ખાય છે. અર્ધી અર્ધી માત્રાઓ મૂકીને અને બબ્બે માત્રાઓ મૂકીને અર્ધી માત્રાને સ્પર્શ કરી લોકગાયક ભારે ગગન જમાવે છે.

**લોકસંગીતનાં વાદ્યો**

ભાવને અનુરૂપ સાદાં રાગ, તાલ અને એવાં જ સાદાં વાદ્યો હોય છે બસી, પાવો ને શરણાઈ; ઢોલ, ઢોલક, પખવાજ અને નોબત-નગારાં, રાવણહથ્થો, એકતારો ને મંજીરાં; ડફ, ડાકલું, ખમાજ અને ખંજરી, ઘટ, ઘડો ને ઘૂઘર : આ છે લોકસંગીતનાં વાદ્યો લોકઢાળે ગીતના સ્વરે વાર્તા કહેનારા કેટલીક વાર સિતારનો ઉપયોગ કરે છે. પણ સિતાર ઉપર એકલા ઝાલા જ વગાડતા જાય છે આવા સાદા રાગ, સાદા તાલ અને સાદા વાદ્યો વડે આદિવાસીઓ સમૃદ્ધ નૃત્યથી, ઉત્તરની સ્ત્રીઓ કજરી નૃત્યથી અને ગુજરાતના લોકો હલ્લીસક અને લાસક નૃત્યથી ધરતીને ચકડોળે ચડાવે છે.

### લોકસંગીતનાં પ્રેરણા–પાન

માનવીના સનાતન ભાવો વ્યક્ત કરનારાં લોકગીતોમાંથી કવિકુલ-ગુરુ કાલિદાસથી માંડીને ગુરુવર ટાગોર સમા સમર્થ કવિઓએ પ્રેરણા પીધી છે આ લોકસંગીતમાંથી જ પ્રેરણા લઈને રચાયેલા ભજનોએ લોકસંગીત જેવી જ ચિરંજીવિતા પકડી લીધી છે ઉત્તર હિંદના નાનક, કબીર ને તુલસીદાસ; ગુજરાતનાં નરસિંહ, મીરાં અને સંતપરંપરા; મહારાષ્ટ્રના એકનાથ અને તુકારામ; દક્ષિણના ત્યાગરાજ અને ભાગ્તી અને બંગાળના વિદ્યાપતિ, ચંડીદાસ તથા રામપ્રસાદ એનાં સમર્થ ઉદાહરણ છે.

આપણી નજર સામે જ કવિવર રવીન્દ્રનાથે બાઉલ, ભટિયાલી, ઝુમુર અને કીર્તનમાંથી પ્રેરણા પીને જે રવીન્દ્ર સંગીત રચ્યું છે તેણે બંગાળમાં સબળ સ્થાન મેળવી લીધું છે. આપણે ત્યાં ગુજરાતમાં પ્રેમાનંદ, દયારામ અને બીજાએ એ કામ કર્યું. ખોટાદકરનાં ગીતોની લોક હૃદય ઉપરની પકડ એમનાં ગીતોમાં રહેલ લોકસંગીતના તત્ત્વોને જ આભારી છે કવિ નાનાલાલે લોકઢાળના જે ગીતો આપ્યા તે સહેજે લોકકંઠે જઈને વસ્યાં. જ્યારે સ્વ. મેઘાણીનાં ગીતોએ લોકહૃદયમાં જે સ્થાન મેળવ્યું છે તે પણ લોકગીતોની ઊર્મિ, સરળતા, સરસતા અને લોકસંગીતનાં તત્ત્વોને જ આભારી છે શ્રી દુલાભાઈ કાગનાં ગીતોની લોકપ્રિયતાનું પણ એ જ કારણ છે

### ફિલ્મોએ અને સંગીતજ્ઞોએ પણ

ફિલ્મોએ પણ વાચા મેળવી ત્યારે શરૂઆતમાં નાટકિયા સંગીતનું અનુકરણ કર્યું. એ રસહીન બન્યું ત્યારે શાસ્ત્રીય સંગીતનો આશ્રય લઈ જોયો. એમાં પણ પૂરી સફળતા ન મળી ત્યાર્થી લોકસંગીત પાસેથી ભાથું મેળવવું શરૂ કર્યું છે ન્યૂ થિયેટર્સના રાયચંદ બોરાલે, પ્રભાત થિયેટર્સના શ્રી કૃષ્ણરાવે, પૂરવના પંડિત અમરનાથે અને પંજાબના ગુલામ હૈદરે પોતપોતાના પ્રદેશના લોકસંગીતમાંથી સૂરો પકડી પકડીને ફિલ્મી સંગીતમાં વહેતા કર્યા. એની લોકપ્રિયતાને કારણે ધીરે ધીરે આખા

ને આખાં લોકગીત બહેકાવતા ઢાળે ફિલ્મોમાં વહેતાં મુકાયાં છે ફિલ્મોને પ્રજારજની બનાવવામાં આ સૂરોએ અજબ ફાળો આપ્યો છે આમ છતાં પાર્શ્વસંગીતની પીઠ ઉપર ઊભુ રહેલું ફિલ્મી સંગીત માનવજીવનના સનાતન ભાવોને પકડવામાં નિષ્ફળ ગયુ છે ને માનવીની ક્ષુદ્રક વૃત્તિ ઓને તીવ્રતર બનાવીને પામર રસો પીરસતુ હોવાથી ક્ષણજીવી જ બનતું રહ્યુ છે ફિલ્મી સંગીત સતેલા કદને અને સતેની લિપ્સાઓને સાથોસાથ જગાડવાનુ કામ કરે છે આવુ સંગીત લોકના જીવનવ્યવહારનું સાથી કદી ન બની શકે

આવુ સમૃદ્ધ લોકસંગીત આપણા સંગીતની એક એક શાખા માટે પુરાણકાળથી પ્રેરણારૂપ રહેતું આવ્યુ છે ને રહેશે ભારતીય શાસ્ત્રીય સંગીતે આ લોકસંગીત પાસેથી જ ગાયન, વાદન અને નર્તનનું વિભાગીકરણ તેમજ સમય સમયના અને ઋતુ ઋતુના ભિન્ન ભિન્ન રાગોના ખ્યાલ મેળવ્યા છે સ્વ૦ પંડિત નારાયણ મોરેશ્વર ખરે તો શાસ્ત્રીય સંગીતની કેટલીક ખૂટતી કડીઓ લોકસંગીતમાંથી જ મેળવી શકાય એમ એમના લોકસંગીતના ઊંડા અભ્યાસ બાદ માનતા હતા સ્વ૦ પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરને સંઘગાનની અને સંગીતના સંઘશિક્ષણની પ્રેરણા સૌરાષ્ટ્રમાંથી જ મળેલી.

### શાસ્ત્રીય સંગીતનો મૂળ ઉદ્દેશ શો ?

આજે તો લોકસંગીત, આધુનિક સંગીત અને શાસ્ત્રીય સંગીતને સરકાર તેમજ પ્રજા તરફથી ખૂબ પ્રોત્સાહન મળી રહ્યુ છે. સરકારના ઘણા ઘણા પ્રયત્નો છતા શાસ્ત્રીય સંગીત હજી લોકપ્રિય બની શકયુ નથી આ માટે એમ કહેવામાં આવે છે કે શ્રોતાઓએ પણ શાસ્ત્રીય સંગીત અંગેની પોતાની સમજ વધારવી જોઈએ શાસ્ત્રીય સંગીતનો પ્રચાર વધુ પ્રમાણમાં થવો જોઈએ વગેરે. કંઠ સંગીતની સામે વાદ્ય સંગીત પ્રમાણમાં વધુ લોકાદર પામે છે, કારણ કે શાસ્ત્રીય સંગીતમાંથી લોકો સામે એ બે રજૂ થાય છે, અને એમાંથી લોકોએ એક પસંદ કરવાનું હોય છે અને લોકો સ્વાભાવિકપણે જ વાદ્ય સંગીત પસંદ કરે છે

શાસ્ત્રીય સંગીત એટલે—

> यो मार्गितो विरच्याद्यै प्रयुक्तो भरतादिभिः ।
> देवस्य पुरत' शंभोर्नियताभ्युदयप्रदः ॥

બ્રહ્મા, ભરત વગેરેએ શંભુની આગળ જે પ્રયોજેલુ અને જે અભ્યુદય આપનારુ છે તે માર્ગી સંગીત. વળી—

> अनादि सम्प्रदाय यद् गन्धर्वै सम्प्रयुज्यते ।
> नियत श्रेयसो हेतुस्त गान्धर्वं जगुर्बुधा. ॥

ગાંધર્વોથી પ્રયોગ્જયેલુ, અનાદિ સંપ્રદાયવાળુ, નિશ્ચિત શ્રેયના હેતુવાળું તે ગાંધર્વ ગાન. આ ગાંધર્વ ગાન એટલે જ માર્ગી સંગીત જે ઈશ્વરની આરાધના દ્વારા શ્રેયને જ સાધનારુ હતુ. અપૌરુષેય હતુ કે નહિ તેની ચર્ચા જવા દઈએ, એટલે આ ગાંધર્વ ગાનનો હેતુ નિશ્ચિત છે. આ ગાંધર્વ ગાનને—જેને આપણે માર્ગી સગીત કહીએ છીએ તેને—શાસ્ત્રીય સગીત આજકાલ કહેવાય છે. શાસ્ત્રીયતા તો સ્વર-તાલને માપવાની એક દૃષ્ટિ છે એથી ગાંધર્વ ગાન-માર્ગી સગીતનો મૂળભૂત હેતુ બદલાતો નથી.

આ ગાંધર્વ ગાન પહેલાં આપણે ગોપલોકોની ક્રિડામાં જોઈએ છીએ પણ એ પહેલાં સામગાનમાં ઈશ્વરની આરાધનારૂપે જોઈએ છીએ. સતો, ભક્તો અને મંદિરોમા થતી ઉપાસનામા આપણે એ જોઈએ છીએ. પણ ધર્માશ્રયમાંથી સરીને એ ક્યારે રાજ્યાશ્રય પામ્યુ એના ક્રમિક ઈતિહાસમા ઊતરવાનુ અહીં પ્રયોજન નથી પણ છેલ્લે દ્રુપદ ધમારની ગાયકી ઘણી દુર્બોધ અને કર્કશ બની ગયેલી. લોકાદર ગુમાવી બેઠેલી ત્યારે અમીર ખુશરૂ નામના એક વિદ્વાને ખ્યાલની ગાયકી આપી અલ્હમદશાહ ખીલજી બાદશાહતના સમયમાં.

**ખ્યાલની ગાયકીની કંઠ કસરત**

રાજાઓની તહેનાતમાં આ ખ્યાલની ગાયકી પણ ધીરે ધીરે કંઠની કસરત બની ગઈ. તાનપલટાની એકધારી કર્કશતા અને શુષ્કતામા સરી

પડી એના ચાહકો થોડા જ રહ્યા, પણ દરબારીઓની જેમ દાદ આપતા રહ્યા. રાગનું સ્વરૂપ અને ગાનનો ભાવ દેશવટે નીકળી ગયાં જેમ જેમ આ ગાયકી લોકાદર ગુમાવતી ચાલી તેમ તેમ એમાં રંજનનું તત્ત્વ ઉમેરાતું ગયું જે ગાન ઈશ્વરની આરાધના માટે કે ચિત્તને એકાગ્ર કરીને ઉપાસના માટે હતું તે પ્રેમની વેવલાઈમાં સરી પડ્યુ. પછી તો ગીતના શબ્દો ઉપાસનાના હોય કે પ્રણય, વિરહ કે વેદનાની વ્યથાના હોય તો પણ કંઠ અને સ્વરને છોડીને ભાવ શરીરના અભિનય દ્વારા વ્યક્ત થવા લાગ્યો. એ ગાન થોડા રંગીલાઓનું બન્યું, અને જેને એ કર્કશ, વધુ પડતું આછકલું કે ભાવહીન જણાયું એને અણસમજુ કહીને હસી કાઢવામાં આવ્યા. આમ ખ્યાલની ગાયકી આસપાસ એક એવો વર્ગ ઊભો થઈ ગયો કે જે વર્ગ અને પ્રજા વચ્ચેનું અંતર ન પુરાય એટલું વધી ગયું છે.

### શાસ્ત્રીય સંગીતના ભાવાભાવ

ગાનની રિયાઝ–કંઠસ્વરની જે તાલીમ ગાયકે કરવાની હોય છે એ તાલીમના તાનપલટાની કસરત જ ગાનમાં પ્રાધાન્ય મેળવી બેઠી છે અને એની ટેક્નિકમાં આવતા કોઈ વિશિષ્ટ સ્વગનું સ્વરૂપ જે તે વર્ગની પ્રશંસા અને ખુશામદનું સ્વરૂપ લઈ બેઠેલ છે. ભાવનાં સ્વરૂપ નાદમાંથી પેદા થવાં જોઈએ એ તો અપવાદો બાદ કરતાં સાવ વીસરાઈ ગયું છે. આવી ગાયકીને પણ આ જ શાસ્ત્રીય સંગીતને નામે જિવાડવાના ઘણા ઘણા પ્રયત્નો સરકાર અને સંગીતસંસ્થાઓ તરફથી થઈ રહ્યા છે, પણ લોકો વચ્ચે આવીને મેદાન મારી શકે એવું બળ એનામાં નથી રહ્યુ. પહેલાં રાજ્યાશ્રય મેળવીને જીવેલુ, અને આજેય એક યા બીજે પ્રકારે રાજ્યાશ્રય મેળવીને જ જીવવા મથી રહેલ આ સગીતની ગાયકીએ જીવવું હશે તો એક એક રાગને ભાવ પ્રમાણે ગાતાં શીખવું પડશે. ખોટી ઉચ્ચતાનું અભિમાન છોડીને કાં તો ઉચ્ચ કાવ્યતત્ત્વો ધરાવતા ભાવવાહી ગીતોનો આશ્રય લેવો પડશે અથવા જનસામાન્યના દિલમાં રસ ઉત્પન્ન કરવાની ખૂબી અને તાકાત મેળવવાં પડશે. સિનેમા સંગીતની જેમ નીચે ને નીચે ઊતરતા જઈને એ ખૂબી ને એ તાકાત નહિ મેળવી શકાય પણ

લોકસંગીત પાસેથી જ એણે એ તાલીમ મેળવવી રહેશે, અગર તો નાદ-બ્રહ્મની આરાધના માટે તપશ્ચર્યા દ્વારા હરકોઈ ને અસર કરે એવાં સ્વરનાં ભાવવાહી સ્વરૂપો ખડાં કરવાની તાકાત કેળવવી રહેશે

ખ્યાલની ગાયકીની કઠ-કસરતના કંટાળામાંથી જ આપણું હળવું સંગીત ઉત્પન્ન થયું છે. ટપ્પા, ઠુમરી અને દાદરા; પદ, ભજન કે લાવણીના હળવા સગીતે લોકસંગીતની જ મીઠાશ અને ભાવનો રસ ઉમેરીને શાસ્ત્રીય સગીત કરતાં વિશેષ પ્રદેશ સર કર્યો છે. ખોટા ખ્યાલો છોડી, બદ્ધ દીવાલો ભેદીને મેદાન વચ્ચે આવવાની તાકાત જે કોઈ ગાયકો મેળવશે તે જ આ સંઘયુગમાં જીવી શકશે.

**લોકસંગીતનાં ભયસ્થાનો**

લોકસંગીતમાં જબરદસ્ત બળો પડ્યાં હોવા છતાં શાસ્ત્રીય સંગીત જેવાં અને એથી વિશેષ ભયસ્થાનો લોકસગીત માટે ઊભાં થયાં છે. લોક-સંગીતને પ્રકાશમાં–પ્રચારમાં આણી પ્રતિષ્ઠિત બનાવ્યુ સ્વ૦ મેઘાણી, સ્વ૦ રાયચુરા, શ્રી. દુલાભાઈ કાગ અને શ્રી. મેરૂભા ગઢવીએ. એ પછી લોક-સંગીત ઘણું પ્રચાર પામ્યુ છે. ભાગ્યે જ કોઈ મેળાવડો કે સમારંભ એના વિનાના હોય છે. એ જ રીતે રેડિયો, રેકર્ડ, સિનેમા અને નાટકો, સગીતરૂપક અને નૃત્યરૂપકો, ડાયરા અને ઉત્સવો પણ આજકાલ લોકસંગીતનો આશ્રય લઈ રહ્યાં છે. પણ અધિકારીજનોથી યોગ્ય રજૂઆત પામતું ન હોવાથી લોકસંગીતમાં કોઈ વાળોટાળો નથી રહ્યો.

શાસ્ત્રીય સંગીતમાં વધુ પડતી અદા, આછકલાઈ, નજાકત અને વધુ પડતું રંજન તત્ત્વ આવી જવા છતાં એને સાંભળનારો અને રસ લેનારો એક વર્ગ છે જે તે માણસો એ સમજી શકતા નથી અને વધુ વાર સાંભળી શકતા નથી. બીજું શાસ્ત્રીય સંગીતના નિશ્ચિત માર્ગો હોવાથી ગમે તે માણસ ગાઈ શકતો નથી. જ્યારે લોકસગીતના એવા નિયત માર્ગો હોઈ શકે નહિ. પરિણામે ગમે તે માણસ ગમે તેમ એ ગાઈ શકે છે. શહેરી સમાજ પાસે આ લોકસંગીતનું કોઈ સ્પષ્ટ સ્વરૂપ

ન જ હોય જે કાંઈ ઊભુ કરી શકેલા તે મેઘાણીભાઈ જતાં જેને ભગવાને કાંઈક ગળુ આપ્યુ છે એવા કઈક આજ લોકસાહિત્યને નામે અને લોકગીતોને નામે લોકગીતોને મશ્કરીનુ ભાજન બનાવી રહ્યા છે.

**લોકસંગીતની વિકૃત રજૂઆત**

લોકગીતોને નામે ગમે તે ગીત ગાઈ ને, વગાડીને, વિકૃત હાવભાવ કરીને લોકોને રીઝવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે પરિણામે પ્રેક્ષકો પણ લોકસંગીત અને લોકસાહિત્યને દિવસે દિવસે મનોરંજનનું જ એક સાધન માનતા થયા છે જેમાં લોકસાહિત્ય અને લોકસંગીતનો વિવેક વીસરાતો જાય છે લોકસાહિત્યમાં પણ ખાસ કરીને લોકોને આકર્ષતો વિષય લોકસંગીતનો છે વાર્તાકારો શોધ્યા જડતા નથી. જે કાંઈ જડે છે એની ઝડઝમક બનાવવી લાગે છે હવે એવુ બન્યુ છે કે આ લોકગીતોને, દુહાઓને, છંદોને, ભજનોને અને રાસડાને અથવા એમાના કોઈ એકને લોકસાહિત્યના કાર્યક્રમ તરીકે ઓળખાવાય છે આ લોકગીતો અને દુહાઓની એવી તો વિચિત્ર રજૂઆત કરવામા આવે છે કે લોકસાહિત્યની સરકારી ભાત જ ન ઊઠે પરિણામે લોકસાહિત્ય એટલે ગ્રામ્ય–ગામંડયુ, અસંસ્કારી, રોનકી અથવા તો નવરાશના સમયે લહેર કરવા જેવું એવી એક અસર શિષ્ટ ગણાતા સમાજ સુધી પહોચી ગઈ છે

**લોકગીતોનું નાટક**

લોકગીતોને નામે બે પ્રકારનાં ગીતો જ મોટે ભાગે રજૂ થાય છે: એક તો ભજનો, અને બીજા મેઘાણીભાઈએ ગ્રંથસ્થ કરેલા ચારણી છંદ શ્રી દુલાભાઈનાં જે ગીતો ગવાય છે તે પણ મોટા ભાગનાં ભજનો જ હોય છે મોટા શહેરોમાં કહેવાતા લોકગાયકો શ્રી દુલાભાઈના નવા ગીતની રાહ જોઈને બેઠા હોય છે જેવું આવે કે ઉપાડે એમાં આધુનિક સંગીતની છાંટ ભેળવે પછી એને નાટકીય ઢબે રજૂ કરે મૂળ લોકગીતો તો એથી ઘણાં દૂર રહી ગયાં એ જ રીતે ચારણી છંદમાં પણ ગાતાં ગાતાં ડહકાં ભરે, 'છે' ને બદલે 'સે' નો ઉચ્ચાર કરે, 'જ' ને બદલે 'ઝ' બોલે અને છંદ કે ગીતનો જેટલો અમુક અશુદ્ધ ઉચ્ચાર કરી

શકાય તેટલો કરીને રજૂ કરે એવી સમજથી કે લો ગીત તે કાંઈ શુદ્ધ હોય ? એ તો અશુદ્ધ રીને જ રજૂ કરાય આ સ્થિતિ 'રેડિયો' ઉપરથી રજૂ થતા લોકગીતોના કાર્યક્રમમા વિશેષ પ્રવર્તે છે જેના ઉપર આપણી આ નૂતન સસ્કૃતિનુ મડાણ થયુ છે એવા એ લોકધનની અને સજીવ સગીતની સગાસર ઠેકડી કરવા જેવુ જ આ છે દુહાઓ લનકારવામાં તો એવા હેકારા કરે છે કે માણસો ભડકીને ભાગી જાય અથવા સમય હોય તો હાસ્યમિશ્રિત આનદ મેળવે અને પરિણામે લોકસાહિત્યને નામે ગભીર વાત સાભળવની લોકોની ટેવ છૂટતી જાય છે

લોકગીતોને નામે એક બીજે ગોટાળો એ થાય છે કે અદ્યતન કાવ્યો સિવાયનું જે કાંઈ છે તે બધા લોકગીતો ઠ ઢો મીર લધા, રાવણહથ્થાવાળા અને ગવજોના ગીતેની પણ લોકસાહિત્યમા ગણના થાય છે ખૂની ડાકુઓનાં કરપીણ કૃત્યોનાં ગીતોને પણ લોકસાહિત્યમાં ખપાવાય છે આ ઢાઢી મીર, લધા, રાવણહથ્થાવાળા અને રાવળો વગેરેના જે કાંઈ ગીતો છે તે તો ઘણુખરુ આજીવિકા રળવા માટે જોડાયેલાં છે એ સમાજશાસ્ત્ર કે સશોધનનો વિષય જરૂર ગણી શકાય પણ એ ખરુ લોકધન નથી એમાં લોકોર્મિનો પડઘો પડતો નથી તેમ એમાં ક્યારેક રાવણહથ્થાવાળા જે કથાગીતો ઉપાડે છે તેને બાદ કરતાં સાચા લોકસસ્કાર પણ નથી

### લોકસાહિત્ય અને ચારણીસાહિત્ય

એ જ રીતે ચારણીસાહિત્ય જે ઘણુખરુ ગેય છે ને છદોમાં રચાયુ છે તે પણ લોકસાહિત્ય નથી ચારણીસાહિત્ય માત્ર રાજ્યાશ્રયે જ નહિ પણ વિદ્વાનો અને પડિતોની પાઠશાળાઓમા પ્રોત્સાહન પામેલુ અને વશપરપરાગત ઊતરતું વિકાસ પામેલું લોકસાહિત્યથી અલગ એવુ સાહિત્ય છે એની ભાષા જુદી શૈલી પણ જુદી અને ગાયકો પણ જુદી જ છે એ વિશેષે સસ્કૃત પ્રાકૃત વ્રજભાષા અને જૂની રાજસ્થાની ડીંગળીમા ઉત્કર્ષ પામ્યુ છે આ ચારણીસાહિત્યના પણ બે પ્રકાર છે: એક તો રાજાઓની કે દાતાઓની કૃપામાથી સર્જાયેલુ ખુશામદ

પરાયણ અને બીજુ કુદરતની પ્રેરણામાંથી સર્જાયેલું ભક્તિપરાયણ, પ્રકૃતિપરાયણ ને આત્મલક્ષી પણ છંદોને બાદ કરતાં છેલ્લી સદીઓમાં ચારણોએ પણ લોકો વચ્ચે જીવતાં લોકવ્રોટ પકડ્યો, લોકજીવનના સુખદુઃખના પડઘા ઝીલ્યા અને લોકોની ઊર્મિઓના પડઘા પાડતાં ગીતો રચવાં શરૂ કર્યાં એ ગીતો છંદોથી જુદાં જ તરી આવે છે ચારણી છંદની ભાષાની રચના પણ સહેલી નથી અને એને સમજવું પણ સહેલું નથી આજકાલ એ છંદોમાં નિ:સત્ત્વ જોડકણાં જોડીને એને લોકગીતને નામે રજૂ કરવામાં આવે છે

આ ભેદ સમજવા અપવાદ બાદ કરતાં કોઈ ગાયક થોભતો નથી પરિણામે લોકસંગીતમાં અનવસ્થા ઊભી થતી જાય છે આ લોકસંગીત ઉપર પણ સૌથી પહેલાં નાટકની અસર થઈ ખાસ કરીને રામલીલા મંડળીઓએ ગામડાંઓમાં જઈને રામલીલાને નામે ગમે તેવાં નાટકો ભજવીને ખેલ બગાડયો જ્યારે ભવાઈને તો પોતાનું આગવું સંગીત છે, કારણ કે ભવાઈ એ લોકજીવનનું જ એક અંગ છે ભવાઈના ઠેકા અને લહેકાથી તો ઘણાં લોકગીતો શોભે છે ને ચગે છે ત્યારે નાટકીય ગીતો પછી તરત જ ફિલ્મી ગાણાંની અસર થઈ પણ લોકોને શુભ નસીબે શુદ્ધ લોકસંગીતને પ્રતિષ્ઠા મળતાં મૂળની રજૂઆત વધુ અને કારદાયક બનતાં લોકસંગીત અશુદ્ધિમાંથી થોડું બચ્યું ત્યાં શાસ્ત્રીય સંગીત અને ફિલ્મી સંગીતના મિશ્રણમાંથી હળવું–જેને આધુનિક સંગીત કહે છે તે આગળ આવ્યું લોકપ્રિય બનવાના પ્રયત્નોનું જ એ પરિણામ છે

**મૂળ વિનાનું ઝાડવું**

આધુનિક હળવું સંગીત બધી રીતે આવકારદાયક છે, પણ ફિલ્મી અસરની મુક્તિ તો જરૂરી છે આધુનિક સંગીત શુદ્ધ શાસ્ત્રીય સંગીત પણ નથી અને લોકજીવનમાં ઘૂંટાતા સ્વરોના અભ્યાસમાંથી પણ એ ઊભું થયું નથી એ તો સંગીત પદ્ધતિએ મિશ્રણનું એક લોકપ્રિય અનુકરણ માત્ર છે આજકાલ આ આધુનિક સંગીત એના રંજન અને ચમત્કૃત તત્ત્વને કારણે અને બીજી કોઈ લોકપ્રિય સંગીત પદ્ધતિના અભાવે

આગળ આવ્યું છે. આ આધુનિક સંગીતે લોકસગીતને સારી પેઠે અસર પહોંચાડી છે. લોકગીતોના શહેરી ગાયકો મૂળ તો આ આધુનિક સંગીતના જ ગાયકો હતા, પણ લોકસંગીત પ્રત્યેની લોકોની રુચિ જોતાં આધુનિક સંગીતના ઢાંચામાં લોકગીતોને બેસાડીને ગાવા લાગ્યા છે.

આધુનિક સંગીતમાં ફિલ્મી સંગીત ઉપરાંત બંગાળી બાઉલની અસરો, પંજાબી ઢંગ અને મરાઠી ભાવગીતોની પણ અસરો છે આ આધુનિક સંગીતમાં શબ્દના ભાવ અને સ્વરની ઊર્મિવાહકતા વચ્ચે કોઈ સંબંધ હોવો જોઈએ એનો વિચાર સરખો હોતો નથી. એ જ રીતે આધુનિક સંગીતની સ્વરરચના વાચાળ વિશેષ હોય છે. આ આધુનિક સંગીત આજે પ્રચાર પામી રહ્યું હોવાનું એક કારણ એ છે કે આજે શાળાઓ, કોલેજો, સમારંભો, મેળાવડા અને રેડિયોમાં નાના મોટા ગાયકોની જરૂર ઊભી થઈ છે. બાળકો સુદ્ધાંને આજે થોડું ગાતાં આવડે તો ઝડપથી પ્લેટફોર્મ મળી જાય છે. ત્યારે આધુનિક સંગીત જ એક એવું સંગીત છે કે જે સહેલાઈથી શીખી શકાય ને સહેલાઈથી ગાઈ શકાય. એ કારણે સંગીતશાળાઓમાં પણ એ શીખવાય છે અને ઠેકઠેકાણે એ રજૂ થાય છે. આમ આ આધુનિક સંગીત, ફિલ્મી સંગીત અને અતિ રંજનાત્મકતાના ત્રિભેટે આજે લોકસંગીત ભીંસાઈ રહ્યું છે.

### શુદ્ધ લોકસંગીતનો આગ્રહ

એની બીજી બાજુએ લોકસંગીતની શુદ્ધિનો આગ્રહ પણ વધી રહ્યો છે. મૂળના સ્વરૂપે એને જાળવી લેવા. સરકાર દ્વારા અને સંસ્થાઓ દ્વારા પ્રયત્નો થઈ રહ્યા છે. પ્રભાતિયાં, અવરણીનાં ગીતો, હાલરડાં, બાળકુંઠેરનાં ગીતો, રમતોના ગીતો, કન્યકાઓનાં ગીતો, ઊર્મિગીતો, મર્મગીતો, રાસ, ગરબા, ગરબો, ગરબી, લગ્નગીતો, સંસારનાં સુખદુઃખનાં ગીતો, કથાગીતો, યુદ્ધગીતો, મરનાં ગીતો, સાગરગીતો, ઋતુગીતો, પશુપંખીનાં ગીતો, પ્રકૃતિના ગીતો અને ભજનો વગેરેનું રેકોર્ડિંગ કરી લેવાના પ્રયાસો શરૂ થયા છે. એટલા પૂરતું તો એ જળવાશે જ. પણ લોકસંગીત એ કોઈ બદ્ધ સંગીત નથી. એ તો સતત ગતિ-

પાતળાં પણ ધખતાં નાનકડાં મેદાનો અને વચ્ચે નિર્જળા ડુંગરા અને ટેકરીઓની હારો ચાલી જતી હોય

ઉનાળે સૌરાષ્ટ્રની ધરા પીરોજા રંગ ધારણ કરે છે; પણ મહુવાથી માંડીને માંગરોળ સુધીનો ધરાતો ઝૂલતો પટ્ટો એ પીરોજા ધરતી માથે લીલુડા પાલવ જેવો ગોભી રહે છે એની પીરોજા ધરતી અને લીલુડા પાલવની વચાળે કુદરત કેસૂડાંની કેવી રૂપાળી ફૂલગૂંથણી કરે છે?

" ભર ફાગણ બણુકે ભમર, ઓપત ભાર અઢાર,
સોળસે વચ્ચે સામરો, રંગ ખેલે કરતાર. "

હોળીની ઝાળ ઉતરે ને વાયરાના ઝપાટા શરૂ થાય, ઝાડની ડાળીઓ હીંચોળા ખાતી રજડમ્મરના વીંઝણા વીંઝતી હોય, ભાલ જેવી ઓપટ ધરતી માથે આભે અડતા રજડમ્બરના થાંભલા રચાઈ ગયા હોય, એમાં ભલભલા વિજાણુંદની ભાળ કાઢવી મુશ્કેલ બને. નદી–કૂવાનાં તળ હબસીના મશીરા જેવા કાલાં દણકતાં હોય અને ધરતી માથે મૃગજળનાં મોજાંના ઉછળાટનો પ્રવાહ બધાઈ જાય ઘોમ તાપે માનવીનાં હૈયાં કેવાં ધલવલતાં હોય?

" જો વિસારું વલહા, રૂદિયામાંથી રૂપ,
તો લગે ઉતરજી લૂક, ઘર બાખીડી થઈ ફરાં. "

થરપારકરના રણની આગ ઝ તી લૂથી જેમ હોલાં ધલવલે એમ માનવી ધલવલતાં હોય, ત્યારે આવી ઉત્તરની અગાર ઝરતી લૂથી કવિતાને ગળેય કાંચકી બધાઈ જાય છે વર્ષામાં અજસ્ર ધારાએ વહેતાં લોકગીત પણ ઉનાળામાં જળની જેમ જપી જાય છે, પણ દિવસ પૂરતાં જ, રાત તો ઉનાળાની ભારી રળિયામણી સાંજ ઢળે અને રૂઝયું–ફૂંઝયું વળતાં જ ધીમો મીઠો પવન શરૂ થાય ભેગજોનામાં તો સૂરજના તાપથી ધગેગી ધરતી ઠરીને હીમ જેવી હસી ઊઠે છે. બફારાના દિવસો બાદ કરતાં સૌરાષ્ટ્રની ઉનાળાની રાત માનવીને હાલરડે હીંચોળતી હોય એવું મીઠું

ધારણ વાળી દે છે પણ દિવસ ઊગતાં સરજ રાતનું સાટુ વાળતો હોય એવાં ધગેલ કિરણોનાં ભાલાં વછોડે છે. કિરણોનાં ભાલોડાંથી વીંધાતી ધરતી ફાટીને હૈયાની વરાળ કાઢે છે પછી તો—

" ખડ સૂકયાં ધણ વસૂકિયા, વહાલા ગિયા વિદેશ. "

ગોપજનો વાસપાણીના પ્રદેશમાં ઢોર હાંકી જાય છે. ખડખડ ડિયા ખેડુ અને ઊભડ લોક મજૂરી શોધવા પરપ્રદેશમાં વહ્યા જાય છે, એવો જેઠ જાતાં જાના તો આકાશના રગ પલટવા માંડે છે, વાદળની દોટાદોટ મડાય છે ઉન્મત્ત વીજળીના સમકારા સાથે આભમા કડેડાટી બોલે છે અને—

" ગહેકે મોરાં ગરવરે, સજે વાદળ સામાઢ,
ધર ઉપર જાણુ ધણી, આઈ રત આષાઢ "

પછી કેવો વરસે છે આષાઢ ?

" આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,
તેજી બાંધ્યા તરુવરે, મધરા બોલે મોર.
મધરા બોલે મોર તે લાગે મીઠાં,
ઘણુ મૂલા સાજન સપનામાં દીઠાં.
કહે તમાચી સૂમરો, રિસાણી ઢેલ ને મનાવે મોર,
આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર "

આભજળની એવી મડાય, નદીનાળા ઊભરાઈ હાલે અને પશુ પંખી અને માનવીનાં હૈયાં પણ ઊભરાય પતિના બેખથી ભિજાતી પત્નીનું હૈયુ કયાં દોડે છે ?

' વરસજે વરસજે હો મેહુલા દાદાજી રે દેશ,
જયેરે માડી રે જાયો હળ ખેડે,

ભીને ભીને હો બાંધવ મારા પાઘડી આંટેપેચ,
ભાભજરો ભીને રે ચૂડો વળી ચૂંદડી. "

પિત્ત વન્ગી ધરતી.લીનુડા સાજ સજે, ધરતીના રંગ ફરે, માનવીનાં મન ફરે, પરભોમ ગયેના માનની પણ પાછાં ફરે. ઢોર ઢાંઢાંરાં કરે અને પખીના કિલ્લોલ ગાજે ભલે ગોખરી હોય, ગદી હોય તો પણ સૌરાષ્ટ્રને વહાલી ઋતુ તો વર્ષા જ

કુદુમના કોમળ ભાવોની સાથેસાથ ધર્મના ભાવની પણ ભરતી ચડે રામમંદિર અને ચેગ, શિવાલય અને દેવાલય ગાયત્રી મંત્રો અને કથા–આખ્યાનથી ગાજતા થાય વરતવરતુનાંનો એક સેતુ સધાઈ જાય. અને વરત પણ કોનાં?

" ગાય ગાય તું મોરી માય,
નિતનિત ડુંગરે ચરવા જાય. "

એમ ગાય અને વાછડાનાં, ધણુકા અને ધણુકીના (લક્કડખોદ પખી), ઝાડ અને પાંદનાં પૂજન થાય:

" ઓરડી રે ઓરડી, મારા વીરની ગા ગોરડી,
હું પૂજુ આકડો, મારા વીરનો ઢાંઢો વાંકડો. "

એ જ રીતે નાગનાં અને નોળિયાનાં વ્રત અને પૂજન થાય, તુલસી અને પારસ પીપળાના વ્રતપૂજન થાય આમ પ્રકૃતિ અને માનવી એકાકાર બની જાય શ્રાવણુ–ભાદરવે તો રાસડાની રમઝટ બોલવા લાગે:

" રમિયા મોરા ચાંદલિયો ઊગ્યો રે,
કે રાજ મને સૂરજ થઈ લાગ્યો "

વિદેશ ગયેના પતિની વાટ જોતી વિરહિણી આકુળવ્યાકુળ થાય છે ચાંદાની શીતળતા એને સૂરજ જેવી વસમી લાગે છે સાંજ પડે અને સીમખેતરે ગયેલી જુવાન દીકરી પાછી ફરે છે પણ એનું દિન ક્યાં દોડતું હોય છે?

" માડી મુને વાળુડિયાં પીરસાવો,
દિવડિયો પછે વાહો રે લોલ "

પણ આટલી ઉતાવળ શીદને ?

" શેરિયુમાં થાય છે હાલકડોલ,
કે જીવડો મારો તિયા ભમે રે લોલ "

ધરતી હાલકડોલક થઈ રહી છે, રાસનો ગગન ગભારો ચડ્યો છે :

" કે વનમાં બોલે ઝીણા મોર,
કોયલરાણી કિલ્લોલ કરે રે લોલ;
ઝીણા ઝરમર વરસે મેઘ,
વાદળડી વાયે વળે રે લોલ. "

બધાંયે પાછાં વળે છે :

" વરસ વળ્યાં, વાદળ વળ્યા, ધરતી લીલાણી-"

ત્યારે બાપૈયાની જેમ ઝૂરતી વિરહિણી એના પથી પિયુની પાછા વળવ ની વાટ સાંધતી રાસડે હૈયુ ઠાલવી રહ્ય છે.

લોકગીતોમાં વર્ષાનાં ગીતો બે પ્રકારનાં છે : એક તો પ્રકૃતિ પ્રત્યેના પૂજ્ય ભાવનાં અને બીજાં વિરહનાં. ચારણી ગીતોમાં પણ શ્રેષ્ઠ ગીતો તે આ વર્ષાનાં જ, પણ વર્ષાનાં લક્ષણથી વિશેષ આગળ એ નથી વધ્યાં.

એવા ડોલતા ડુંગરા, ખળખળતી નદીયુ, વકી ગાળિયુ અને વંકી સરવાણી, એવી નીલવર્ણી ધરતીને હૈયે ઝૂલતાં સોનેરી મોલ માથેથી વાદળ વીંખાતા જાય, લહેરિયાં લેતો પવન ભેજ છોડીને શીતળ બનતો જાય અને શિયાળાની રત બેસે આકાશના અલૌકિક રંગો પાંખા પડતા જાય અને નીલવર્ણી ધરતી રેશમિયો રંગ ધારણ કરે તેજોમય તડકે એનાં સોનેરી પ્રતિબિંબની ઝલક ઊપડે. માગસર ઊતરતાં ઊતરતાં તો ટાઢનો સોસરડો બોલે :

" શિયાળે ટાઢયુ સોપટે, હાલે હેમાળા,
વસતા ઘર વસિયો નહિ, કે દી કુચાળા ! "

આમ ઋતુએ ઋતુએ ધરતી રંગ બદલતી રહે છે અને ઋતુઓ પણ કેવી ! શિયાળે ટાઢનો સોકરડો બેલતો હોય અને ઉનાળે ઘોમ તાપ પડતો હોય ત્યારે ચોમાસે વેરાગણ જેવી નદીઓમાં ધસમસતાં પૂરે પાણી પ્રચંડ પછડાટા મારતાં હોય આવી વિવિધ ઋતુઓવાળી સૌરાષ્ટ્રની પ્રકૃતિ ઉગ્ર, મધુર આવેશમય, કલ્પનારંગી અને કાવ્ય રસભરી બની રહી છે

ગિરની ગાળિયો અને બરડાના થોડા ભાગને બાદ કરતા સૌરાષ્ટ્રમાં ક્યાંય આંમ્બા ભીડીને અડોઅડ ઊભેલાં ઝાડવાં નહિ કળાય એકારબોમકા ખરી, પણ હાથનાળી દઈને હાલ્યા જાય એવી ઘેઘૂર વનસ્પતિ કોઈ સાસણ કોઈ કનકાઈ કે કોઈ તુલસીશ્યામમાં જ મળશે.

ગિર, કાંઈક બરડો, કાંઈક શત્રુંજય અને કાંઈક આલેચ સિવાય જાતજાતનાં વૃક્ષો બીજે ભાગ્યે જ જોવા મળશે બાકી તો આવળ, બાવળ ને બોરડી, લીમડો, પીપર ને પીપળો કે ખીજડો જ જોવા મળે કચ્છનો વિદ્વાન અને રંગીલો રાજા લાખો ફુલાણી જે દિ બહારમાં આવીને નાચી ઊઠ્યો તે દિ'—

" આવળ, બાવળ, બોરડી, ખાખર, ખીજડીઆ,
લાખે વન ઓઢાડીઆ, પીરી પાભરીઆ. "

એના એમ એમ સાથીદારને કહે દોસ્તો ! ભારી રૂડુ લાગશે આ વન, ઓઢાડી દ્યો તમારી પીળી પાભરિયુ એક એક ઝાડવાને ! અને એ ઝાડ તે ક્યાં ? આવળ, બાવળ, બોરડી, ખાખરો અને ખીજડો બાકી રહે છે ત્રણ ઝાડ એક આંબો, બીજી આંબલી અને ત્રીજો વડલો. એમ તો ખીજડાનાં ને લીંમડાના પણ ગીતો છે

" ખેતર વચાળે ખીજડો રે, હીંચકોરું નાનેરું બાળ,
વીરા એક હીંચકરો નાખ રે, પરણ્યો પીંગલે રે.
હીંચકોરું નાનેરું બાળ. "

પણ પારસ પીપળો, આંબો અને વડલો તો લોકજીવનમાં કુટુંબના વડીલનું સ્થાન પ્રાપ્ત કરી ગયા છે પીપળો એ તો પૂજનીય વૃક્ષ, વેદકાળથી માંડીને ભગવાન તથાગત પીપળા હેઠળ બુદ્ધ બન્યા અને એ બોધીવૃક્ષ કહેવાયું ત્યારથી તે આજ લગણ, નાનામોટાં વ્રતવરતુલાંથી માંડીને, લગ્નગીતોથી ઠેઠ શ્રાદ્ધનાં પાણી પાવા સુધી એનો મહિમા. વ્રતની વાત કહેવી પણ કોને?

" પીપળાને પાન કહેવી, કુંવારીને કાન કહેવી,
તુલસીને ક્યારે કહેવી, સૂરજની સાખે કહેવી. "

અને લગ્નગીતોમાં પણ એ કેવો લહેરાય છે?

" આદશ આદશ પીપળો, મેઘાડમ્બર ગાજે,
કૂલી કૂલી ડોરો થિયો, મેઘાડમ્બર ગાજે. "

કંઈક ગીતોથી પૂજા પામતા પારસ પીપળાથી લોકોને વધુ વહાલું તો આમ્રવૃક્ષ—આંબો. લોકોનો લાડીલો આંબલો, આંબલીઓ :

" સરોવર પાળે આંબલીઓ,
આંબે ઝાઝા મોર મલૂગર આંબલીઓ,
એક તો મોરલો ઊડી ગિયો,
ગિયો દાદાને દેશ મલૂગર આંબલીઓ. "

સંદેશવાહક મોરલાનું બેસણ, કોયલના કલશોર ગજવવાનું આકાશી ઓઢણું, ગોપબાળનો હિંડોળો અને આંગણાની શોભા સમો આસોપાલવ તો જવ'લે જ જડે. એનાં ગીત પણ એવાં રડ્યાંખડ્યાં :

આંસુડે ભિંજાઈ કાંચળી રે,
ધ્રૂસકે તૂટ્યો હાર વા'લા ! "

એવું મધરું મધરું લોકજીવન અને મધરા એના ભાવ. પ્રકૃતિનું કેવું ભવ્યોદાત્ત સ્વરૂપ ! આ ભવ્ય ને ઉદાત્ત કલ્પના તો લોકગીતોમાં ખેળે ખેળે ઊતરી છે એકલાં નાવણ, ધોવણ ને ખાવણ જ નથી ઊતર્યાં.

એના દામ્પત્યજીવનમાં નટનટીઓનાં નખરાં ન હતાં પણ કૃષ્ણ-રાધા અને રામ સીતાના સહચાર હતા. અને રામને પરણે ત્યારે મલોખાંના માડવા થોડા હોય ?

" વનની ચોરી ચીતરી, ધરતીના કીધા બાજોઠ,
આભનો નાખ્યો માડવો, વીજળીની કીધી વરમાળ,
નવ લાખ તારા જોઈ રહ્યા, પરણે પરણે સીતા ને શ્રીરામ."

લગનનું કેવું ભવ્ય અને પ્રકૃતિપરાયણ ચિત્ર ? એવાં જેનાં દામ્પત્ય-જીવન એના વલોણા કેવાં ?

" આજ મારે વલોણાં વાય છે રે લોલ,
સાત સાત સમદરની ગોળી રે કીધી,
મેરુનો ડીપો રવાયો રે લોલ,
નવકુળ નાગનાં નેતરાં રે કીધાં,
માકડી કીધી ચંદરની રે લોલ. "

રીઝવવા એણે શું શું વાનાં નથી કર્યા ! માત્ર બે જ લીટીમાં એના ભગીરથ પણ નિષ્ફળ પ્રયાસનું કેવું કરુણ ભવ્ય ચિત્રણ !

" મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં,
મેં તો આભનાં કર્યા રે કમાડ,
સાયબા અબોલા ભવ રિયા. "

નેહ્ કે સંસારનાં જ આવાં ભવ્યોદાત્ત ચિત્રો નથી બેચાર્યાં, એ ચિત્રો તો આત્માની ભવ્યતા સુધી ઊપસ્યાં છે

" મેરુ રે ડગે ને મારુ મન નો ડગે રે,
મર ભાંગી પડે ભરમાંડ,
શીશ તો પડે ને મારું ધડ તો લડે રે,
શરીર કરું કુરબાન. "

એવા ભવ્યોદાત્ત જીવનની પ્રેરણા લોકજીવને પગલે પગલે પ્રકૃતિમાંથી લીધી છે. જેમાં આત્માનાં ઓજસ હોય, સ્નેહજીવનના રસ નિર્ઝરતા હોય, હૈયાનાં હેતાળવાં રૂપ હોય ત્યાં રંગ અને સુગંધ ન હોય એ કેમ બને ? આડે દિ'યે તો સૌરાષ્ટ્રમાં આવળ, બાવળ અને આંકડા સિવાય બીજાં ફૂલ ન મળે; પણ કોઈ કોઈ વાડીઓમાં, કોઈ કોઈ બગીચામાં, કોઈ કોઈ ડુંગરની ગાળીઓમાં, કોઈ કોઈ ઘરને આંગણે ને કંઈક ધરમનાં સ્થાનકોમાં પૂજાપ્રેમીઓ અને રસિકજનો ફૂલછોડવા જતને કરીને જાળવે છે. શિવની પૂજા ફૂલ વિના થાય જ નહિ. કરેણ નહિ તો છેવટ ધતૂરાનાં ફૂલ પણ મહાદેવને ચડે. વૈષ્ણવોની હવેલીમાં લાલજી મા'રાજ હારશણગારના અતિ શોખીન. જ્યારે જૈનોનાં ગુલાબથી મઘમઘતાં દેવળો કોણે નથી જોયાં ? સૌરાષ્ટ્રના એ રસિકજનો લાખા ફૂલાણીથી ઓછા ઊતરે એવા નહિ તો ! એનાં લોકગીતોમાં ફૂલડાંઓની ફોરમ છૂટે છે—લાખલેખ ગીતોમાં.

ફૂલનાં તો વ્રત. 'ફૂલકાજળી.' એમાં ફૂલ સૂંઘીને પાણી પિવાય.

કેવાં કેવાં ફૂલ ? ગલ ને ચંપો મોગરો ને મરવો ગુલાબ ને કેવડો, જૂઈ ને કમળ ફાગણ તો કહે ફૂલડાં કેરો હાર કોડભરી કન્યાને સ્વપ્નાં આવે છે સ્વપ્નામાં શ્વસુરગૃહની ચિત્રાવલીઓ ઊઠે છે કેવી મધુર ને મોહક !

" આજ રે સપનામા મે તો ગુલાબ ગોટો દીઠો જો,
ફૂલડીઆની ફોરુ સાહેલી મારા સપનામા "

વધામણી દેતી સખી દોડતી આવી કે

" વા'લો આવ્યા અમારી શેરી,
ફૂલડા મેલ્યા વેરી રે,
વા'લો આવ્યા અમારે ઓટે,
કે ફૂલડા નાખ્યા ગોટે રે "

પણ આટનાં બધાં ફૂલડાં આવ્યાં ક્યાંથી ?

" મારા ઘર પછવાડે રે વાડિયુ,
એના ફૂલડા લેર્યેં જાય રે, વાગે છે વેરણ વાસળી "

એ વેરણ વાંસળીએ બે જણને વિસારી મેલ્યાં એક તો રાધિકાજીને અને બીજા ગોપીભાવે ભજતા ભક્તને

" એક ચંપો ને મરવો ડોલરિયો,
આવી રોપ્યો રખમાબાઈને આગણિયે,
એના ફૂલ થયા દસ પાખડીએ,
વા'લે માળ ભરી ફૂલ વેડિય,
વા'લે સૌને આલ્યા સંભારી,
રાણી રાધાજીને મેલ્યા વિસારી "

કેટકેટલી આજીજીઓ વ્યર્થ ગઈ ? કેટલો કરગરાટ ? કેટલાં કાલાં વાલાં ?

" ફૂલડિયાં વેરાવું ફાટે ફાટે રે,
મ જાવ મથુરાંની વાટે રે. "

પણ એ તો ગયા. વિરહની તીવ્ર વેદના મૂકતા ગયા :

" વા'લે મારે ફૂલના પછેડા ઓઢાડી
રમાડેલ અમને રે,
એવા ઓઢાડી એંચો મા મા'રાજ !
ઘટે ના આવું તમને રે. "

જીવનનાં હીરભરતમાં પ્રકૃતિનાં આભલાં હજાર હજાર પ્રતિબિંબ પાડી રહ્યાં છે. એણે નદી, નાળાં, જળ, જંગલ, જીવ, જંતુઓ, વૃક્ષો ને વનસ્પતિથી જીવનને જડી દીધું છે. ધરતી માથે ઝળુંબતા આભને પણ એ કેમ વીસરે ? આભના તો તારલે તારલે કથા માંડી દીધી છે અને ગ્રહો તથા નક્ષત્રો તો જીવનનાં જ તત્ત્વો એટલે એની હારે તો અદ્વૈતનો સંબંધ સાંકળ્યો છે ગ્રહો અને નક્ષત્રોની અસર ઉપર તો પગલાં મંડાય, ચોઘડિયાં જોવાય, શુકન અને અપશુકનની દિશાઓ સંધાય. ભાઈબીજ ને પોષીપૂનમ જેવાં આકાશનાંય વનવરતુલાં તો ખરાં જ. પણ એ લોકગીતોમાં ઓછાં ઊતર્યાં છે. આજે તો એ નથી રહ્યું. એક દિવસ તો સંધ્યાઆરતી થાય અને બાળકો આભ સામે મીંટ માંડે :

" અટ વાગે ઘંટ વાગે,
ઝાલરના ઝણકાર વાગે,
આકાશે આ ઊગ્યા તારા,
મૌન છોડે મુનિ મારા.
ચાંદરડું, કોકરડું,
પહેલું વહેલું મેં પૂજ્યું,
બીજું મારા વીરે પૂજ્યું,
આભલું........ ડાભલું.... "

અને એમ આકાશની ફૂલવાડી નીરખતાં નીરખતાં અગમ્યની સાથે ઓળખાણ માંડતા લોકજીવને સૃષ્ટિ સભરભર પીધી તો પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓમાંથી લોકગીતોમાં આ પંખીઓનું સ્થાન પ્રકૃતિના બીજા એક પણ પાસાએ નથી લીધું જીવનમાંથી અળગા કરીને જુઓ તો જ એનું સાચું સ્થાન સમજાય એવાં એ લોકજીવનમાં આત્મ સાત્ થઈ ગયાં છે જન્મથી માંડીને મૃત્યુ સુધીનાં વ્યવહાર–ગીતોમાં એવાં એકરૂપ થઈ ગયાં છે

લોકજીવને એમાંથી શું શું નથી લીધું ? પંખીઓમાંથી પ્રેમ અને આનંદ લીધાં છે, કૌતુક અને જ્ઞાન લીધાં છે સંવેદન અને કલ્પના લીધાં છે, સુંદરતા અને નિજાનંદ લીધાં છે કાવ્ય અને બોલ પણ લીધાં છે રંગ અને શણગાર પણ લીધાં છે લોકસમાજ પ્રકૃતિપ્રેમનું સિંચન તો બાળકને હાલરડાંથી જ કરે કેવું એ ઘોડિયું–પારણિયું ?

"રૂડું રૂપાળું પારણિયું ને માથે ટોકે મોર"

મોરવાળા ઉપર મોર અને માથે ઝૂલતો પોપટ જોઈને, પારણામાં પગલીઓ ઉલાળતું બાળક ગીધવાના અખાડા કરતું ટહુકા કરતું હોય ખોળામાં રહેલ અનાજ વીણતી માતા કે ભરત ભરતી બહેન વગાડતા પગના અંગૂઠે પારણાંની દોરી બાંધીને વાત્સલ્યભર્યાં પ્રલંબ સૂરે હાલરડાં શરૂ કરે છે

"હાલ્ય વાલ્ય ને હેલ,
વગડે વસતી રે ઢેલ,
ઢેલના પગલાં છે રાતાં,
ભાઈના કાકા મામા છે માતા
હા–હાં–હાં–આ... "

ને બાળક એ હાલરડાના પ્રલંબ સૂરે પોતાનું પંખીઓના અવ્યક્ત સસ્કારો ઝીલતું નીંદરમાં પડે છે.

બાળક મોટુ થતાંથતાંમાં તો કથા, વાર્તા, ઉખાણાં, ગીતો ને રમતો દ્વારા ચકો ને ચકી, કમાવા નીકળેલો પોપટ, કાઠીબડુ ખાતો કાગડો, ખેડ કરતી કાબર, હોલો ને હોલી, પારેવાં ને પારેવીનો પરિચય મેળવી લે છે. કીડીબાઈની જાન નીકળે તે પણ પંખી વગર કેમ શોભે ?

" હાલો કીડીબાઈની જાનમાં,
રે ખાશું ચોખા ને ખાંડ,
મોટે પખીડે વીવા આદર્યો.
મોરે તે માંડવા રોપિયા રે,
તેતર તોરણ બાંધે–હાલો૦
વઈ બેઠી વડાં કરે,
રે કાબર સીચે છે તેલ–હાલો૦
ચકલો તો આવ્યો ચાખવા,
રે મીઠું થોડેરું થાય–હાલો૦
સમળી તે બેઠી સૂસવે,
રે મને ઘરચોળું આપ–હાલો૦
બગલો ચાલ્યો રિસામણે,
રે બેઠો દરિયાને બેટ–હાલો૦
પોપટડે જાનું જોડિયુ,
રે જૂત્યાં પારેવાં ચાર–હાલો૦
તેતરે તલવાર તાણિયું,
રે બાજે બાંધી બધૂક–હાલો૦
રમી જમીને ઘેર આવિયા,
રે લાવ્યા નાનકડી વહુ–હાલો૦ "

આ એક કીડીબાઈની જાનમાં જ કેટકેટલાં પંખી સોંડાડ્યાં છે ! મોર, વૈયાં, કાબર, ચકલો, સમળી, બગલો, પોપટ, પારેવાં, બાજ અને

તેતર રમતાં ભમતાં ને ગીતો ગાતાં ગાતાં જ એ સસ્કાર સાંપડે

કન્યા મોટી થાય ને દેદો કૂટવા જાય આ અસસ્કારી અને અરુચિકર લાગતી પ્રથાનાં ગીતોમાં સમાજજીવનની કંઈ કંઈ વિષમતાઓને નિતારી નાખવામાં આવતી છોકરીઓ દેદો કૂટતી જાય અને ગાતી જાય ·

" બગલો આવે ને ઊડી જાય રે,
હાય ઓલી લીલકીને લઈ જાય રે,
હાય ઓલ્યો રંગીલો વાહે થાય રે,
હાય મારી કાચની પૂતળી જાય રે. "

કાળે કાળે ઢોંગી ધુતારા પાકતા આવે છે પણ એને પહેલી ઉપમા મળે છે બગલાની એટલે જ ગવાયુ કે—

" મન મેલા તન ઊજળા, બગલા સુદર રૂપ,
તેથી તો કાગા ભલા, તનમન એક જ રૂપ. "

કુમારીના કલ્પનાવિહાર રમણે ચડે છે પોતાને ઢળકતી ઢેન માનતી કન્યાને કોડ જાગે છે વાડી માયલો સૌંદર્યમયિ મોરલો મેળવવાના :

" દાદા વર જો જો કાંઈ વાડી માયલો મોર,
અને કન્યા ઢળકતી ઢેલડી........ ... ... "

ઢેનનાં રૂપ તે કાંઈ ઊડીને આંખે વળગે એવાં નથી એ જ રીતે એનો રંગ પણ વદરો છે પણ ઢેલની ઢળકતી ચાલ ઉપર સોરઠિયાણીનાં મન મોહ્યાં છે

" કાઠીઆણી કડય પાતળી, હલકે માથે હેલ,
બરડાહૂંદી બજારમાં, ઢળકતી હાલે ઢેલ. "

બાળપણમાં પરણીને છૂટાં પડી ગયેનાં પતિ–પત્ની એકબીજાને ઓળખતાં નથી કોઈક વનને માર્ગે કારણવશાત્ વડછડ થાય છે અને

બહુ બોલકી સ્ત્રી પતિને અજાણ્યો માનવી માનીને પરજાળી નાખે છે. પછી તો આણાત વહુ ઘેર આવે છે પતિ તો એને ઓળખી જઈને મેડીનાં બારણાં બંધ કરે છે પત્ની બારણે ટકોરા મારે છે પણ પતિ બારણાં ઉઘાડતો નથી. પત્ની બહુ બહુ મનામણાં કરે છે ત્યારે પતિ બોલે છે કે—

" વનરા તે વનને મારગે રે,
ગોરી તારા બોલડીઆ સંભાર્ય. "

પત્ની વાતને પામી ગઈ કોઈ રસ્તો ન રહ્યો. માન મૂકીને ઢળી પડી :

" તમે તે વનના મોરલા,
અમે ઢળકતી ઢેલ "

અને ફટાક બારણાં ઊઘડી જાય છે ભેળાં ભેળાં હૈયાનાં કમાડ પણ ઊઘડી જાય છે અને અંતરને ઓરડે ઉતારા થાય છે. પછી કુમારિકાને ઢળકતી ઢેલ્યના કોડ થાય જ ને?

દાદાએ તો લગન લીધાં એથી તો અંતર આઘું થઈ પડયું અને દિન દોહ્યલા થઈ પડયા કોની સાથે સંદેશો મોકલાવવો?

" મોર જાજે ઊગમણે દરબાર,
મોર જાજે આથમણે દરબાર,
અને વળતો જાજે રે
વેવાયુ ને માંડવે હો રાજ. "

મોરને મનામણાં ય થોડાં કર્યાં છે?

" મોર તારી સોનાની ચાંચ,
મોર તારી રૂપાની ચાંચ,

સોનાની ચાંચે રે
મોરલો મોતી ચણવા જાય. "

પણ મોર તો રહ્યો સ્થાનિક વસવાટી. એ તે કાંઈ યાયાવર પક્ષી થોડું છે કે ઊડીને સંદેશો આપવા જાય? એટલે હંસને સંદેશવાહક બનાવ્યો :

" ગાગર ઉપર બેઠો લીલો હંસ રે,
આ હંસ કેણે ઉડાડ્યો રે. "

લાડે કોડે પરણીને પાછાં ફર્યાં. બે આત્માનું મિલન થાય છે. નવજીવનના સોહાગ ફોરતા નિત્યનૂતન મધુરતાભર્યા દિવસ પછી રાત અને રાત પછી દિવસ આંખના પલકારામાં પસાર થાય છે. દસાર્યા નાહ્યાં ન નાહ્યાં અને પતિ પરદેશ ઊપડે છે. પ્રગાઢ સંયોગ પછીના વસમા વિયોગનો આકુલ વિરહ શરૂ થાય છે. જતાં જતાં ય પતિને મીઠાં મેણાં માર્યાં સિવાય પત્ની રહી શકતી નથી :

" તમથી ભલાં બોલ્યાં પંખીડાં રે,
માળો મેલી નવ જાય વા'લા,
પારેવડાં પગ ટૂંકડા રે,
બેસંતાં બેલાડ્ય વા'લા. "

માળો મેલીને પતિ તો પરદેશ ઊપડે છે. વિરહિણીને નીંદર નથી આવતી :

" મોર બોલે મધુરી રાત રે નીંદરા ના'વે રે,
હું તો સૂતી'તી સે'ન પલંગ રે ઝબકીને જાગી રે. "

તરફડી તરફડીને રાત વિતાવી. પળે પળે પ્રેમવિયોગે ઝૂરતી વિરહિણીના ફળિયામાં કાગડો આવીને કર્રાં કર્રાં કરે છે. હૈયાના ધબકારા વધે છે. પતિઆગમનની વધાઈ લેવા કાગડાને વિનવે છે :

" કાગવા આજ રે જનકપુરમાં
રઘુવીર પધારે ઊડી જાને. "

પણ પ્રિયતમનું આગમન થતું નથી ને કાગડાનો કલશોર ચાલુ રહે છે. રોષે ભરાઈને કાગડાને કહે છે કે—

" ખિવે નિમાણી આંખડી, બોલે કાગ નિલજ્જ,
સો કોસાં સાજન બસે, સો કિમ આવે અજ્જ ? "

હે નિર્લજ્જ કાગડા ! તું વધાઈ તો આપે છે પણ સો સો કોસ દૂર બેઠેલો મારો સાજન આજ અહીં ક્યાંથી આવી શકે ?

અતિ પરિચિત હોવાને કારણે કે પછી કોણ જાણે કેમ લોકગીતોમાં આપણા આ અણમાનીતા અને અળખામણા પંખી કાગડાને વધાઈનો સંદેશવાહક કલ્પવામાં આવ્યો છે. બીજાં પંખી કરતાં માયાકૂટિયો બહુને ? એટલે જ નારીહૃદયના વ્યાકુળ ભાવો ઠલવતાં લોકકવિએ કહ્યું કે—

" કગવા દિઉં વધાઇયાં પ્રીતમ મિલવૈ મુજ,
કાઢ કલેજા આપણો, ભોજન દિઉંલી તુજ,
કાગા ચૂન ચૂન ખાઇયો, સબ માંસ જાઓ ખાઈ,
પર દો નૈનાં મત ખાઇયો, મોહે પિયા મિલનકી આશ.
કાગા નૈન નિકાસ દું, પિયા પાસ લે જાઓ,
પહલે દરસ દિખુ લાયકે, પિછું લેજો ખાય. "

વિરહિણીઓના આ વિલાપ વચ્ચે એકાદ વિરહિણીને સુખદ ઘડી સાંપડી ગઈ ને લોકકવિની સંયોગ–વિધાનની કલ્પના રમણે ચડી :

" કાગ ઉડાવણ ધણખડી, આયો પિવ ભડક્ક
આધી ચૂડી કાગ ગલ, આધી ગઈ તડક્ક. "

પ્રિયતમની વધાઈ લેવા વિરહિણી કાગડાને ઉડાડવા હાથ ઉગામે છે. એ જ વખતે પ્રિયતમ આવ્યાની વધાઈ મળતાં જ અનહદ લોહી

યુરોપ, ઉત્તર અને મધ્ય એશિયામાંથી હોળીની ઝાળથી પાંખોની ટાઢ ઉડાડીને સૌરાષ્ટ્રના કાંઠેથી અરબી સમુદ્રના હૈયા ઉપરથી ઊડી જતાં જોઈને જ ગ્રામનારીએ ગાયું હશે કે—

" કુંજલડીને વા'લો મીઠો મેરામણ, મોરને વા'લુ ચોમાસું રે. "

તો કોઈ બીજી ગ્રામનારીએ લગ્નગીતમાં એ સાગર ઉડ્ડયનને ઉતાર્યું.

" લાંબી ડોકે કુંજડરાણી, "

અને

" તારાં મધદરિયે મનડાં મોહ્યાં રે, કુંજડરાણી. "

કુંજડીનાં તો મધદરિયે મન મોહ્યાં પણ આ ગ્રામનારીનાં મન તો પરદેશ ગયેલા પતિમાં મોહેલાં છે અને આ કુંજડી તો ઊડીને હાલી પરદેશ સ્વાર્થી રે સ્વાર્થી ! પ્રેમ કાંઈ ઓછો સ્વાર્થી છે ! કુંજડી સાથે સંદેશો કહેવરાવ્યો ત્યારે કુંજડી જવાબ આપે છે કે—

" માણસ હોય તે મુખોમુખ બોલે,
લખો અમારી પાંખડિયાં રે. "

ગ્રામનારીને થયું કે પાંખ માથે સંદેશો લખી મોકલું એનાં કરતાં હું જ પાંખે ચડીને જાઉં તો શું ખોટું ?

" કુરજાં દોને પાંખડી, થાકો વિનો વહેસ,
સાયર લંઘી પિવ મિલૂં, પિવ મિલ પાછી દેસ. "

એક ઘડીક તારી પાંખો દઈ દે, કુંજડી ! પાંખો સજાવી, સાગર ઓળગીને મારા પ્રિયતમને જઈ મળુ. પછી તરત જ તને પાછી આપી દઈશ. કુંજડી કહે કે હું શીદને આલુ ?

" મ્હેં કુરજાં સરવર તણી, પાંખાં કિણહી ન દેસ,
ભરિયા સર દેખી રહાં, ઊડ આઘેરી બહેસ. "

હું તો સરવરની કુંજડી, તને પાંખ આપીને પછી સરવર સામે મારે તો ટગર ટગર જોયા જ કરવું ને ? જરાકે ય આઘી ઊડી ન શકું. અને કુંજડી તો પાંખો પસારતી ઊડી. આમનારી અસહાયપણે એના ઉડ્ડયનને જોઈ રહી એ જાય, એ જાય !

> " ઊડી કુંજાં ઢલતી માંઝલ રાત,
> દિનડો ઉગાયો મારૂજીરા દેશ મેં. "

ઢળતી રાતે કુંજડી ઊડી ને દિન તો ઉગાડ્યો મારૂજીના દેશમાં. આવું નયનમનોહર પક્ષી સોરઠી દુહાગીરે એ રૂપ ઝડપ્યાં અને ગિરના પ્રેમી રાણાની પ્રિયતમા કુંવરને એ આરોપ્યાં :

> " સાણે વીજું સાટકે, નાંઢીવેલે નેસ,
> કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ. "

હંસ અને હંસણી, ગરુડ પંખ અને ગરુડ પંખણી, ચકવો અને ચકવી, પારેવા અને પારેવી આપણી લોકકથાઓમાં એકનિષ્ઠ પ્રેમનાં ઉત્કૃષ્ટ ઉદાહરણરૂપ બન્યાં છે. સામાન્ય રીતે પોતાની જોડી તોડીને ભાગ્યે જ જે તે નર માદા પાછળ ભમે છે. થોડાંક પક્ષીઓને બાદ કરતાં મોટા ભાગનાં પંખી નર–માદા જીવનભર સાથે જ આહારવિહાર કરે છે. એને કોઈ દ્વિપત્ની પ્રતિબંધક ધારાની જરૂર નથી પડતી, કે નથી ત્યાં પ્રણય ત્રિકોણના વૈષમ્યની કોઈ ગૂંચ ઊભી થતી.

એમ કહેવાય છે કે સંસ્કૃત માનવજાતનો દાંપત્ય પ્રેમ જ્યારે ઉત્કટ કક્ષાએ પહોંચે છે, ત્યારે પતિના મૃત્યુ પાછળ સ્ત્રીને સત ચડે છે અથવા પતિના મૃત્યુના આઘાતથી પત્ની મરણ પામે છે જોકે પત્નીના મૃત્યુના આઘાતથી પણ કોઈ કોઈ પતિ મૃત્યુ પામતા હોવાના કિસ્સા જાણવા મળે છે. પણ પત્નીની પાછળ પતિને સત ચડ્યું હોવાના દાખલા શોધવા જવા પડે. સત તો જાણે સ્ત્રીઓને જ ચડે પહેલાં એ પ્રેમની ઉત્કૃષ્ટતા મનાતી, પાછળથી એ ફરજ થઈ પડી. આજે તો લગ્ન અને પ્રેમનાં મૂલ્યાંકનો બદલી રહ્યાં છે.

આંખોનો આભાસ જોયો અને લોકકવિએ એમાંથી કેવો સુંદર ભાવ ઉઠાવ્યો ?

" પારેવાં જી રત્તિયું, સર જી પાંસરિયું,
ઘાટે કસૂંબે ઘૂંટિયું, મુંજા વાલમજી અખિયું. "

મારા પિયુની આંખ કેવી છે? પારેવાંની આંખ જેવી લાલઘૂમ, સર–બાણ જેવી પાંસરી–અણિયાળી અને ઘાટા કસૂબાના રંગ જેવી ઘૂંટેલી ઘેઘૂર મુંજા વાલમજી અખિયુ.

પારેવાંમાં લોકસમાજે જીવનસખ્ય, જોયું તો કોયલમાં ગૃહિણી ભાવ જોયો.

" ચૈતરે ચંપો મોરિયો ને મોર્યાં દાડમ દ્રાખ,
કોયલડી ટૌકા કરે ને બેઠી આંબા ડાળ,
આણાં મોકલને મોરાર. "

કોયલ એ તો સુહાગણનું વ્રત, વૈશાખ માસનું વ્રત આખો વૈશાખ મહિનો સ્ત્રી માથામાં તેલ ન નાખે. ધણીને પથારી પણ ન કરી આપે. એક જ સાદડી નાખીને સૂએ. ટાઢે પાણીએ નહાય પ્રભાતે નદીકાંઠે કોયલ બોલાવવા જાય આંબાની ઘટા સામે જોઈને બોલે :

" બોલો કોયલ બોલો, તમને આવે ઝોલો,
ઝોલે ઝોલે જાળી, કોયલની મા કાળી,
કાળા કાળા કમખા, કે રાતા અમારા ચૂડા,
કોયલ વેદ ભણે કે ઘીના દીવા બળે,
કોયલ કુકુઉ....કૂ ! કોયલ કુકુઉ....કૂ ! "

કુઉઉ કરીને સામે કોયલ જવાબ આપે તો જ જમાય. નહિ તો ઉપવાસ પડે. એક જ ટાણું જમાય. કાળું પહેરાય નહિ કાળું ખવાય નહિ.

આવો વ્રતધારી ને પૂજનીય એવો ગૃહિણીભાવ લોકજીવનમાં કોયલ

પામી છે પછી તો કન્યા શ્યામરંગી હોય તો પણ પિયર પક્ષવાળાં માનહર્ષુકાં ગૌરવભેર એને કોયલની ઉપમા આપે છે

" કાળી શી કોયલ શબ્દે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમા. "

ભલે કાળી રહી, પણ શબ્દે તો સોહામણી છે ને ! સસ્કૃત સાહિત્યનું લાડીલું આ પક્ષી લોકસાહિત્યમાં પણ એવાં જ લાડ પામ્યું છે જેવો નવપરિણીત નો ભાવ એવા જ સૂડલા–કોયલડીના ભાવ·

" સૂડલા કોયલડીને વીનવે રે,
આવી રૂડી સરવરિયાની પાળ,
આંબા કેરી ડાળ,
મૂકીને કોયલ કયાં આ'તાં રે ? "

પ્રશ્નમાં પણ સહચારના સૌમ્ય ભાવ તત્વરે છે એથીયે અદકુ લગ્નજીવનનું સાફલ્ય સ્વામીના અંશરૂપે સહચરીના ઉદરમાં સિચાય છે શ્વસુ-ગૃહેથી પિયેર પાછી ફરે છે સખીઓ ગામને પાદર સ્વાગત કરવા ઉમટે છે ગર્ભાધાનનો પ્રથમ લજ્જાભાવ એટલો ઋજુ, એટલો મૃદુ મધુર કે સખીઓનો વિનોદ પણ એવી ઋજુતા ધારણ કરે છે કુટુંબ— એટલે આમ્રવૃક્ષ–આંબો અને બાળકો એટલે એમાં કિલ્લોલતાં પક્ષીઓ ત્યારે આ નવપરિણીતાને કોયલથી તે વિશેષ ઉપમા શી અપાય ? પણ પ્રશ્નનું પ્રસન્નમધુર ગાંભીર્ય તો જુઓ ?

" કેમ કરી કોયલ એ વન વાસ્યાં,
કેમ કરી સૂડો રાણો રીઝવ્યો ? "

કોયલને અહીં માનાર્થે બહુવચનમાં સત્કારીને આખા પ્રસગને મહિમાવત બનાવી દીધો છે ભાષાનો મર્મ તો જુઓ ? મીઠી ઠેકડી કરી શકાય એવા આ પ્રસગને તેવતેવડી સહિયરો સાથે મળીને ઉલ્લાસથી

આભમાં થર વળીને ઊડતી એ પંખણીઓ અદ્ધરોઅદ્ધર એ બટકાં ઝીલી લે. પાંખો ફફડાવીને પોતાના પ્રીતમ ઉપર જાણે કે પંખો ઢોળે અને આભમાં ચકર ચકર ફરીને કિલોલાટ કરતી સમળીઓ જાણે રાસડા લેતી હોય એવું લાગે.

સમળીઓનો શોખીન આપા માણસિયાવાળો દગાનો ભોગ બની કાળા કોઠામાં બંદીવાન બન્યો. ખાય નહિ, પીએ નહિ અને આસમાન સામે નજર માંડી બેઠો રહે. આભને આધે આધે કોઈ એક સમળીને ઊડતી જુએ છે. એને સમળીઓ સાથેના ખેલ યાદ આવ્યા. ત્યાં તો ક્રરરરરરર એવો સૂર એણે આભમાં ઊડતી સમળીની ચાંચમાંથી સાંભળ્યો.

'આવ, આવ, આવ!' એવા આપા માણસિયાવાળાએ આવકાર દીધા. સમળી પાંખો સંકેલીને નીચે ઊતરી આવી. આપાએ પોતાની ભેટમાંથી કટાર ખેંચી પોતાના પગની પિંડી ઉપર ચીરો માર્યો. તરબૂચની ડગળી જેવું લાલ ચોસલું પોતાની કાયામાંથી વાઢીને આપાએ અદ્ધર ઉલાળ્યું. સમળીએ આનંદનો ચિત્કાર કરી એ ભોજન અદ્ધર ઝીલી લીધું. ત્યાં તો બીજી સમળીએ ચીસ પાડી. બીજું ચોસલું આપાએ પોતાની મસ્તાન જાંઘમાંથી વાઢીને ઉલાળ્યું ત્રીજી આવી, ચોથી આવી. જોતજોતામાં સમળીઓના થર બંધાઈ ગયા. આપાને આનંદના હિલોળા છૂટ્યા. હસતો હસતો પંખણીઓને પ્યાર કરતો એ પોતાની કાયા વાઢતો ગયો અને આભમાં મિજબાની પીરસતો ગયો. સાંજ પહેલાં એણે દેહ પાડી નાખ્યો.

માણસિયાની નનામી નીકળી છે આભમાં સમળીઓનાં ટોળાં ઊડે છે પોતાનો પ્રીતમ જાણે કે શયનમંદિરમાં પોઢવા પધારે છે એમ સમજીને સમળીઓ નીચે ઊતરી શબને વળગી પડી. પોઢેલા સ્વામીનાથને પાંખોવતી પંખા ઢોળવા લાગી લોકોએ વાંસડા મારી મારીને સમળીઓને અળગી કરી.

ચિતાને આગ મેલાણી અને ચારણે મોઢું ઢાંકીને મરસિયા ઉપાડ્યા :

" ચેં માથે શકરતું તણુ, પાંખાના પરહાર,
ભ્રખ લેવા આવી ભમે, માટી તારી માણુસા. "

તારી ચિતા ઉપર સમળીરૂપી શક્તિઓ આવીને પાંખોના પ્રહાર કરે છે. તારા સરખા શૂરવીરનું માંસ ભક્ષણ કરવા એ સુંદરીઓ ટોળે વળે છે. આ આખી કથા 'સૌરાષ્ટ્રની રસધાર'માં સ્વ૦ મેઘાણીભાઈએ અપરૂપ ઉતારી છે.

પંખીઓને સંદેશવાહક કલ્પવામાં લોકગીતોએ પાછું વાળીને નથી જોયું. એણે સમળીને પણ સંદેશવાહક કલ્પી છે :

" એક અદ્ધર સમળી સમસમે, બેની મારો સંદેશો લઈ જા,
કૂવો રે હોય તો તાગીએ, સમદર તાગ્યા કેમ જાય ? "

એ દ્વારા એને ઠાલવવી છે તો વિરહના લાંબા દિવસોની અકથ્ય વેદના જ. પણ એવું ય નથી. ભીડમાં પડેલી ચારણ દેવલબાઈએ સમળીનું રૂપ ધરીને ગાયોની વહારે ધાવા પીર પાબુજીને સંદેશો પાઠવેલો :

" સમળી રૂપ સજાય, કૂદી દેવલ કાંગરાં,
જાયલ ગાયાં જાય, કો પાબુ ચડશે કહે ? "

લોકગીતો એ તો જીવનનું વ્યાપક સ્વરૂપ છે. એણે માત્ર પ્રેમને જ નથી ગાયો. પ્રેમની વિફળતા પણ એની નજર બહાર નથી રહી.

એક બેહુકન્યા સૂતલા મેલ માથે ઝપટું દેતા પંખીને ઉડાડી રહી હશે. ખેતરમાં એક હોલો ઘૂઘવી રહ્યો હશે :

" વાગડ જાઉં....પીલુ ખાઉં....જાડો થાઉં....મોટો થાઉં...."

કન્યા હોલાને ઉડાડે છે એટલે જરા આઘો જઈને ઘૂઘવે છે :

" ઘૂઘી કૂઈ...ઘોઘે ગઈ...બૂડી મૂઈ.... "

ફરીને ઉડાડે છે ત્યારે બાવળની ડાળે બેસીને ઘૂઘવે છે :

" પરભુ તું....એક જ તું....હે શિવ તું....એક જ તું.... "

કન્યા તો ઉડાડતી ઉડાડતી આ હોલા ભગત ઉપર વારી જાય છે. ખેડુકન્યા પણ પ્રેમના ઘૂઘવાટા કરે છે :

" બાવળની ડાળ બેઠો સટરપટર બોલે,
હોલડાની બોલી મને બહુ પિયારી લાગે,
ડોક ડોલાવે ને પટ પટ બોલે,
હોલડાની બોલી મને બહુ પિયારી લાગે. "

ખેડુકન્યાના ગીતમાં હોલડાનું ચિત્ર ખેંચાતુ જાય છે.

" ઘૂઘૂ કરે ને વળી ઘેરું ઘેરું બોલે,
હોલડાની બોલી મને બહુ પિયારી લાગે,
આ શેઢેથી કાઢું તો બોલે શેઢ બોલે,
હોલડાની બોલી મને બહુ પિયારી લાગે. "

થયું મોહી પડી. પછી બીજો વિચાર શાનો થાય ?

" સગાઈ કરો તો મને હોલડાને હેજે,
હોલડાની બોલી મને બહુ પિયારી લાગે. "

કરુણતાની એ અવધિ છે ને? રાજાના કુંવરને હૈયે તો ઈર્ષ્યાની ભઠ્ઠી જલતી હતી. રાણી પાસે મોરલો મોળાવ્યો, શાક વઘારાવ્યું. એટલાથી એની દાઝ ન ઓલવાણી.

રાણી! રાણી! હાલો તમને ભાવતાં શાક કર્યા છે આજે ભેળાં બેસીને જમીએ રાણીની આંખે તો શ્રાવણ ભાદરવો મંડાણો છે માંડ માંડ જવાબ આપે છે કુંવર! કુંવર! તમે ને તમારાં જે હોય એને જમાડો, મારે તો આજે એકાદશીનું વ્રત છે. રાણીનાં આંસુડાંની ધારે કુંવરની આગ ઓલવાતી ગઈ પંખી પ્રત્યેના નિર્દોષ પ્રેમનો ખ્યાલ તો આવ્યો જ્યારે રાણીને પાણી વિનાનાં માછલાંની જેમ તરફડતી જોઈ ત્યારે. કુંવરની સાન પાછી વળી. અસૂય ને સ્થાને સ્નેહ ઊછળી આવ્યો. પણ મારી નાખેલો મોરલો તે પાછો શે સજીવન થાય? છતાં રાણીની મોર પ્રત્યેની પ્રીતિનાં મનામણાં કરે છે:

" ઊઠોને રાજાનાં રાણી, ઓરડીઆ ચણાવું રાજ,
ટોડલીએ નગટાવું વનનો મોરલો. "

રાણી જવાબ આપે છે:

" ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડાં શીદ બોલો રાજ,
નગટલ મોરલો તે કેમ કરી બોલશે? "

રાજા વળી મનાવે છે:

" ઊઠોને રાજાની રાણી, બેડલાં લઇ આવું રાજ,
બેડલે નગટાવું વનનો મોરલો. "

રાણી રડતાં રડતાં કહે છે:

" ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડાં શીદ બોલો રાજ,
નગટલ મોરલો તે કેમ કરી બોલશે? "

ફરી રાજા મનાવે છે :

" ઊઠોને રાજાની રાણી, સાળુડા રંગાવું રાજ,
પાલવડે મેલાવું વનના મોરલા. "

એથી મરેલો મોર પાછો થોડો વાશે ? રાણી જવાબ આપે છે.

" ઘેલૂડા રાજાના કુંવર, ઘેલૂડા શીદ બોલો રાજ,
છાપેલા મોરલા તે કેમ કરી બોલશે ? "

લોકકથા એમ કહે છે કે રાણી મોરલાના અવશેષ સાથે જ બળી મરી

કડીએ કડીએ આ ગીત કરુણ રસ વહાવતુ આગળ વધતું જાય છે ગવરાવનાર, ગાનારાં અને સાંભળનારાં પણ રાસડે રમતાં રડી પડે છે મોરલાનાં રૂપે આવા હૃદયવિદારક લોકગીતો સર્જાયાં છે

રાસડામાં ગવાતાં મોરલાનાં ગીત કરુણ રસ વહેવડાવતાં પૂરાં થાય છે ને મધરાત થતાં થતાં તો આતમરૂપી મોરલાને સંબોધતાં ભજન ઊપડે છે

" મોર તું તો આવડલાં રૂપ ક્યાંથી લાવ્યો રે,
મોરલો મરત લોકમાં આવ્યો. "

આવા ઇંદ્રના અવતારી ગણાતા મોરલાને મારનારા પણ મળી આવે છે રાજાગણીના રૂપકમાં પણ ભાવ તો એ જ છે કે કુદરતે આવાં રૂપ ધરતી પર અવતાર્યાં છે, અને જેના કંઠે ને રૂપે માનવીને આટઆટલી માયા બંધાઈ છે એના માથે તો હાથ પણ કેમ ઉગામાય ?

મોરલો જેમ સરસ્વતીનું વાહન એમ પીરનો પણ દુલદુલ હિંદુ જેટલો મુસલમાનોને પણ પ્યારો બહારવટિયા જોગીદાસ ખુમાણને જેર કરવા ભાવનગર રાજ તરફથી પચ સેક સંધીનો બેડો પાછળ પડેલો જંગલમાં ભૂખ્યા થયા ફીદાદ ગામને પાદર ધનતરશા પીરની દરગાહના મુજાવર મુરાદશાહના મોતિયા નામે મોરનો શિકાર કર્યો ઘાયલ મોરલો મુરાદશાહના પડખામાં તરફડે છે પણ જાનીમ સંધીઓએ ઝૂટવી લીધો

પછી શું ખાયપીએ છે ને કેમ જીવે છે તેનું વર્ણન આપીને વૈજ્ઞાનિક પાઠ પૂરો થાય છે પણ—

" પઢો પોપટજી સીતારામ. "

—એવાં એક સાથ અનેક સંસ્કાર રેડનાં ગીતોને પ્રકૃતિના શિક્ષણમાં નહિવત્ સ્થાન છે અથવા નથી, કારણ કે ગીત એ વિજ્ઞાન નથી વાર્તા એ વિજ્ઞાન નથી સીતા અને રામ એ બહુ બહુ તો ઐતિહાસિક પાત્રો છે જ્યારે પોપટ એક પક્ષી છે ઇતિહાસ અને પ્રકૃતિવિજ્ઞાન એ બન્ને સદંતર ભિન્ન વિષયો છે એટલે કે ગીત, વાર્તા કે કથા દ્વારા પ્રકૃતિનું શિક્ષણ આપવું એ મૂર્ખાઇભરેલું છે

સરકૃતિમાં ફેર કયાં પડે છે? સિકંદર ભારત ઉપર ચડાઈ લઈ આવ્યો ત્યારે એણે ભારતમાં રૂપાળા પક્ષી પોપટને જોયું બહુ ગમી ગયું ને પોતાને દેશ પોપટનાં જોડા લઈ ગયો એ જ રીતે ઇજિપ્ત અને આફ્રિકામાંથી પણ ગ્રીસ અને રોમમાં પોપટની આયાત થઈ રૂપાળું પક્ષી, લોકોને ખૂબ ગમ્યું ને ખૂબ પાળવા લાગ્યા કાચમાની ઢાન, હાથીદાંતના પિંજરા અને રૂપેરી સળિયાથી એ પક્ષી શોભ્યું બહુ રૂપાળું પક્ષી રૂપ દેખ્યું ને ભૂખ ઊપડી એમાંથી પોપટની સ્વાદિષ્ટ વાનીઓ પીરસાવા લાગી વળી એક રોમન બાદશાહ તો પોતાના પાળેના વહાલા સિંહને પોપટનો જ આહાર આપે! રૂપની સાથે ભોગની આ પશ્ચિમની સરકૃતિ. હવે એની સામે આપણી સરકૃતિને મૂલવો :

> " નાના ભાઈ કાંઈ ચડયા રે શિકાર,
> વનમાં જઈને રે સૂડલો ઝાલિયો.
> નાની વહુ કાંઈ ધાન ન ખાય,
> શીયે તે અપરાધે સૂડલો ઝાલિયો.
> આપણા બાગમાં એલચડીનાં ઝાડ,
> લીલી ને એલચીએ ચાંચું ચોડિયું."

પંખીને રંજાડતાં પત્ની ધાન ન ખાય એ આપણો સરકાર હવે આગળ જુઓ કલાવતી નામના કથાગીતમાં—

> " પેલા રે ભવમાં હતી રાજાની કુંવરી,
> એનો હતો સૂડાનો અવતાર રે કલાવંતી,
> તેની રે બાઈ તમે પાંખો રે ભાંગી,
> તેનાં પ્રાછત તમને લાગ્યાં રે કલાવંતી."

કથા આગળ વધે છે કે એ પ્રાછતને કારણે બીજે અવતારે બાઈના હાથ કપાયા પ્રકૃતિ પ્રત્યેના એવા ધર્મભાવ ગ્રામનારીઓ પોપટને કેવા સ્નેહભાવે મૂલવે છે?

પોપટ અને પોપટીને આપણી લોકકથાઓમાં ઘણાં સ્થાનો ઉપર ... 

પોખી અને પોમણુ સરજ્યાં અને લંકાથી રામસીતા પાછાં ફરતાં સીતાજીએ વાંકુ બોલીને વિજોગ પડાવ્યા

આ તો છે લોકકથા, દંતકથા; પણ પૌરાણિક પ્રસંગ ઉપર આવીએ

પારધીમાંથી તપસ્વી બનેલા એક ઋષિ મધ્યાહ્ને નદીકિનારે જાય છે સામેના એક વૃક્ષ ઉપર કામમોહિત એવું એક પક્ષીયુગલ નજરે ચડે છે એ જ વખતે એક પારધીનું તીર આવીને એક પક્ષીને વીંધી નાખે છે ચિત્કાર કરતુ અને તરફડતું એ પક્ષી ધરતી ઉપર ઢળી પડે છે એના વિયોગથી વિરહી એવા શેષ પક્ષીનું ક્રંદન ઋષિ માટે અસહ્ય થઈ પડે છે હૃદયમાં વેદના થાય છે વેદનામાંથી મંથન જાગે છે મંથન વાણીનો આકાર પામે છે ને એમાથી એક શ્લોક સરી પડે છે:

> मा निषाद प्रतिष्ठां त्वम गम शाश्वतीः समा ।
> यत्क्रौंच मिथुनादेकमवधि काम मोहितम् ॥

વિશ્વમાં પ્રથમ વાર છંદનો અવતાર થયો સંસ્કૃત વાણી છંદોમય બની, વ્યથિત એવા હૃદયની કરુણામાંથી એક મહાકાવ્ય સરજાયુ. એ ઋષિ તે વાલ્મીકિ, એ પક્ષી તે ક્રૌંચ, એ છંદ તે અનુષ્ટુપ, અને એ મહાકાવ્ય તે રામાયણ આર્યાવર્તની મહાન સંસ્કૃતિના એક અમર કાવ્યના મૂળમાં આ પક્ષી પડ્યુ છે લોકકથા કે રામાયણના આ પ્રસંગનો ભાવ તો એક જ અને તે કરુણા.

એટલે જ પગલે પગલે લોકગીતોએ પોતાની સાદી ને સરળ ભાષામાં ગાયુ છે કે—

> " પોપટડો નવ મારીએં રે,
> પાંજરાનો રખવાળ મારા વા'લા,
> મોરલીઓ નવ મારીએં રે;
> ડુંગરાનો રખવાળ મારા વા'લા,
> કોયલડી નવ મારીએં રે,
> આંબલાની રખવાળ મારા વા'લા. "

# ભક્તિ, શક્તિ ને સૌંદર્ય

નજર નીરખે અને હૈયું હલકે એવી આ પાણીવાળી ધરતી અને એનાં પાણીદાર માનવીનાં બિરદાવણ લોકસાહિત્યમાં જ નહિ પણ શિષ્ટ સાહિત્યમાં યે ઝિલાયાં છે. સોળમી સદીના અંત ભાગે જામનગરમાં 'રસકૌમુદી'નો રચયિતા કવિ શ્રીકંઠ થઈ ગયો. સૌરાષ્ટ્રની પંચરત્નો-રૂપે એણે પ્રશસ્તિ ગાઈ છે. આ પંચરત્નો છે નદી, નારી, તુરંગ, સોમનાથનું શિવલીંગ અને દ્વારામતીના હાજરાહજૂર હરિ. આમાં નદી એ સમૃદ્ધિનું, નારી સૌંદર્યનું, તુરંગ એટલે કે અશ્વ એ શક્તિનું અને સોમનાથ તથા દ્વારિકા એ ભક્તિનું પ્રતિક છે. નદી એ તો સરસ્વતીનું સ્વરૂપ. એ જેમ સમૃદ્ધિ ખેંચી લાવે ને નિપજાવે તેમ એના કિનારે આશ્રમો બંધાય, મંદિરો બંધાય, મઠો સ્થાપાય, સંતોનાં સ્થાનક ઊભાં થાય, પાણીનાં અને વિદ્યાનાં પરબો સાથોસાથ ચાલે.

આમ શ્રી, સરસ્વતી, સૌંદર્ય, શક્તિ અને ભક્તિનો ભારી મેળ આ ભોમકા ઉપર મળ્યો છે. જુદી જુદી જાતિઓનું આ ભૂમિ ઉપરનું આકર્ષણ પણ એ કારણે જ થયું છે. જેમ સૌરાષ્ટ્રની ફરતો સાગર અનેક જાતિઓને ખેંચી લાવ્યો તેમ સેંજળ સરિતાઓ પણ ગોપજાતિઓનું આકર્ષણ બની રહી આ રૂપાળી સરિતાઓના પિતા છે સૌરાષ્ટ્રના પહાડો. ગિરિગુરુ ગિરનાર, શત્રુંજય, બરડો, આલેચ, ચોટીલો, ઠાંગો, માંડવધાર અને સમગ્ર સૌરાષ્ટ્ર ઉપર પથરાયેલા નાનામોટા ડુંગરાઓએ જેમ આ ડુંગરાળ મુલક ઉપર નાનીમોટી નદીઓ વહાવીને રસવંતી રાખી એમ અનેક સંતો, ભક્તો, સિદ્ધો અને સાંઈ-ફકીર તથા સાધુ-

બાવાઓને પણ આકર્ષ્યા જેમ સોમનાથ–પ્રભાસ ને દ્વારિકા એ ભારતીય તીર્થધામો બન્યાં અને શ્રદ્ધાળુઓ તથા સંપ્રદાયોને એણે પોતાને આંગણે ઉતાર્યા તેમ સારાષ્ટ્રના પહાડો તળેટીથી માંડીને ટોચ સુધી સાધુ સંતોનાં બેસણાં બન્યાં.

## સંસ્કારનું સંગમસ્થાન મેળા

ગિરનાર નવનાથ અને ચોરાસી સિદ્ધોનુ બેસણું ગણાય છે. હજારો વર્ષથી શિવરાત્રિનો સાધુ-સંતોનો મેળો ત્યાં મળે છે. મેળો એટલે સંસ્કૃતિનું સંગમસ્થાન–સંસ્કારોની મિલન ભોમ ત્યાં આવીનો દેગો ચડે અને નાતજાતના ભેદભાવ વગર સૌને પેટપૂર ખાવા મળે. ત્યાં કથા વાર્તાઓ ચાલે. રસ, ભજન અને કીર્તનની ઝૂક બોલે સાધુ સંતોના સમાગમ અને સત્સંગ થાય. ત્યાં પ્રેમીઓનાં પણ મિલન થાય ત્યાં જોમન ઝોલે ચડે ત્યાં લોકજીવનની કંઈક કળાઓ દેખાય. સૌને પોતાની શક્તિ અને કળા બતાવવાનો અવકાશ મળે. ઊર્મિઓની અભિવ્યક્તિનું સહિયારું સ્થાન તે આ મેળા. પણ એ મેળા માથે ધાર્મિક શ્રદ્ધાનું ઓઢણું પડેલું એટલે છકી જવાને કે બેહદ છાકટા થવા માટે ય મર્યાદા. સાધુ અને સંસારીની સંગત સાથે મળે, ત્યાં લોકજીવનનો સંસ્કાર વિનિમય થાય. અને દૂર દૂરના ખૂણાના ગામડાંમાંથી, નેસમાંથી કે ટીંબામાંથી આવેલાં માનવી સૌંદર્ય, શક્તિ અને ભક્તિની ત્રિવેણીથી ભીંજાતા-ભીંજવતા વધુ બળ, વધુ શ્રદ્ધા અને વધુ આત્મવિશ્વાસ મેળવી, અખૂટ આનંદનું ભાથુ ભરીને પાછાં ફરે. પાછા ફરે પણ લોકસંસ્કૃતિના પ્રતિનિધિ બનીને એનાં મીઠાં સ્મરણો અને સંસ્કાર આનંદમાં ભાગ પડાવવા ગામ આખું હલકે, એમાંથી પ્રેરણા મેળવે અને વર્ષભર શક્તિનો વધુ સંચય કરી બીજા વર્ષના મેળામાં મુક્તિનો આનંદ મેળવવાની અચૂક ગાંઠ વાળે.

### પ્રભુનાં સ્થાનક પહાડો

ભારતના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી. વાસુદેવશરણ અગ્રવાલે શાસ્રોનું

દોહન કર્યું છે એ મુજબ આ શિવરાત્રિના મેળામાં મૂળ યક્ષને નામે સ્થંભારોપણ થતું ત્યાં યક્ષનું પૂજન થતું અને એની આસપાસ સાધુ-સંતોનો મેળો ભરાતો. અનેક પ્રજાઓ આવી, આત્મસાત્ થઈ, કેટલીક પાછી પણ ચાલી ગઈ. ગણરાજ્યો સ્થાપાં અને વિલય પામ્યાં રાજકુળો સ્થપાયાં, ઊપડ્યા અને નાશ પામ્યાં. પણ પાંચેક હજાર વર્ષથી ચાલ્યો આવતો આ લોકસંસ્કાર નાશ નથી પામ્યો. મેળાનાં સ્વરૂપો બદલ્યાં છે પણ સંસ્કાર એનો એ રહ્યો છે. અહીં રહેલું છે લોકસંસ્કૃતિનું અવિનાશી સ્વરૂપ. મેળાની જેમ જ ગિરનારની પરકમ્મા હજારો વર્ષથી ભક્તિભાવે ચાલી આવે છે. દેવદિવાળીના દિવસોમાં હજારો માણસો ગિરનારની પરકમ્મા કરવા ઊતરી પડે છે. દર વર્ષે પાંચ સાત યાત્રાળુઓ તો ટાઢ-તકલીફ કે હિંસક પ્રાણીઓને કારણે મરણ પામે જ છે; છતાં પરકમ્મા કદી નથી થંભી. અભણ અને અજ્ઞાન માણસો પણ આ પરકમ્મામાંથી ધર્મ, શ્રદ્ધા અને જ્ઞાનનું, ત્યાગ, તપશ્ચર્યા અને ભક્તિનું ભાથું ભરતા આવે છે

પહાડે પહાડે પ્રભુનાં સ્થાનક અને સ્થાનકે સ્થાનકે મેળા ભરાય છે. બધા જ લોકો કાંઈ દ્વારકેશ કે સોમૈયાજીની જાત્રા જુવારી શકતા નથી, એથી એમને તો કથરોટમાં ગંગા ઊતર્યાં છે. જળને કાંઠે જ ગામની વચાળે અને પહાડોની ગોદમાં રહેનારા બધા જ લોકો બ્રાહ્મણ-શ્રમણનો લાભ પામી શકતા નથી. એથી લોકોએ પ્રકૃતિની લીલામાંથી જેમ પ્રેરણા મેળવી તેમ પોતાની ભાવના, ભક્તિ, શ્રદ્ધા, વિશ્વાસ, વહેમ, અંધશ્રદ્ધા, અસૂયા અને અમાનુષિતાનું આરોપણ પણ પ્રકૃતિનાં જુદાં જુદાં સ્વરૂપોમાં કર્યું છે.

મોટા પહાડોને બાજુએ રાખીને જોઈએ તો નાનામોટા ડુંગરા, ડુંગરધારો, વોંકળા, ધરા, ધૂના, ટીંબા, વાવ કે કૂવાઓનાં નામ જોઈએ તો એ નામની સાથે જોડાયેલી દંતકથાઓ માનવભાવની એવી કંઈક કંઈક વાતો કહી જાય છે. સૌરાષ્ટ્રની ઘણી ડુંગરધારોનું 'પાડાધાર' નામ પડેલું છે. એવી એક પાડાધાર સૌરાષ્ટ્રના લોધિકા અને પીપળીઆ

ગામ વચ્ચે આવેલ છે. આ પાડાધારનું કથાનક આમ બોલે છે :

### પાડાધારનું લોકપ્રતીક

દુષ્કાળથી ભૂખે ટળવળતાં પોતાનાં બાળકો માટે એક ચારણ ભમતો ભમતો અહીં આવ્યો. સામે જ ભેંસનું ખાડું લઈને ઊભેલા એક ભરવાડ પાસે દૂધ માગ્યું. ભરવાડ ત્રાંસું મોઢું કરીને કહે : 'ભાઈ, તું તો ભૂલો પડ્યો. આંઈ દૂધ કેવું ? આ તો બધા પાડા છે પાડા !' ચારણ અને એનાં છોકરાં ભૂખે ટળવળીને મરી ગયાં પણ એની આંતરડીના કકળાટથી ભેંસો બધી પાડા થઈ ગઈ. એમાંથી થઈ ગયા પાણા. પેલો ભરવાડ પણ આખેઆખો પાણો થઈ ગયો. હજી એ ઊભો છે લોધિકાને પાધર. લાકડીના ટેકે, જૂઠું બોલવાની શરમથી જાણે જમીન તરફ નજર ઢાળતો. સૌથી આગળના પાડાના નાકમાં સોનાનું કડું હતું, એ કડા જેટલા ભાગમાં પાણો પીળો થઈ ગયો છે. લોકો એ પાડાને સિંદૂર ચડાવીને પૂજે છે.

છે તો દંતકથા જ. પણ જૂઠને લોકકથાએ પથ્થર સુધી ઢાળી દઈને આંધળો પણ ઉકેલી શકે એવી પ્રચંડ પ્રતિમારૂપે મૂકી દીધું. લોકકલ્પના હોય છે તો તદ્દન તળપદી જ, પણ ભારોભાર માનવતાભરી. એ કલ્પનારૂપકોએ પથ્થરે પથ્થરે સાચજૂઠનાં પારખાં અંકિત કરી દીધાં છે. એવી જ એક બીજી દંતકથા જોઈએ.

### અવિશ્વાસનાં એંધાણ

ચોટીલા પાસે એક ડુંગરધાર ઊભી છે. એ ધારનું નામ છે પોઠિયાધાર. ઊંચી લાંબી ધાર માથે જાણે વણઝારાની પોઠ ઊભી હોય એવું ત્યાં દૃશ્ય રચાયું છે. આ પ્રદેશની અંદર કાળો ખાચર નામે એક કાઠી રાજ કરતા હતા. એક વર્ષ કાળો દુકાળ પડ્યો. પ્રજાવત્સલ દરબાર ડુંગરની ટોચ ઉપર ડાંગનાથ મહાદેવ સામે જાપ જપતા બેસી ગયા. મહાદેવ પ્રસન્ન થઈ પ્રગટ થયા અને કહ્યું કે, 'પાછું વળીને જોયા સિવાય આગળ ને આગળ ચાલ્યો જજે. ભરતી વણઝાર તારી પાછળ

પાછળ ચાલી આવશે પણ પાછું વળીને જોઈશમાં' કાજો ખાથર તો મહાદેવના બોલે આગળ ચાલી નીકળ્યા. અર્ધીક ગાઉ બો કાપી નાખી. પણ ન સાંભળ્યાં વણઝારનાં પગલાં કે ન જોઈ વણઝારથી ઊડની આવતી ધૂળની ડમરિયું મનમાં શંકા પડી ગઈ. ખાતરી કરવા જ્યાં પાછું વળીને જુએ ત્યાં અડાબીડ વણઝાર હાલી આવે. પણ અવિશ્વાસ ઊપજ્યો ને? એટલે વણઝારના પોઠિયા હતા ત્યાં ને ત્યાં થંભી ગયા. પાણા થઈ ગયા. ભાર બધી ઢળીને કાંકરી થઈ ગઈ સત્ ધર્મમાં અશ્રદ્ધા ઊપજે તો તપશ્ચર્યા પણ નિષ્ફળ નીવડે એવા સિદ્ધાંતને લોકજીવને પોતાની રીતે ઘાટ આપીને પ્રકૃતિ સાથે જડી દીધો છે.

**ગુણચોરીની ગવાહી**

ચોટીલાની એક ગાઉને અંતરે એવો જ એક પથ્થર છે. એનું નામ રેશમિયો બેડો. રેશમીનો રહેવાસી રેશમિયો બેડો. દુકાળ ઊતરવા કચ્છમાં એનાં માબાપ ગયેલાં. એમાંથી નોધારા બાળકરૂપે એક ચારણ કુટુંબને હાથ લાગ્યો. ચારણીઆણીએ દીકરો કરીને ઉઝેર્યો ચારણને એવડી જ એક દીકરી. ભાઈબહેન ભેળાં રમીને મોટાં થયેલાં. મોટો થઈને રેશમિયો તો પાંચાળમાં ઊતરી આવ્યો—ચારણ બહેનને કંઈક કંઈક વિસામા અને વિશ્વાસ દઈ દઈને કાળને કરવું છે ને કચ્છમાં દુકાળ પડ્યો ચારણ બહેન દુકાળ ઉતારવા બેસું ને છોકરાં લઈને ભૂખે ટળવળતી પાંચાળમાં ઊતરી આવી 'ક્યાંક મારો ભાઈ રેશમિયો!' 'ક્યાક મારો ભાઈ રેશમિયો!' એમ ભાઈની ગોત કરતી ભમે છે. કઈક વરસ વીતી ગયાં છે એટલે ભાઈનો અણસાર પણ ભૂલી ગઈ છે. એની ગોતણ તો ભાઈના ભરોસે શરૂ થઈ છે. એક જ માનાં ધાવણ ધાવીને ઊઝરેલાં ભાઈ–બહેન. પછી વિશ્વાસ કેમ ન હોય? ચોટીલાથી એક ગાઉ દૂર ધાર ઉપર એક ઘોડેસવાર સામો મળ્યો. એને ય પૂછ્યું : 'ક્યાક મારો ભાઈ રેશમિયો!' ઘોડેસવારનું દિલ એકાએક અવળું થઈ હાલ્યું. એ જ રેશમિયો બેડો હતો. રેશમિયો બેડો કહે છે કે 'બાઈ! રેશમિયો બેડો તો દેવલોક પામ્યો છે.'

બાઈનું દિલ કેમે કર્યું માનતું નથી. પણ વાત ઉપર વિશ્વાસ રાખ્યા વગરેય છૂટકો નહિ એવી નોધારી હાલતમાં બાઈનું હૈયું ભાંગી ગયું કલ્પાંત ઊપડયું. કલ્પાંતમાંથી મરસિયા ઊપડ્યા પણ શું ઇ મરશિયા? રેશમિયો ભેડો જીરવી ન શક્યો મરસિયે મરસિયે પથ્થર બનતો ગયો. 'બહેન! બસ કર એ તો હું જ રેશમિયો ભેડો!' પણ ગણુચોર બનીને દિલચોર બનીને ભાઈએ જ બહેનના વિશ્વાસને ભાંગી નાખેલો, ઈ ઠારમાં કલ્પાંતમાંથી ઊપડેલા મરસિયા શ્યે અટકે?

" ભર દરિયે કોઈ વા'ણુ, ભેડાનું ભાંગી ગિયું;
પડ થાતે પાખાણુ, રસ ગ્યો રેશમિયા "

પથ્થરદિલનો રેશમિયો પૂરેપૂરો પથ્થર બની ગયો અને બાઈ પણ માથાં પછાડી ત્યાં જ મરણ પામી ઠોકરો ટળવળી ટળવળીને મરી ગયાં ઘોડેસવાર જેવો એ પાળો અને દંતકથાની નિશાની સમા એ આકાર આજે ય ત્યાં ઊભા છે.

ડુંગરે ડુંગરે દંતકથા

આવી દંતકથાઓ તો ડુંગરની ધારે ધારે અંકિત થયેલી અસંખ્યાત સ્વરૂપે મળી આવે છે જેમ શ્રદ્ધા અશ્રદ્ધાનાં, વિશ્વાસ અવિશ્વાસના તેમ શીલ અને શૌર્યનાં સંભારણાં પણ ડુંગર અને ડુંગરધારોનાં નામ સાથે જોડી દેવાયાં છે ધરતીના ઊભા બરડા જેવા બરડાની ડુંગરમાળમાં એકનું નામ છે ભતવારિયો. આ ડુંગરની ટોચ ઉપર વીસ ફૂટ જેવડો પથ્થરનો ખાંભો છે ખાંભાની ટોચ ઉપર કુદરતી રીતે જ કંડારાયેલી છાબ અને તેમાં પથ્થરના ચાર દડા છે લોકો એને 'ભતવારી આઈ' કહે છે માનતાઓ પણ રાખે છે દંતકથા બોલે છે કે આ આઇ ભાણુ જેઠવાનાં ભતવારી હતાં એક દિવસ ભાત લઈને જતાં હતાં ત્યાં રસ્તામાં કોઈ અનરાયડીને એમની છેડતી કરી. ભતવારીએ પોતાનું શીલ અખંડ રાખવા પાષાણરૂપ ધારણ કરી લીધું ત્યારથી એ 'ભતવારી આઈ' તરીકે સ્થપાયાં અને ડુંગરનું નામ પડ્યું 'ભતવારિયો'

કથાઓની સાથોસાથ લોકોની કલ્પના પણ રમણે ચડે છે ગરડાની જેમ ગિરના એક ડુંગરનું નામ છે વાંસાઢોળ બરાબર વાંસાઢોળ જેવો જ ધાર. એ જ રીતે મહારવડિયાનુ માના ખોળા જેવું આશ્રયસ્થાન નાંદીવેલ ગિરના આ અતિ વંકા ડુંગરનું સ્વરૂપ મહાદેવના નંદી જેવુ છે કથાનક બોલે છે કે પાણી ત્યાં બારે માસ તો રહેતુ નથી, પણ જૂના પડેલા પ્રવાસીના ગળે જ્યારે કાચકી બંધાય છે ત્યારે નાદીગરજી નામનો બાવો પાણીનો લોટો લઈ નીકળી આવે છે ને તરસ્યાના મોઢે પાણી રેડી પાછો અલોપ થઈ જાય છે બહારવટિયા બાવાવાળાએ આ નાંદીવેલની ડુંગરધારોમાંથી ગોરા ગ્રાંટ સાહેબને બાન પકડેલ

### ડુંગરધારોની સ્નેહસગાઈ

આ નાંદીવેલની ડુંગરધાર સાથે માનવીના સ્નેહે સાણા ડુંગરની કેવી સગાઈ સાંધી દીધી છે? સાણો તો બૌદ્ધકાલીન ગુફાઓ ધરાવતો ઇતિહાસપ્રસિદ્ધ ડુંગર. એ ડુંગરમાં ચરાણે આવેલા બાબરીઆ માલધારીની પુત્રી કુંવરને રબારી યુવાન રાણાની સાથે સ્નેહ બંધાણો પણ સમાજના ભેદ ભેકાર બનીને બેયના સ્નેહને ભરખી ગયા કુંવરને પરણાવી દઈને રાણાથી બચવા એનાં માબાપ ઠેઠ નાંદીવેલે જઈને નેસ બાંધી રહ્યાં

> "સાણે વીજું સાટકે, નાંદે અમારા નેસ,
> કુંવર બચ્ચું કુંજડું, બેઠી બાળે વેશ."

સાણાની સાથોસાથ હૈયે ચડે છે કનરા ડુંગરની હોથલ પદ્મણી અને ઓઢો જામ. આ કનરો ડુંગર પણ હજાર હજાર પ્રસંગોને સંઘરીને બેઠો છે કપટ કરીને જૂના જૂનાગઢની નવાબીએ મહિયા રજપૂતોને હારબંધ કુહાડે કાપી નાખેલા એ તો જાણે ગઈ કાલની જ વાત મહિયાઓનાં રાતાંચોળ લોહીથી ભીંજાયા પહેલાં આ કનરો શૂરવીર સોરઠિયાણી અને કચ્છના બંકા ને ટેકીલા જુવાન ઓઢા જામના સ્નેહથી ભીંજાયો છે આજે ય કનરાની ગોદમાં શ્યામસર તળાવનું સૂકું ભઠ તળિયુ હોથલના રૂપની ગવાહી દેતુ પડયુ છે એ તળાવમાં વાંસ જેવડો ચોટલો છૂટો

મૂકીને લહેરાતી હોથલનાં અપ્સરા સમાં રૂપ નિહાળીને ઓઢાનું દિલ અળવું થઈ ઊઠેલું :

" ચડી શંખાસર પાળ, ઓઢે હોથલ ન્યારિયાં,
બિછાઈ બેઠીવાર, પાણી માથે પદમણી. "

કયા ડુંગરને સંભારવો અને કોને ન સંભારવો ? સ્યમંતક મણિ મેળવવા માટે જ્યાં જાંબુવાન સાથે કૃષ્ણને યુદ્ધ ખેલવું પડેલું તે ગોપના ડુંગરને યાદ કરવો કે ઘૂમલીના રૂપ–અવશેષો સંઘરીને પ્રેમ–શૌર્યની કંઈક કંઈક ગાથાઓ સંઘરી બેઠેલા બરડાને યાદ કરવો ? હલામણની સોનના સોના જેવાં આંસુડે છંટાનાર અને વાઘેર બળવાખોરોને આશ્રય આપનાર આભપરાને યાદ કરવો કે—

" ગઢ જૂનો ગિરનાર, બેંગારે સરાપેલ ખરો,
સંઘર્યો નહિ સરદાર, નીકર રમત દેખાડત રામડો. "

—એવી ગિરનારની વિમોચિત અને શાપિત ગિરિમાળાને યાદ કરવી ? નામ પણ કેવાં જુક્તિદાર છે ? કુંડલાથી પૂર્વમાં એક ડુંગરધાર છે. એવું નામ પલાણિયો. દૂરથી જોનારાને સાંઢિયાના પલાણનો જ આભાસ થાય ખાંભાના ગામ ઈંગોરાળાની પશ્ચિમે આવેલા ડુંગરનું નામ પાનાળો છે. વાદળને ચીરવા માટે કેમ જાણે ભગવાને ભાલું ખોસ્યું હોય એવો ભાલાના પાના જેવો. એ જ પાનાળાની પશ્ચિમે આવેલો છે ડુંગર કરલિયો. આથમણી દિશા તરફ ડોક લંબાવીને ઊભેલા સાંઢિયા જેવો દેખાય છે. માથે વળી એક કોટ આવ્યો છે એટલે અસલ કરલિયો સાંઢિયો જ જોઈ લો.

કેવાં રૂપાળાં નામ છે ? દૂધિયો, મરઘો, આધવો, ગોદળિયો, આરચ, ગાખણિયો, ધોધરડો, હાફિયો, એ બધા કુતિયાણા આસપાસ આવેલા છે. જ્યારે જાનબાઈની દેરડી આસપાસનાં નામ પણ એવાં જ છે. ઉંદરડો, સાબેમાળ, પાંચ ટાપરો. જ્યારે ભૂતિયો અને તરઘાંગડો સિહોર બાજુ આવેલ છે. આ એક એક ડુંગર સાથે અનેક દંતકથાઓ જોડાયેલી છે.

ડુંગરનાં નામો જેવાં જ એની ડુંગરધારોનાં પણ નામ છે : મામાની ધાર, ખોડિયારની ધાર, આડીધાર, પડધારો, ભીલધાર, ગાગવો, સાલરડો, કળયો, શીતળાની ધાર, રસનાળની ધાર, વધાવી, ધનકધાર, ઊભીધાર, સિંહકાદો, સપ્નકાદી, ચકમકધાર, બગાધાર, ગડાધાર, શંખિયો કાદો, નળિયાધાર, લાસીધાર ને સામધાર આવી તો અસંખ્ય ધારો છે અને એ ધારે ધારે લોકજીવનના ઇતિહાસ આલેખાયેલા છે

**વોંકળા, વાવ-કૂવા ને ધરા**

આ ડુંગરાઓ અને ડુંગરધારોમાંથી વહેતા વોંકળાઓના નામ પણ રળિયામણાં છે. જેવાં કે અકારિયો, મનરિયો, નળિયો, માઝો, ખરેડો, રત્નાગર, માણેકિયો, સુમાર, પાતાળિયો, રાજપરો, પાનિયો, સુકવો, રસનાળિયો, રાણો ને લંબાવો વગેરે.

ડુંગરને નામ, વોંકળાને નામ તો પછી એની તળેટીએ કે રસ્તાની ધારે આવેલ વાવ-કૂવાનાં નામ પણ શા માટે નહિ ? એક એક વાવ પાછળ એક એક ઇતિહાસ જેમ કે ભાણવાવ રાજા ભાણ જેઠવાએ ગળાવેલી. વિક્રમાવાવ કોઈ વિક્રમાદિત્યને નામે ગળાયેલી. ખોડી, છીટી, ડોકામરડી, ઢોલાવાવ, રાણાવાવ-આવી આવી તો અનેક. પણ લગભગ દરેક વાવ સાથે વહેમની વાતો જોડાયેલી જ હોય. ક્યાક માગો થતો હોય તો ક્યાંક ઝાંઝર ઝણુકતાં હોય દરેક વાવ સાથે કાઈક શૂરાની, કોઈ વણઝારાની, કોઈ અતૃપ્ત અને અવગતિયા જીવની કથા તો જોડાયેલી હોય જ.

જેમ વોંકળા ને વાવ-કૂવા તેમ ધરા અને ધૂના પણ. ધરાઓનાં નામ સાથે પણ દંતકથાઓ ચાલી જ આવે. રૂપગુણ પ્રમાણે જ એનાં નામ જેવાં કે ખારિયો, નયડ, મોરો, લડો, કોઅલી, કરાર, વાકિયો, મંગરિયો, ગમાણિયો, ગોદડિયો, કોઠાર, ઘેડિયો, ડેડકિયો, કાળિયો, ઢેઢિયો, ધોબીધરો, ગાંગડિયો, વાશિયો, પાણાખાણિયો, આતાનો ધરો, ધોળા મામાના ધક્કાનો ધરો, મામાની પાટ વગેરે વગેરે. ધરાનાં નામ જ એનાં રૂપગુણ અને ઇતિહાસ કહી આપે છે. છેલ્લાં બે નામ તો ભૂતપ્રેત સાથે

જ જોડાયેલાં છે આ ધરામાં મગર હોય, બેખડનું પોનાણુ હોય એ પોલાણુની ચૂસમાં કે મગરના મોંમા ગામની વહુ–દીકરી કે જુવાનોનાં અકાળ મરણ થયા હોય તો કોઈ કોઈ ધરા સાથે મગર ને જુવાનોના જુદ્ધની વાતો સંકળાયેલી હોય જેવાં વાવને નામ એવા જ કૂવા ને કુઈનાં નામ જેમ કે જસરાજિયો, ઘણુકૂવો ગધારી વાવ, વાઘર કૂવો, વડિયો, કૂટિયો, કૂવવાડી, હીંફ્વી, ભાડિયો, ફૂલજરી, ખારૂડી, ધૂનકિયો, પીપળિયો વગેરે વગેરે

આ બધાં નામ તો એટના માટે આપ્યા કે જેમ આ ડુંગરા, ડુંગરધારો, વોકળા, ધરા કે વાવ–કૂવા સાથે લોકોની અધશ્રદ્ધા, વહેમ કે ભય જોડાયેલાં છે તેમ એ ડુંગરા, ડુંગરધારો, વોકળા, ધરા કે વાવ કૂવા સાથે દેવત્વ પણ આરોપાયેલાં છે ડુંગરે ડુંગરે અને ધારે ધારે દહેરાં અને એ જ રીતે વોકળે, વહેળે ને વાવ–કૂવાએ કોઈ ને કોઈ દેવ અસત્ આચરણ કર્યે એમાંના ઘણા દેવ કોપાયમાન પણ થાય અને ધનોતપનોત કાઢી નાખે સતિયાનો વાંકો વાળ પણ ન થાય અને દેવ રખોપા કરતા જાય આવી ધાર્મિક લાગણીઓ સાથે દહેરે દહેરે અને થાનકે થાનકે કોઈ ને કોઈ સાધુ સત કે સાંઈ ફકીરનાં બેસણાં હોય જ.

**સાધુસતોના બેસણા**

સૌરાષ્ટ્રમાં સસલું દોડે ને ખાલ ઊતરી જાય એવી ગીચ વનરાજી તો ક્યાંક જ બાકી બોડા પથ્થર વકા ડુંગર ખરા એની ગાળિયુ પણ એવી જ વકી આ વંકી ગાળિયુ અને વંકા ડુંગર પણ સાંઈ-ફકીર અને સાધુ-સતોનું આકર્ષણ બન્યા કઈક લંગોટધારી, ભભૂતધારી, ખાખીબાવા અને નાથબાવા આ પહાડ, પાણી ને વનસ્પતિના આકર્ષણથી સૌરાષ્ટ્રમાં ઊતરી આવ્યા અને જગ્યાઓ બાંધી રહ્યા કંઈક ભક્તો, સતો ને વેરાગીઓ પણ સંસારથી અળગા થઈને પહાડોની ગોદમાં કે નદીઓને કાંઠે આવી વસ્યા સૌરાષ્ટ્રમાં એવી ધાર્મિક જગ્યાઓ અપરંપાર છે બધા જ ભક્તો વેરાગી પણ ન હતા એમાંના ઘણા સંસારી પણ હતા બધા જ સંતો વાણીધારી પણ ન હતા એમાંના ઘણા

કર્મયોગી અને સેવાના દીક્ષાધારી પણ હતા બધા જ સાધુઓ ભજનિકો પણ ન હતા એમાંના ઘણા લોકસેવકો પણ હતા

શહેરોમાં જ્યારે વૈષ્ણવ જૈન અને શૈવ સપ્રદાયની ગંગોત્રી વહેતી હતી ત્યારે લોકજીવનનો આધાર તો આ સાધુ સંતો ને ભક્તો જ હતા પાછળથી સ્વામીનારાયણ સપ્રદાય આવ્યો એ પણ લોકસપ્રદાય જ બની રહ્યો સપ્રદાયોમાં કોઈ ને કોઈ પ્રકારની વાડાબધી આવી જતી, જ્યારે આ સાધુ સંતો ને ભક્તો વાડાબધીથી, ઊંચનીચના ભેદભાવથી અને નાતજાતના ભેદભાવોથી તદ્દન નિરાળા જ હતા અતરકુંણામાથી જ ઉદ્ભવેલુ જ્ઞાન, ત્યાગના મહિમાવત, આસ્થાના અખૂટ ઝરા અને પ્રેમના પાગદા આ સાધુસંતો દર્યાં ત્યાં ત્યા એમણે સદાવતો ચાલુ કર્યા, ધર્મશાળાઓ બાંધી અને રોગિયાં દોગિયાંની સેવા ઉપાડી લીધી આ સાધુસંતોના બે પરમ મસ્કાર તે અન્નદાન અને ગૌસેવા ધરમનું એક પણ સ્થાનક ગૌશાળા વગરનું નહિ. સતોની એક પણ જગ્યા રોટ્ના વગરની નહિ આ રોટનો પણ ઉઘરાવીને એકઠો કરે ગાસેવા પણ ચયાણ ખૂટે ત્યારે સાધુવૃત્તિ ઉપર જ કરે

**અભેદના ઉપાસકો**

આ સાધુસતોના શિષ્યો કે અનુયાયીઓની સેવાની શરૂઆત જ ગાયોના છાણ–વાસીદાથી થાય પતિયાંના પસપરુ ધોવાથી થાય ફરતાં ગામોમાંથી રોટલાની ભિક્ષાવૃત્તિથી જ થાય ધર્મનો અને સેવાનો સૌને સમાન અધિકાર જેમ હિંદુને તેમ મુસલમાનને પણ ગિરનારને એક છેડે ગુરુદત્તનું બેસણુ છે તો બીજે છેડે દાતારનું બેસણુ છે અને હિંદુ મુસલમાન એક અવાજે એના ભજન ઉપાસે છે પણ દાતારને હિંદુ ને મુસલમાન બેય ઉપાસતા હશે અને ગુરુદત્તને કદાચ મુસલમાન ન પણ ઉપાસતા હોય ત્યારે આ સાધુ સતો ને સાઈ મૌલામાં એવો ભેદભાવ નથી રહ્યો આપા દાનાના શિષ્ય ગીગા ભગત ગર્ધે મુસલમાન હતા વળી હરામના હમેતના ગણાતા હતા છતાં લોકોએ તો ગીગા

ધારણ કરતા હોય નહિ તો સાગર વચ્ચેથી સરસ્વતીનાં વહેણ પ્રભાસ સુધી આવે કેવી રીતે?

ઋતુ ઋતુનાં રૂપવૈવિધ્ય ધારણ કરની આ ધરતી ઉપર કોઈ મહાનદના અખંડ સ્રોત વહેતા નથી એક કાળે સેંજળ ભરેલી એ સરિતાઓ આજે તો ચોમાસામાં જ ઘૂઘવાટા કરે છે કોઈ કોઈ નદીઓનાં વહેણ અમુક માઈલોના અંતર સુધી જીવતાં હોય છે પછી ધરારૂપે પાટો ભરી હોય પણ સળંગ સજીવન નહિ હજી સો વર્ષ પહેલાં ભાદરનદીમાં વહાણો તરતા હતાં સૌરાષ્ટ્રની પહેલી સર્વે કરનાર એક અંગ્રેજ નામે મેક મર્ડોએ એની નોંધ કરી છે આ ભાદર પણ વધુમાં વધુ ૧૨૦ માઈલ જ લાંબી બીજી બધી તો નાજુક અને નમણી

**સોનલાવરણી ધરતી ને રૂપલાવરણ વહેણ**

શિયાળો ઊતરતાં સુધી તો સોનલાવરણી સોરઠ ધરાને આ સરિતાઓના રૂપલાવરણાં પ્રવાહો અનોખાં રૂપ અર્પે છે સૌરાષ્ટ્રને પથ્થરે પથ્થરે ખમીર ખાનદાની અને અમીરાતના ઇતિહાસ કંડાર્યા છે ત્યારે આ નાનીમોટી નદીઓ તો લોકસંસ્કૃતિની જ જન્મદાત્રી છે સિંધુ અને સરસ્વતીની જેમ દક્ષિણની ગોમતી પણ એટલી જ પ્રાચીન ગણાય છે સૌરાષ્ટ્રનો પૌરાણિક ઉલ્લેખ આ ગોમતીથી શરૂ થાય છે દુર્વાસા ઋષિ આ ગોમતી કાંઠે ચક્રપાણિતીર્થની યાત્રાએ આવેલા અને આદિવાસીઓએ એમને લૂંટેલા એવો પહેલો પૌરાણિક ઉલ્લેખ મળે છે ગોમતીની પવિત્રતા તો સામળાજીની સાથોસાથ ચાલી આવી છે

> " ગરજે ગોમતીજી કે ગાજે સાગર,
> રાજે સામળાજી કે બાજે ઝાલર "

ઠેઠ વાઘેરો સુધી એનો ઇતિહાસ સંકળાતો આવે છે કેવી એ લોકજીવનમાં જડાઈ ગઈ છે? વાઘેર જોદ્ધાના અવસાને લોકકવિએ ગોમતીને પણ ઘૂંઘટ તાણ્યા યા

" ગોમતીએ ઘૂંઘટ તાણિયા, રોયા રણછોડરાય,
મોતી હતું તે રોળાઈ ગિયું, માણેક ડુંગરમાંય "

ભાદરની પ્રેમકથા

કેવાં રૂપાળાં નામ છે નદીઓનાં? જેવાં રૂપ તેવાં જ નામ. ગોમતીની જેમ ઘેલોનદી પણ પુરાણ યુગની ઉન્મત્ત ગંગા છે. આજે તો એ ઘેલોનદીએ વેરાગણના સ્વાંગ સજ્યા છે. એક દિવસ અરધા જગતનાં વહાણ એને કાંઠે નાંગરતાં. ભાદર પણ એવી જ પ્રાચીન નદી છે. મૂળ નામ તો ભદ્રાવતી. કૃષ્ણપત્ની ભદ્રાના નામ સાથે એ જોડાયેલું છે. જેતપુરને પાધર ભેંકાર લાગતી આ ભાદરનાં અવર્ણનીય રૂપ ભાળીને એક ચારણ એના ઉપર મોહી પડેલો અને વિધિસરનાં ભાદર સાથે લગ્ન પણ કરેલાં. એ ચારણનું નામ કમરહંસ. ભાદરનાં રૂપમાં મોહીને એણે ભલભલી ચારણિયાણીઓને તરછોડી. એનો દુહો બોલે છે કે—

" ભાદર જેવી ભામની, કમરહંસ જેવો કંથ,
હંસલી જેવી હોય તો, કમરહંસ વિવા કરે. "

પુરાણોમાં જ સરિતાઓ સાથેનાં લગ્ન મળે છે. બાકી ઇતિહાસમાં તો એવાં લગ્ન અદ્વિતીય બની રહ્યાં છે. ભરજોબનમાં વહેતી આ ભાદરનાં ઘેરાં અને ઉન્મત્ત રૂપ જોવા જેવાં હોય છે. આ ભાદર એકલાં કાઠી કુળોને જ નહિ પણ પ્રેમ અને શૌર્યની કંઈક અલૌકિક વાતોને સંઘરીને પડી છે. ભાદરનાં પાણી એવાં ખમીરવંતાં છે. જેમ ગિર ને બરડાની વંકી ગાળિયું ને વંકા ડુંગર બહારવટિયાનાં બેસણાં બન્યાં તેમ ભાદરની ભેખડું પણ બહારવટિયાના આશ્રયસ્થાન સમી બની હતી. આંપા માણસિયા વાળે ભાદરને કાંઠે જ સમળાઓને પોતાના માંસની મહેફિલ પીરસેલી. પુનરવ ચારણે ભાદરમાં થોડાં પાતાં પાતાં જ કાઠીઓ સામે બહારવટાં ખેડેલાં અને જોગી જેવો બહારવટિયો બીમો જત પણ આ ભાદરકાંઠે

જ પાકેલો : ભીમો જત તો 'ભાદરનો સાવજ ભીમડો' કહેવાતો હજીયે શાવણહથ્થા ઉપર એનાં ગીત રણઝણે છે કે—

" ભાદરને કાંઠે ભીમડો જાગ્યો, જતડાની લાગી ખાત,
રાત પડયે ભીમા રિડિયા રે, ગામેગામ ગેડીરો થાય,
એવો નાથાણીનો નર છેવટો, ભીમા તારો દેશમાં ડંકો "

### શેતલના મોહક સૌંદર્ય

ત્યારે લોકકથાઓની જનેતા સમી શેતલ–શત્રુંજયીનાં નીર તો પ્રજાના શીશ જેવાં રૂપાળાં વહ્યાં જાય છે ભનાટનિમાં ભૂલો પડતો ઘણીવાર માનવી પત્ય ગુમાવે છે એમ શેત્રુંજીનાં વહેણ પણ આજે વહેતા વહેતાં ડૂકતાં જાય છે શેત્રુંજીને યાદ કરતાં કરતાં દેવરો ને આણલદેનાં હેત આપોઆપ હૈયે ચડે એ શીળવતી શેતલના લીનુંડે કાંઠે બેસીને પંખી જેવાં એ નાનકડાં પ્રેમી મોતી જેવાં પાણીમાં એમના રૂપકડા પગથી છમછમિયાં બોલાવતાં હશે એ શેત્રુંજી કાંઠાની છીપરું ઉપર આમનારી-ઓનાં વૃંદ ખિલખિલતાં આજે ય દેખાય છે લૂગડાં ધોઈ ધોઈને લીસી બનેલી એ છીપરું ગામની ગોરિયું એ છીપરું ઉપર પોતાના ફૂલગુલાબી પગ ઉપર લાસી ઠીકરી ઘસીને હિંગળોકિયા વર્ણ ઉપજાવતી હશે એટલે જ કચ્છના રંગીલા રાજા લાખા ફૂલાણીને એ છીપરું ઉપર મરવા મન મોહ્યું હશે ને ?—

" હાથ હિલોળે, પગ ઘસે, ગહેકે ગોરલિયાં,
લાખો કચ્છે મું બાળજો, (એવી) લીસી છીપરિયા. "

અરે વાહ રે લાખા વાહ ! દુહાની એ જ લીટીમાં નદીનો આખો સસ્કાર સજીવન કરી દીધો આવી નદીયું ન વહેતી હોત તો—

" છલકાતું આવે બેડલું,
મલકાતી આવે નાર રે,
મારી સાહેલડીનું બેડલું "

એવા પનિહારીઓનાં વૃંદની શોભા સૌરાષ્ટ્રે ક્યાંથી ભાળી હોત? નદીઓએ તો માનવીને કામણુ કર્યાં છે એના હરિયાળા કંઠે જેમ પનિહારીઓનાં વૃંદ હવકે તેમ જુવાનડા ઘોડાં પણ ખેલવે સામસામાં પ્રેમનાં બાણુ વાગે પ્રીતની ગોઠડિયુ બધાય, અને આપદા પડે ત્યારે આ પ્રેમીઓનો છેલ્લો વિસામો પણુ આ નદીઓનો અંક જ બને જીવતાંને જીવન પાનારી અને મરતાને શાંતિ દેનારી

## લોકકથાની લાડીલી ઓઝત

પુરાણુકાળથી ઉજ્જયન્તિ એટલે કે આજની ઓઝત પણુ શેણી–વિજાણુંદના પ્રેમથી શોભી અને શેણી–વિજાણુંદ જેવાં કંઈક પ્રેમીઓ ઓઝતથી ઊજળાં બન્યાં ઓઝતનાં દોડચે જતાં રૂપલાવરણાં વહેણને જોઈને ઘરમાં રૂંધાયેની શેણી કેવી ધનવનતી હશે? એટલે જ ઓઝતને સખી બનાવીને બોલી હશેને? કે—

> " ચડ ટીંબા, ચડ ટીંબડી, ચડ ગુંદાળી ધાર,
> ઓઝત ઉછાળો લઈ, વિજાણુંદ પાછો વાળ. "

ગિરવાસીઓની આ પ્યારી સરિતાના રૂપ જોવાં હોય એણે ગિરની સાસણુ ગાળીઓમા જવુ જ પડે ભરચક વનરાજી અને મૈયાના થર બથર તીર પ્રદેશ વચ્ચેથી મોતી જેવાં નીરે વહી જતી ઓઝતમા તો સાવઝાં સેજળ પીએ અને એના પાણી પીનારાં માનવી પણુ સાવઝ પાકે લોકકથાની લાડીલી આ ઓઝત અંત ભાગ સુધી એકધારા રૂપે શોભે છે

## પુરાણુ પ્રાચીન ત્રિવેણી

નમણાઈ તો કુદરતે આપી છે પ્રભાસક્ષેત્રે ત્રિવેણીસંગમ રચતી ત્રણુ રૂપકડી નદીઓને—કપિલા, સરસ્વતી અને હીરિણ્યને આંખ જુએ અને હૈયું ઠરીને હીમ થાય એ ત્રિવેણીના તીર પ્રદેશે સૌરાષ્ટ્રને લખલૂટ સમૃદ્ધિ અર્પી અને એ સમૃદ્ધિથી છકેના યાદવોના વિનાશની કરુણતા

પણ સર્જી અહીં જ પારધીના બાણથી વીંધાઈ ને કૃષ્ણ દેહોત્સર્ગ પામ્યા. અહીંથી સાગરમાં વૈદિક સરસ્વતીએ વડવાનલ ઠાલવ્યો. સરસ્વતી તો લુપ્ત થઈ ગઈ ગઈ છે એની સ્મૃતિરેખ સમી વેલ જેવી વળાંક લેતી પુણ્ય સલીલ નાજુક સરસ્વતી પ્રભાસતીર્થનો પૌરાણિક મહિમા આ ત્રિવેણી જ છે. યાદવો જ શા માટે? ભૃગુઓ, શર્યાતો, હૈહયો, આભીરો, યૌધેયો, શકો અને ક્ષત્રપોની પણ એ તપોભૂમિ અને યુદ્ધભૂમિ બનેલ. કલંકિત ચન્દ્રને મળેલા પ્રજાપતિના શાપના નિવારણ અર્થે ભગવાન સોમનાથનો પ્રાદુર્ભાવ પણ આ ત્રિવેણીતીરે જ થયો. ધર્મો અને સંપ્રદાયોનો સંગમ પણ અહીં થયો. અહીં અગ્નિક્ષેત્ર આવેલું છે અને સૂર્યપૂજા પણ અહીં થઈ છે. અગ્નિપૂજકો, સૂર્યપૂજકો, વૈષ્ણવો અને શૈવોનું પરમધામ તે આ ત્રિવેણી. એનો મહિમા ઘટ્યો નથી, વધ્યો છે. આ ત્રિવેણીના સાત્વિક સંસ્કારનું આકર્ષણ તો જુઓ! પ્રેમીઓને પણ મરીને આ ત્રિવેણીના–તરવેણીના કાંઠાનું ઝાડવું થવાના મોહ રહે છે. વિરહિણી આણલદેના અંતરભાવ મોતી ઊઠયા હશે કે:

> " તરવેણીને તીર, અમે સાગવને ય સરજયાં નહિ,
> નીકર આવતડો આહિર, દાતણ કરવા દેવરો. "

**સોનરેખ ને પલાશિની**

ગિર તો નદીઓનું મહિયર. બે પુરાણ પ્રાચીન નદીઓને એ સ્મૃતિરૂપે સંઘરી રહ્યો છે. એક તો સુવર્ણસિકતા અને બીજી પલાશિની. સુવર્ણસિકતા તે આજની સોનરેખ અને પલાશિની તે આજનો પલાશિયો વોંકળો. એક કાળે આ બન્ને નદીઓએ ઇતિહાસ સર્જેલો. મૌર્યો, ગુપ્તો અને ક્ષત્રપોને અમર નામના આપી સુદર્શન સરોવરરૂપે હજાર હજાર વર્ષનાં એ નદીઓનાં માનવ ઉપકારક યોગ બાદ એના પ્રવાહો પાંખા પડયા. સૌરાષ્ટ્રના સુવર્ણ ભૂતકાળને યાદ કરી કરીને રડતા ગિરની આંખમાંથી ટપકતા આંસુ જેવી આજે એ બન્ને વહી રહી છે. એ પ્રસિદ્ધ પલાશિની આજે તો ખખડધજ ખાખરવન વચ્ચેથી પલાશિયા વોંકળા

રૂપે ક્યારેક વહે છે ક્યારેક પ્રવાહના પડછંદાને બદલે તળના પાણી માથે ખાખરાનાં સૂકાં પાન ખરીને ખાલી ખખડાટ કર્તા જ સંભળાય છે સુવર્ણસિક્તાનું પણ કોઈ ગરાસણીના મુખની સોનરેખ સમુ જ સૌંદર્ય રહ્યુ છે એ પણ ચોર ગનિચીન તો નહિ જ

માલધારીઓની માતા મચ્છુ

માંડવધરમાંથી વહેતી મચ્છુનદીને પણ ઠીક ઠીક પ્રાચીન સંભારણા છે મૂળ નામ તો મત્સ્યેન્દ્રી ગોરખનાથના ગુરુ મત્સ્યેન્દ્રનાથ ઉપરથી એ નામ પડેલુ દંતકથા કહે છે કે મત્સ્યેન્દ્રનાથને બે બાળક થયેલાં એની મધનાળ છૂટતી ન હતી ત્યારે નાથસંપ્રદાય તો વણ્યો. ઉગ્ર ગોરખનાથે ઘણા સમજાવ્યા કે—

> " સૂરતા ધારીને ગુરુ આવુ ઘટે ના,
> તમે સદ્‌ગુરુ હમ ચેલા રે "

પણ મત્સ્યેન્દ્રનાથનો મોહ ન છૂટ્યો ત્યારે કહે છે કે ગોરખનાથે પટકીને બન્ને બાળકને મારી નાખ્યા એમાંના એક બાળકને રૂપ મળ્યું મચ્છુનું ગિરની મચ્છુન્દ્રી વિષે પણ આવી જ દંતકથાઓ બોલાય છે લોકકથામાં પણ મચ્છુ એટલી જ પ્રાચીન છે કથા કહે છે કે ગોકુળ–મથુરાથી કૃષ્ણની સાથે નીકળેના આહીર ગોપ કુટુંબો ગૂજરાન વળોટતાં વળોટતાં તો તગ આવી ગયા એમાં સૌરાષ્ટ્રમાં પ્રવેશતાં જ મચ્છુના લીનવરણા કાંઠા અને ભરચક ગૌચરો ભાળીને આહીરો ત્યાં જ અટકી ગયા કૃષ્ણે ઘણા સમજાવ્યા કે ભાઈઓ ! આનાથી પણ વધુ હરિયાળો મુલક હજી હાલ્યો આવે છે પણ આહીરો તો કહે 'એ અહીંથી ખસે ઈ તારા દીકરા !' છેવટ આહીરો મચ્છુના હરિયાળા કાંઠે રોકાઈ ગયા મથુરાથી મચ્છુ સુધી સાથીદાર બનનાર આહિરોને કૃષ્ણે વચન આપ્યુ કે 'તમારી તેગે અને તમારી દેગે મારો વાસ થશે મતલબ કે આહીરની તલવારનું પાણી કદી નહિ ઊતરે અને અન્ન કે આતિથ્યની કદી ઊણપ નહિ આવે

પાણી પાણીનો સંસ્કાર

માંડવધારમાંથી નીકળી પાંચાળની ગાળિયું ગજવતી મચ્છુ વાંકાનેર, મોરબી ને માળિયા થઈ કચ્છના રણમાં સમાય છે. મચ્છુનાં રૂપ તો આજે જ્યાં જલસિક્કાનો બંધ બંધાય છે એ પ્રદેશની આસપાસ વહી રહ્યાં છે. ઓડિયા ડુંગરા વચ્ચે લીલીછમ ગાળી, અડાબીડ વૃક્ષો અને એની વચ્ચેની ભેંસલા જેવી શીલાઓ સાથે પ્રચંડ તાળીઓ લેતી, જાણે કે સો સો ભેંસુંની સામટી છાશું ઘૂમરડાતી હોય એવા ઘેરા અવાજે ગાજતી, નિઃશબ્દ ધરતીને ય ઘેરા મીઠા સંગીતથી ભરી દે છે. પણ એય તે ઋતુ ઋતુનાં રૂપ. કહે છે કે આ મચ્છુને કાંઠે આજે જ્યાં હોલ માતાનું થાનક છે ત્યાં એક કાળે સૌભરિ નામે ઋષિનો આશ્રમ હતો.

મચ્છુ તો માલધારી ભરવાડોની માતા. મચ્છો માતાની દેરી મચ્છુ કાંઠાના ભરવાડવાસમાં હોય જ. એમ કહેવાય છે કે મહારાષ્ટ્રમાં કોયના-નદીનો બંધ બંધાતાં નદીના નામ ઉપરથી મહારાષ્ટ્રમાં દીકરાઓનાં નામ કોયના પડવા લાગ્યાં છે. નદીઓ તો લોકમાતાઓ છે. દેવીસ્વરૂપ મનાય છે. અને એના નામ ઉપરથી તો હિંદુઓની પુત્રીઓનાં નામ વેદકાળથી ચલ્યાં આવે છે. પણ નદી ઉપરથી પુરુષોનાં નામ તો ભરવાડમાં એક મચ્છુનદી ઉપરથી જ પડેલાં ભાળ્યાં. એમાં ગછો નામનો એક પ્રખ્યાત ભૂવો પણ થઈ ગયો છે.

માંડવધારનાં ભારે પાણી વહી લાવતી મચ્છુનાં પાણી પચાવનાર પણ મોટા પટાધર નીપજ્યા છે :

> " મચ્છુ કાંઠો ને મોરબી, વચમાં વાંકાનેર,
> નર પટાધર નીપજે, પાણીહંદો ફેર. "

એમ પણ કહેવાય છે કે :

> " નીલાં તડ મચ્છુ તણાં, નીલી વાંકાનેર,
> એક રંગીલા આદમી, પાણી વળે જો ફેર. "

### નાનકડી ને રૂપકડી નાવલી

કુડલાને પાદર વહી જતી અને એકાએક સમાઈ જતી અખંડ કૌમારિકા સમી નાનકડી નાવલી પણ રૂડી લોકકથાથી ગોભે છે. કહે છે કે કુડલામાં એકકાળે સુમેસર કોગીનો નામે રાજા રાજ કરે. એના સમયમાં ભારે દુકાળ પડ્યો. પ્રજા 'પાણી' 'પાણી' પોકારવા લાગી. સુમેસર કોગીલો પાસેના જંગલમાં ખોડિયાર માતાના થાનકે જઈને ધા નાખતો બોલ્યો : 'માડી! માં તો મારો ભોગ લે કાં વસ્તીને પાણી દે.' ખોડિયારે પ્રગટ થઈ વરદાન દીધું કે 'જા બેટા, તારો ઘોડો આગળ દોરવ્યે જા. ઘોડાને ડાબલે ડાબલે પાણી ખળખળતાં આવશે. પણ પાછું વળીને જોઈશ મા.' સુમેસર કોગીલાએ તો માતાના વચને ઘોડાને આગળ ને આગળ દોરવ્યો. એકાદ ગાઉ આગળ નીકળી જતાં પાછળ પાણીનો ખળકાટ ન સંભળાયો. શંકા થતાં પાછું વળીને જોયું ત્યાં ગંગાનાં નીર જેવાં શાંત પાણી વહ્યાં આવતાં હતાં. પણ અશ્રદ્ધા ઊપજી અને નીર ત્યાં જ થંભી ગયાં. એમ ગાળામાં અખંડ વહેતા નાવલીના નીર બારે માસ સેજળ ભર્યાં રહે છે. છે તો લોકકથા પણ નાનકડા ભગીરથોની તપશ્ચર્યા એની પાછળ બોલે છે.

એક એક નદી સાથે આવી તો અનેકાનેક કથાઓ જોડાયેલી છે. નદીઓએ રસકસ આપ્યાં છે, શીલ અને સૌંદર્ય, ભક્તિ ને શક્તિ આપ્યાં છે તેમ વેર પણ બંધાવ્યાં છે ને માથાં પણ કપાવ્યાં છે. મહુવાને પાદર વહેતી માલણના સુજના સુફલા રૂપે જ ભાવનગરના બળભદર જેવા આતાભાઈ દરબારને ભૂરકી નાખી ખટપટ કરીને મહુવાના ખસિયા રાજાને ખતમ કરી મહુવાને ભાવનગરમાં ભેળવ્યું.

### ગોડીનદીની લોકકથા

તળાજાથી બે ગાઉ દૂર ગીમાણા ગામ આવેલું છે. જૂના કિલ્લાના અવશેષો આજેય ત્યાં પથરાઈને પડ્યા છે. ત્યાંથી ગોડી નામની એક નાનકડી નદી વહી જાય છે. આ ગોડીનદીની લોકકથા પણ રંગીલી

પચ્ચીસ વરસનાં વહાણાં વાઈ ગયાં પછી એ જ ગામને પાદર જુવાન ગોડિયાએ રમત માંડી. એ જ ગામ ને એ જ હાકોર ગોડિયે ગોટલીમાંથી આંબો ઉગાડ્યો રૂત વિનાનાં ફળ ઉગાડ્યાં કેરીના મધ-મધાટે ગામલોકોના મોઢામાં પાણી છૂટ્યાં ગોડિયે સૌને એક એક કેરી આપી ટગલી ટોચથી વેત એકની સાખ ઉતારીને દરબારને આપી. જેવી દરબારે કેરી ચીરી કે દરબારનુ માથુ દડી પડ્યુ ગોડિયો ભાગ્યો. ગામ પાછળ પડ્યુ. નદીને સામે કાંઠે જઈને હાથ જોડી ગોડિયો નદીને કહે : 'તું મારી બ્હેન અને હુ તારો ભાઈ, માગ બાપે તને સરજી હોય તો મને બચાવી લેજે.' નદીમાં હડુડાટ પૂર ઊછળ્યાં ગોડિયાની પાછળ પડેલા લોકો કાંઈ જ રહી ગયાં ને ગોડિયો ભાગી છૂટ્યો ટીમાણાને પાદર હજીયે ગોડીનદી વહે છે નામ રહી ગયાં છે ભેરવકોટ તો ભાંગીને ભુક્કો થઈ ગયો છે.

### કેવાં રૂપાળાં નામ ?

પુરાણ પ્રાચીન નદીઓમાં બરડાના બંકા બીલનાથના પાદ પ્રક્ષાલન કરતી બીલગંગા, સરસ્વતીના જ શેષ ભાગ સમી વઢવાણને પાદર વહેતી ભોગાવો–ભોગાવતી, ઝાલાવાડની મરૂભૂમિ માથે આજે સાગર જેવા સરોવરે લહેરાતી ભામણી–બ્રહ્મિની વગેરે વગેરે.

કેવાં રૂપાળાં નામ છે ? બીલગંગા, બ્રહ્મિની, ભોગાવતી, વેદમતી, રૂપમતી, રંગમતી, મધુવંતી, મચ્છુ, મચ્છુન્દ્રી, મોજ, મનવાર, માલણ, ઉમેણ, રૂપેણ, સપેણ, હિરેણ, ઓઝત, આસુંદ્રી, ઉતાવળી, ઊંડ, હાંઢવડી, ધ્રાફડ, ધાંતરવાડી, રઘોળા, રોજકી, રેણુકા, રાવલ, દેદોમલ, ચંદ્રાહર, ભાદર–ભદ્રાવતી, શુકભાદર, ગોમા, ન્યારી, ફુલઝર, ફલ્ગુ, વેણુ, કપિલા, કાળુભાર, શેત્રુંજી, સાકરાલી, શેલ, સુરજવડી, સસોઇ, સુવાંગ, સોનપરી, સરસ્વતી અને સોનરેખ. આ નામ સાંભળીને પણ જામનગરનો સંસ્કૃત કવિ થોકંડ નાચી ઊઠે એમાં શી નવાઈ ? આ એક એક નદીની સાથે *એટએટલી કથાઓ જોડાયેલી છે કે એનાં પુસ્તકનાં પુસ્તક ભરાય એ* બધી તો લોકસંસ્કૃતિની જનેતા છે.

છે જૂના જમાનાની એક વાત છે. ગામને પાદર ભેરવનાં માથાં ભાંગે એવો બેવકોટ ને કોટને નવ દરવાજા ગામમાં દોમદોમ સાયબા ને રૂડી રિદ્ધિસિદ્ધિ મોતીડાં જેવાં મકાન અને લકુંબઝકુંબ લીલી વાડિયુ પણ ગામના ઠાકોરને નદી વિહોણુ પાદર સોના જેવા ગામડામાં લોઢાની મેખ જેવુ લાગે એમાં એક દી ફરતો ફરતો આવી મળ્યો ગોડ–બંગાળાનો ગોડિયો એણે કંઈક રમતુ દેખાડી શિયાળે ઉનાળો દેખાડ્યો, ઉનાળે ચોમાસુ દેખાડ્યુ ને ચોમાસે શિયાળાનો સોકરડો બોલાવ્યો ઠાકોર કહે, બધી કરામત સાચી, પણ ગામના પાદર નદી કરી દે તો તારા જાદુ સાચાં, નાકી ખોટાં. ગોડિયો કહે 'ઈ યે કરી દઉં', પણ દો ઘડીકા દેખના, ફીર ધૂળકી ધૂળ' ઠાકોર કહે : 'અરે દો ઘડી તો દો ઘડી, પનિહારી પાણી ભરીને એક વાર પાદરથી નીકળે તોયે આંખ્યુ ઠરીને હીમ થાય.'

ગોડિયે ખેલ માંડ્યા. મંતર ઉપાડ્યા અને ધૂળની ફૂંક ભેગી તો ગામને પાદર રૂપાની ધારા જેવી સેંજલનદી ખડી કરી દીધી સેજળ પાણી ચાલ્યાં જાય, નદીમાં ધરા ને પાટણ ભરેલી, કાંઠે ચિચાનાં અને ઝાડનાં ઝુંડ જળજીના ઠંડા પવનની લેરખિયુ ગામને મોઢે રમવા લાગી. ઠાકોર કહે : 'ગોડિયા, માગ ઈ આપુ, પણ નદીને સજીવન રાખ.' ગોડિયો કહે : 'બાપુ! આ તો બાજીગરની બાજી. અમેય નિયમના બાંધ્યા ખેલ કરીએ. મંતર પાછા ન વાળીએ તો અમારુ નખોદ નીકળી જાય.'

ઠાકોરે ઘણું ઘણું કહ્યું. ગોડિયો ન માન્યો ત્યારે ઠાકોરને વીજળી ઝબકારે વિચાર આવ્યો. આવ્યા ભેળી તલવાર ખેંચીને ગોડિયાનું માથું ઉડાડી દીધુ. મંતર પાછા ન વળ્યા. બીજા જમુરિયા ભાગી છૂટ્યા. પાસેના ગામ પડેલો ગોડિયાનો પડાવ પણ ભાગ્યો. ગોડિયાની વિધવા બાઈના ખોળામાં ધાવણુ બાળક. એ પણ ભાગી. છોકરાને ગોડ–બંગાળે લઈ જઈને મોટો કર્યો. સારા સારા ગુરુદેવો પાસે મૂક્યો જાદુમંતરમાં બાપ કરતાં સવાયો થયો ત્યારે માએ માંડીને વાત કરી : 'દીકરા, અધૂરા મંતર આપણા ગોડિયાનું નખોદ કાઢે. તારા બાપના મારતલને ન મૂકતો.'

એટલે અરબ, એ ઉપરથી તાજી અથવા તેજી નામ પડ્યું. એના ઉપરથી તેજણ શબ્દ આવ્યો. આમ ઘોડાંની જાતો ઉપરથી પણ બહારના પ્રદેશોમાંથી એટલે કે ખોરાસાન, તોખારીસ્તાન, બલુચિસ્તાન અને અરબસ્તાન વગેરે દેશોમાંથી ઊંચી ઓલાદનાં ઘોડાં આ દેશમાં લાવવામાં આવતાં અને ઉછેરવામાં આવતાં એમ સમજાય છે. સૌરાષ્ટ્રના જાતવત ઘોડાંમાં એક જાતનું નામ છે લાસ આ લાસ શબ્દ સમૂહવાચક છે. જેમ ગાયોનું ધણ કહેવાય તેમ ઘોડાંની લાસ કહેવાય.

**સૌરાષ્ટ્રનાં ત્રણ રત્નો**

જેમ સૌરાષ્ટ્રમાં જાતવત ઘોડાં ઊછરતાં તેમ સૌરાષ્ટ્ર અશ્વવિદ્યામાં પણ ભારે પારગત ગણાતું પણ આજે તો 'રોઈ રોઈ કોને સંભળાવું' એવી દશા પ્રવર્તે છે જે રાજાઓની ઘોડારમાં ઊંચા તોખમના સેંકડો અશ્વો હણહણાટી દેતા એ રાજાઓ ઘોડદોડની શરતોમાં પડ્યા. ઘોડદોડની શરત હારે કાઠિયાવાડનાં ઘોડાંને તો આડવેર. ઊંચી ઓલાદની અવગણના થઈ જે પાંચાળ પ્રદેશમાં—

" તાતા તોરીંગ મૃગફૂદણાં, લીલા, પીળા, લાલ;
એવા વછેરા ઊછરે, પડ જોવો પાંચાળ. "

એવા પાંચાળના એક રજવાડામાં પછી ઘોડદોડના અશ્વોનો ઉછેર શરૂ થયો. એકમ થયા પછી તો જાણે કે જાતવત ઘોડાંની ઓલાદ આખી ઊખડી ગઈ. સિંહને માટે શિકારબંધી ફરમાવનાર સૌરાષ્ટ્રે અશ્વની ઓલાદ ટકાવી રાખવામાં પ્રાણી સંગ્રહાલય પૂરતો પણ વિચાર ન કર્યો પાછળથી કર્યો ત્યારે તો ખેતર ભેળાઈ ગયાં હતાં.

સૌરાષ્ટ્રનો પુરાણો સંસ્કાર તો હતો—

" તીખા તુરગ ન માણિયા, ભડ તરવાર ન ભગ્ગ;
એહ અવતાર એળે ગયો, જેને ગોરી ગળે ન લગ્ગ. "

જેણે તીખા તોરીંગની અસવારી ન કરી, ભડવીરોની તલવારો

ન ભાંગી અને જેણે ગોરીને કંઠે ન લગાડી એનો અવતાર જ એળે ગયો જાણવો. પણ ગોરી કેવી ? શીલવંતી—

" કોઈ ઘોડો, કોઈ પરખડો, કોઈ શીલવંતી નાર,
સરજનહારે સરજિયાં, તીનું રતન સંસાર. "

કવિ શ્રીકંઠે સૌરાષ્ટ્રમાં પાંચ રત્નો જોયાં તેમ લોકકવિએ ત્રણ રત્નો જોયાં. ઊંચી જાતનો અશ્વ, જોબનવંતો જોદ્ધો ને શીલવંતી નાર. આ ત્રણ ભેગાં થાય પછી મોતનીયે મસ્તી ચડે.

" ભલ્લ ઘોડો, વલ્લ વંકડો, હલ્લ બાંધે હથિયાર,
ઝાઝી ફોજેં ઝીંકવાં, મરવું એક જ વાર. "

પાણીદાર ઘોડો, પાણીદાર ઝુલ્ફાંવાળો જવાન અને પાણીદાર હથિયારો બાંધ્યાં હોય પછી જુદ્ધે ચડતાં વાર શી ? મરવાનીયે મોજ આવે. પ્રેમ અને શૌર્યમાં ઘોડા વગર ડગલુંય કેમ દેવાય ? સૌરાષ્ટ્રમાં ઘોડાઉછેરમાં ઘોડામાં પુરુષોનું ખમીર અને સુંદરીઓનાં સ્વરૂપ ઊતરેલાં. સગા દીકરાને ઘોડાં સાથે હાથ ન મેલવા દયે એવી તો એની જાળવણી.

**અશ્વોનાં દેવાંગીરૂપ**

કેવાં એનાં રૂપ ? લવીંગ જેવી કાનસૂરી, ધતૂરાના ફૂલ જેવાં નાખોરાં, ધનુષ્યની કમાન જેવી ડોક અને કપાળે માણેક લટ. વાન કેવો ? કોરી જગલાથી જેવો. ચાલ તરવરતી પાણીના રેલા જેવી. ડીલ કદાવર અને ભાગતાં હરણ સાથે ભેટાં કરે એવી. ઘોડાંની વાત આવતાં ચારણ વાર્તાકારો વર્ણવે છે કે : લાંબી નળિયારાં, ટૂંકી કુળિયારાં, ઝાકળવા છાતીવાળા, અડી સુમેરીવાળા, વાટકી પાણી પીએ, થોડા પાણીમાં માછલી ફફ્ણીઉં મારે, આકાશમાં વાતું કરે, અગાડીના ચાવતલને પછાડીના તોડતલ, લાંબી લાંબી કેશવાળી ને ટૂંકી ટૂંકી કાનસૂરી, ઝર્રાનાં ઝર્રાં, હાથ સતા અઢાર હાથ માથે સગડ થાવા નો દીએ એવા. એના રંગ-રંગીલા ઉગટા, મોવળ, ચોકડાં, આગેવાળ જેરબંધ ને ભરત ભરેલા.

ચારજામા સાથે સોહામણો શૂરવીર બેઠો હોય ત્યારે કેવો શોભતો હશે?

" ઘોડાના પગમાં ઘૂઘરા, સાવ સોનેરી સાજ,
લાલ કસૂંબલ લૂગડાં, ચરખાનો ચાંપરાજ. "

ચરખાના ચાંપરાજવાળા જેવો. ઘોડા ફૂંગેરંગે અને હરણ ખોડાં કરે એમ દોડનારાં ખરાં પણ એના માથેય ઓલાદનાં ઓદરણાં હતાં. દુશ્મન સાથે માલિકને ભેટભેટાં થાતી હોય ત્યારે તરંગમાં બરછી ભરાણી હોય તોય ડાબો પાછો પડવા ન દે હૈયું વલોવી નાખે એવી કરુણ ભવ્ય વીરકથાઓ આ ઘોડાઓએ રચી છે

**અજોડ સ્વામીભક્તિ**

ભાલમાંથી ભાગીને, ત્રણ ત્રણ અસવારને ઉપાડીને ચાળીસ પચાસ ગાઉનો પંથ ખેડીને બહારવટિયો ચાંપરાજવાળો પોતાના આશ્રયસ્થાને પહોંચ્યો. આશ્રયદાતામાંથી કોઈએ ચાંપરાજવાળાનું ધ્યાન ખેંચ્યું કે ઘોડી લીલવણી બાજરાના જોગાણમાંયે મોઢું નાખતી નથી. ત્યારે ચાંપરાજ-વાળાએ પૂછા કરી કે કઈ ઘોડી? જવાબ મળ્યો કે જેનો એક પગ ધોળો છે ઈ ઘોડી. ચાંપરાજવાળાની ઘોડીને તો એકેય પગ ધોળો ન હતો જઈને જુએ તો એક પગ ગોઠણ સુધી ધોળો ફૂલ જેવો. નજર માંડીને જુએ તો ગોઠણ સુધીની ખોળી જ ઊતરી ગયેલી. સચોડો ડાબો જ ન મળે. પગના નળાનું હાડકું જ દેખાય ચાંપરાજવાળાને યાદ આવ્યું કે રસ્તે આવતાં એક સિરાડ વળોટતાં કાંઈક આંચકો લાગેલો પણ ઘોડીએ વરતાવા નહિ દીધેલું. ત્રણ પગે ત્રણ ત્રણ સવારને ચાળીસ ગાઉનો પંથ કાપીને પહોંચાડયા ઘોડી હવે ડગલુંય કેમ દઈ શકે? ગૂડી નાખ્યે જ આરો. નહિ તો ઘોડી ત્રાસીને મરે અને દુશ્મનને ચાંપ-રાજવાળો પાછો ફર્યાની જાણ થાય.

ઘોડીને ગૂડી નાખવા ચાંપરાજવાળાએ તલવારનો ઝાટકો માર્યો. પણ ઝાટકો બરાબર ન લાગ્યો ને ઘાયલ ઘોડી વેદનાની ચીસ નાખી ભાગી. પાસેના ગામે જ ગિસ્ત પડેલી. ઘોડી આ દશામાં એને હાથ

પડે તો ચાંપરાજવાળા ભેગાં આશ્રયદાતાનાંય આટો ને આવરદા ખૂટે 'બાપ રેશમ! બાપ રેશમ!' કહીને ચાંપરાજવાળાએ ઘોડીને બોલાવી પીડાની વેદના ભોગવતી ઘોડી માલિકના બોલે પાછી વળીને માથું નમાવી ઊભી રહી બીજે ઝાટકે ચાંપરાજવાળાએ ઘોડીને ગૂડી નાખી ઘોડીને ગૂડી નાખવાનું કામ ઘણું કરપીણ ને ઘણું ક્રૂર લાગે છે પણ જાતવંત ઘોડીએ તો એની વફાદારીના સાચાં પારખાં આપ્યાં

**ઓલાદના ઓઢણા**

અંગ વેતરાઈ ગયાં હોય તો પણ એક વાર તો માલિકને ભગતા સાથે ભેગા કગવી દે આંખમાં ભાલું પરોવાયું હોય ને માલિક ઘાયલ થઈ મોતના સાથરો તાણે ત્યારે પાસેથી ડગલુંય આઘુંપાછું ન ખસતાં ચાર પગ વચ્ચે માલિકના દેહને જાળવીને ઊભી રહે, કોઈને પાસે ચસકવા ન દે થાકે નહીંકાં તૂટતાં હોય છતાં માલિકની આબરૂ સરાણે ચડી હોય ત્યારે ઉહકારોય કર્યા વગર તીરવેગે ઝપટુ કરે સનાળીના રાઠોડ ધાધલને મારીને ભાગનાર બહારવટિયાની પાછળ રાઠોડ ધાધલની ઘોડી પડી. દુશ્મનોએ ઘોડીને ઘાયલ કરતાં એ પાછી ફરી ઘાયલ ઘોડીને પડદે નાખવામાં આવી બીજે દિવસે ઘોડી ભાગી છૂટી ને જ્યાં રાઠોડ ધાધલનો દેહ પડેલો ત્યાં જઈને પછડાટી ખાઈ એણે પ્રાણ ત્યજ્યો

જેવા સુંદરીઓનાં શીલ, જેવાં પુરુષોનાં સ્વમાન ને અરમાન એવાં ઘોડાનેય શીલ ને અરમાન ઘોડાંના આવા ઊંચા તોખમના આધારે તો સોરઠી જવામર્દ જુદ્ધો ખેલતો, દેશાવરે ભમતો, બહારવટાં ખેડતો, દીન દુખિયાંની વહારે ધાતો. બે કાંઠે છલકતી નદીઓમાં સામા પૂરે ઘોડાં ઓંકતો ને ભેખડ ટપાવતો જેના ઘોડાંનાં આવાં ઉમદા શીલ હોય એના પાલનહારનાં શીલ પણ ઊજળાં જ રહે, અટકી રહે જીવનમાં પારોઠાં પગલાં ભરવા કરતાં મોતને જ વહાલું એ ગણેને?

એવાં જાતવંત દેવાંગી ઘોડાં અને એના જાતવંત દૈવતવાળા અસવારો વચ્ચે એવી આત્મીયતા બંધાતી કે ટાણેકટાણે એવાં ઘોડાં ખપી જતા

એવા અસવાર બથુ ભરી ભરીને પોક મૂકી મૂકીને રડી પડતા, ને ફરી કદી બીજા ઘોડા પર સવારી ન કરતા. ઘોડા એમને મન કોઈ મૂગા ને વફાદાર પ્રાણી માત્ર ન રહેલા આપ્તજન બની રહેતા એટલે તો એનાં પ્રશસ્તિ ગીતોની સાથોસાથ એનાં મૃત્યુ માથે વિલાપ ગીતોનું સાહિત્ય પણ સર્જાયું છે એવા મહત્ત્વાકાંક્ષી માનવીને શીલવતી સુંદરી મળે પણ જાતવંત ઘોડું ન મળે ત્યાં સુધી એની મહત્ત્વાકાંક્ષા અધૂરી જ રહેતી. સુંદરીની સાથોસાથ એણે સુંદરતમ ઘોડાની અપેક્ષા રાખી છે સુંદરીઓ પણ એવા જ સાયમાને ઝંખતી :

" જે મુખ અમલ ન ચખિખયો, તોરી ન ખેચ્યા તંગ,
ફટ અલૂણા સાયબા, આપું તોં કીં અંગ ? "

જેણે મુખ થકી કસૂંબાના રંગ પીધા નથી, અને ક્યારેય ઘોડેસવારીના તંગ ખેંચ્યા નથી, એવા હે લૂણ વગરના સાયબા ! તને મારા દેહનો માલિક શી રીતે બનાવું ?

આ જાતવંત ઘોડાંની વફાદારી, બહાદરી અને નિષ્ઠાના લાખંલેખ પ્રસંગોની કથાઓ તો ગામગામનો હજારો વર્ષ જૂનો સરકાર છે એ પ્રસંગો જાણવા માટે, અશ્વપ્રેમી માનવીઓના હૈયે ભીડાઈ ગયેલા ખભાતી તાળાં ખોલી ખોલીને વાતોનો તાગ મેળવનાર લોકસંસ્કૃતિના પ્યાસી એવા રઝળુ જીવાનોની જરૂર છે ઓલાદ નાશ પામી રહી છે પણ એનો સંસ્કારવારસો નાશ નથી પામ્યો.

**પુરુષોનાં સોહામણાં સ્વરૂપ**

શ્રીકંઠ કવિને કોમલાંગી કુલવધૂ જેવી નદીઓ, રૂપની સરિતા સમી નારીઓ અને જાતવંત તુરંગ યાદ આવ્યા ત્યારે એવા જાનવંત તુરંગને ખેલવતા રૂપવતા ને જોમવતા જવાંમર્દો કેમ યાદ નહિ આવ્યા હોય ? સૌરાષ્ટ્ર જેવાં પુરુષોનાં રૂપ કાંઈક હિમાચલ પ્રદેશમાં અને બીજે પંજાબમાં જ નજરે ચડે છે. સૌરાષ્ટ્રનાં રૂપ ચામડીની માત્ર ગોરપનાં જ નથી કે

પ્રકૃતિ એ દીધેલી નરી લાલપનાં જ નથી સૌંદર્ય અને શરીરનો મેળ તો ભાગ્ય સૌરાષ્ટ્ર જેવો બીજે ભાગ્યે જ કળાશે એમ કહેવાય છે કે પશુપંખીઓમાં નરને રૂપ હોય છે અને માદા નર જેટલી સોહામણી નથી લાગતી માનવ જગતમાં સ્ત્રીઓનાં રૂપની ખુશામતની હદે પ્રશસાઓ થઈ છે જ્યારે પુરુષો કેમ જાણે રૂપવિહોણા હોય તેમ ઠીક ઠીક અત્ર ગણાયા છે સભવ છે કે સામાજિક રીતરિવાજોને કારણે કયાંક સ્ત્રીઓની વધુ પડતી માવજત થતી હોય, કયાંક વ્યવસાયોને કારણે પુરુષ રૂપ ગુમાવી બેસતો હોય ને સ્ત્રીઓનાં ઓઝલ પડદે રૂપ જળવાઈ રહેતાં હોય ક્યાંક નમણાઈ હોય પણ વધુપડતી નાજુકાઈનાં તકલાદીરૂપ પૂજાતાં હોય

સૌરાષ્ટ્રમાં તો નર અને નારીનાં રૂપ એક સરખા જળવાયાં છે જેવા નારીઓના રૂપવૈશિષ્ઠ્ય એવાં જ નરના રૂપવૈશિષ્ઠ્ય પડછંદ ખરા પણ સપ્રમાણ દેહવાળા, કદાવર ખરા પણ કડારેલા અંગોવાળા, ઊંચા ખરા પણ અનમેનાં રૂપ ભરાઉદાર ને નમણી મુખમુદ્રા, અણિયાળી ને ઘેનભરી રતાશ પડતી આંખો, લાંબી ને ભરેલી ગરદન, ઢાલ જેવી છાતી, આજાનબાહુ, વિશાળ ખભા, મસ્ત જાંઘ ને જોરાવર પિંડીઓ જાતિએ જાતિએ જુદાં જુદાં રૂપ

કાઠી અને રજપૂત, ચારણ અને બારોટ, મેર ને આયર કોળી ને કોટીલા, ખસિયા ને બાબરીઆ, જત ને ખાંટ, વાઘેર અને નાઘોરી, સુમરા ને સંધી, રબારી ને ભરવાડ, એવી એક એક કોમનાં અલગ અલગ રૂપ અને આવગા સસ્કાર કોઈ થોભાળા તો કોઈ મૂછાળા, કોઈ ઓડિયાંવાળા તો કોઈ દાઢિયાળા, કોઈ બીનાવાન તો કોઈ ઘઉંલા વાન, કોઈ ગોરા તો કોઈ ગુનાબી કોઈ લાલ તો કોઈ કેસરિયા

### લોહીમિશ્રણ ને વર્ણાંતર લગ્નોનો વારસો

સૌરાષ્ટ્રનું રૂપવૈશિષ્ઠ્ય એની જાતિવિશેષતાને આભારી છે અસુરો અને આર્યોના લોહીમિશ્રણ પછી કૃષ્ણે ચાર લાખ યાદવોને સૌરાષ્ટ્રમાં ઉતાર્યા એ પછી પણ લોહીમિશ્રણ તો ચાલુ જ રહ્યું શકો, ક્ષત્રપો,

ઈરાનીઓ, હુણો પાછીના ગુર્જરો સુધી તો એકધારુ - ભ્રમણશીલ જાતિઓ તો સૌરાષ્ટ્રમાં ઊતરતી જ રહી વર્ણાન્તર લગ્નો પણ થતા જ રહ્યાં. બહારથી આવતી જાતિઓ બધી સપરિવાર આવતી હોય એવું પણ ન બને ભ્રમણશીલ જાતિઓને બાવડાના બળે જ જીવવાનું, પુરુષાર્થ અને પરાક્રમ સિવાય મારગ ન મળે સ્થિર જીવનનું પલ પલનું સમાધાન એમનામાં નહોતું મમતા ખરી પણ સ્વમાનની, અરમાનની, આબરૂની, શૌર્યની અને શીલની. મોત તો એમને માટે હાથવેતના દાવ એથી ઊર્મિલ, ઉગ્ર અને આવેશીલા પણ ખરા એટલે જેમ પરાક્રમમાં પૂરા તેમ પ્રેમમાં પણ પૂરા કુળધર્મનો અનાદર કરીને પણ એમણે પ્રેમધર્મની ગાથાઓ રચી છે એમાથી જ મધ્યયુગની કાઠીલા, ખસિયા, રાજસખા, માણેક, ગોહિલ, કાળાઓ વગેરે જાતિઓનો જન્મ થયો છે એકધારા એ લોહી-મિશ્રણથી રૂપનાં, શૌર્યનાં અને શીલનાં પણ મિશ્રણ થયા અને અનોખો સંસ્કાર સર્જાયો.

એક કાળે આ ધરતી માથે સમૃદ્ધિની છોળો છલકતી, પણ નદીઓના વહેણ બદલ્યાં, ધરતીનાં ધોવાણ થયાં, જંગલો કપાતાં ગયાં તેમ તેમ ચરિયાણ ટાંચાં થવા લાગ્યાં. જ્યારે માલધારીઓ અને ભ્રમણશીલ જાતિઓ તો ઠલવાતી જ રહી. ત્યારે હૈયુ, કટારી અને હાથ દ્વારા જ પુરુષાર્થ ખેડીને કામવાનુ રહ્યુ. ભારત ખેતીપ્રધાન દેશ છે અને ૮૦ ટકા પ્રજા ખેતી ઉપર નભે છે, જ્યારે સૌરાષ્ટ્રની સ્થિતિ જુદી જ છે. સૌરાષ્ટ્રમાં ૪૨થી ૪૫ ટકા લોકો અત્યારે ખેતી માથે નભે છે પણ એ કાળે તો આજના જેટલો ખેતીનો વિકાસ થયો પણ ન હતો. એટલે થોડી ખેતી ઉપર, કાં તો સાગર ખેડીને અથવા તો પશુધન ઉપર જ ગુજારો કરવાનો સાગરજીવન અને ગોપજીવન જેમ આકરાં ઉદ્યમશીલ એમ સૌરાષ્ટ્રની ખેતી પણ અતિ કઠિન ડુંગરિયાળો દેશ, ધારોડ ધરતી; પરિણામે કાળી મજૂરી કરીને જ જીવવાનું

**રૂપ શોભ્યાં પણ સંસ્કારથી**

માથાં મેલીને જ ધરતીના કે પશુનાં ધન જાળવવાનાં એટલે હાલતાં

હથિયાર ખખડાવવાનાં આવાં પરાક્રમ અને આવા પુરુષાર્થમાંથી ઘાટીલા દેહના ઘડતર થયા છે. પણ એ રૂપ અને એ સાષ્ઠવ સંસ્કાર વગર શેહલત નહિ માથાં મેલીને ઝૂઝનારાં અને બાવડાને બળે જીવનારાં દિલનાં દિલાવર હોય છે ને આતિથ્યમાં અજોડ હોય છે દિલાવરી તે કેવી?

આયરોના બે નાનાં બાળકો. એક દેવરો ને બીજી આણલદે. બેય વચ્ચે બાળપણથી જ પ્રીતુ બંધાણી જળ ને મીન જેવી. મોટા થાતાં થાતાં તો અણલદેનાં માબાપે એને બીજે પરણાવી દીધી—કૂદડા ને બેમનવતા એવા ઢોલરા નામે જુવાન હારે, પણ આણલદે તો અંગ સંકોડીને જીવે. આશાભર્યા ઢોલરાનાં મનામણા ફોગટ ગયાં. રોષથી પણ ન રંઝી, ત્યારે જુવાને આણલદેનું અંતર પારખ્યું. એમાં તો દેવરાની મૂર્તિ બિરાજતી હતી દેવરા અને આણલદેના સ્નેહથી એનું અંતર ભીંજાઈ ગયુ ગાડુ જોડીને ગયો અને આણલદેનો દેવરા સાથે હાથમેળાપ કરાવી આપ્યો દેવરો ય કાંઈ ઓછો દિલાવર હતો! રૂપવતી બે સગી બહેનો સાથે એ ખેલદિલ જુવાનનાં ઘડિયાં લગન લીધાં એથી વધારે ઊજળાં શીલવાળો જુવાન તે ક્યાંથી મળે? લોકવાણીએ ગાયુ :

> "દીકરિયુ દેવાય, વહુવું દેવાય નહિ,
> એક સાટે બે જાય, ઢાલ માગે તોય ઢોલરો."

**દિલાવર અને દૈવતવાળા**

એવો જ બીજો પ્રસંગ વિક્રમશી ને લખમશી આયરનો છે. વિક્રમશી પૂરો માણસમાં નહિ માબાપના હેતાળ આગ્રહે એને પરાણે પરણાવ્યો. ઘરમા અપ્સરા જેવી ઓરત આવી વિક્રમશીએ હૈયું ખોલીને વાત કરી. પણ કેવાં એ આશાભરી જુવાન ઓરતનાં શીલ? વિક્રમશીના ઓઢણાને દીપાવવાનો જ આગ્રહ. જતે દહાડે ઓરતને ફોસલાવીને વિક્રમશી પિયર મૂકી આવ્યો. સાસરાને માડીને વાત કરી. જામનગર મહમાં જઈને બેસવાનું દિલ દેખાડ્યું. સસરો સમજ્યો અહીં કુંજડીની જેમ કળેળતી આયરાણીને બાપે બીજે પરણાવી. આયરાણી અગનાં

અસ્પર્શ્ય વ્રત લઈને જીવે લાખેણો લખમશી ઉદાર દિલે નભાવે. એમાં એક દી પેડાંની સાથે નીકળેલા વિક્રમશીએ ખેતરને શેઢે આયરાણીને ભાળી. આયરાણીએ અંતરની વેદના ઠાલવી એક વાર પોતાના હાથની રસોઈ જમી જવાનો આગ્રહ માંડ્યો. લખમશી હા પાડે તો પોતે જમવા આવશે એવું સંકોચ સાથે વિક્રમશીએ કબૂલ્યું ખેતરમાં કામ કરતા લખમશીએ આ દૃશ્ય જોયું. આયરાણીને પૂછતાં આયરાણીએ અંતર ઠાલવ્યું. લખમશી વિક્રમશીને ઘેર તેડી ગયો. ઘરમાં માતા આવ્યાં. ધૂણ્યો. વિક્રમશી પગે પડ્યો ને નવો અવતાર પામ્યો. લખમશીએ હાથ ઝાલીને આયરાણી વિક્રમશીને સોંપી. વિક્રમશીએ પોતાની જુવાન બહેન લખમશી વેરે પરણાવી.

બીજાના ઝૂરતા પ્રેમે ભીતરથી ભીંજાય અને પોતે પરણેલીને સગે હાથે સોંપી દે એવી સ્નેહાળ અને સરકારી દિલાવરી એ હતી. આ દિલાવરીનો સંસ્કાર તો સૌરાષ્ટ્રનો જીવનવ્યાપ્ત સરકાર છે. જેવો હિંદુમાં એવો જ મુસલમાનમાં.

**આતું નામ ખાનદાની**

દેવળીઆ ગામ મોલેસલામ દરબાર મંદાદરખાનનું. એક દુખિયો ચારણ શેર બાજરીની શોધમાં હોળીના દિવસે જ ગામમાં આવ્યો. એક જોડ સારાં લૂગડાં હતાં એ જરા ઠાવકાઈ બતાવવા પહેરેલાં. ગામમાં દાખલ થતાં જ ઘેરૈયા ઘેરી વળ્યા. લૂગડા બચાવવા ચારણ પાછે પગે ખસતો ગયો. પણ ઘેરૈયાએ તો ધૂળ પાણાની આંધી ચડાવી. ઘેરૈયાથી બચવા ચારણ પાછે પગે ખસતો ખસતો મ્યાન સોતી તલવાર આડી દેતો જાય ને ખોટી ખોટી ફેરવતો જાય. પણ ધૂળની આંધીમાં આંખ ઉઘડે નહિ અને દૃશ્ય સૂઝે નહિ. એમાં ગામમાં રીડિયા બોલ્યા કે 'દરબારના કુંવરને માર્યો, માર્યો. પકડો પકડો.' એવો દેકારો બોલ્યો. ચારણને ભાન આવ્યુ કે તલવાર કોકને અડી ગઈ. ભાગી છૂટ્યો. વાંહે ગામ છૂટ્યું ને ગામના મુસલમાન દરબારે પણ તેજી ઘોડાને વહેતો મૂક્યો.

દરબાર ને ભાગનાર લગોલગ આવી ગયા ત્યારે દરબારે પૂછ્યુ,

કે 'એલા કેમ માર્યો કુંવરને?' ચારણે ટૂંકમાં વાત કરીને કહ્યું કે 'મોત માથે ભમે છે ત્યારે ખોટું નહિ બોલું વેરીયાથી બચવા મ્યાન સોતી તલવાર આડી ફેરવતો હતો પણ ધૂળની આંધીમાં ક્યારે મ્યાન નીકળી ગયું ને તલવાર લાગી ગઈ એનું ભાન નહોતું રહ્યું' ખાનદાન દરબારને ગળે ઘૂટડો ઊતરી ગયો 'સારું હવે જે થિયું તે, આલ્યે મારું ઘોડું ને માંડ ભાગવા ગામલોકો આંમી ગિયા તો તને જીવતો નહિ મૂકે' ચારણ દરબારની ખાનદાનીથી અવાક્ બની ઊભો દરબાર કહે '' ડોળા ફાડીને ઊભો રે માં એક નિર્દોષની વાંહે બીજો નિર્દોષ મરાઈ જાશે ભાગવા માંડ' દરબારના આગ્રહથી ચારણ પરાણે ઘોડે ચડ્યો ને ભારે હૈયે ભાગ્યો દરબાર કહે 'એ ભાગ્યો, ભાગ્યો, મારું ઘોડું સોત પડાવતો ગિયો.' ગામલોકો તો દરબારને ઓળખતા હતા એ કહે 'બાપુ! એમ ફણીધરનો મણિ ઝૂંટવીને ભાગવાનું કોઈનું ગજું ખરું? હાથે ચડાવીને ભગાડ્યો કે?' તયે દરબાર કહે કે 'તયે શું એક નિર્દોષના મોતે બીજા નિર્દોષનું મોત થાવા દઉં! ગુનેગાર હોત તો સાંહતો નો જાવા દેત'

**ભાઈમધાનું ખમીર**

સગા દીકરાના મારતલને સાચું સમજતાં, પોતાની મહામૂલી ઘોડી માથે ભગાડીને બચાવનાર ખાનદાન બાપના આજે તો સ્વપ્નાં જ સેવવાં રહે છે કચ્છના એક જાજરમાન ગરાસદાર જાનમસંગ ગરાસ લૂંટાતાં સૌરાષ્ટ્રમાં ભાઈમધ માત્રા વરુને ઘેર મહેમાન થયા માત્રો વરુ તો અઠંગઠેઠ વાર્તા કરે. પણ જાલમસંગ દિલ ખોલીને વાત ન કરે એના દિલમાં તો ગરાસને પાછો મેળવવાનું જ રટણ જાનમસંગ દરબારનું મન ભાઈમધની દેવાંગી ઘોડી ઉપર ભમે કડકડતા શિયાળાની રાત, ઘોડારમાં ખાતર પાડ્યું, ઘોડી છોડીને ભાગવાનું મન કર્યું પણ ટાઢે ડિલ સંકોડાઈ ગયું હોકાની બે ઘૂંટ તાણવા ચૂપકીથી દરબારગઢમાં ગયા, પણ અગ્ન ક્યાંય ન માને માત્રા વરુના ઠકરાણાંના પલંગ માથે નજર ગઈ મનમાં થયું કે જરાક ટાઢ ઉડાડીને ભાગું અને એમ મન વાળીને પલંગ માથે આડા થયા પણ અકડાઈ ગયેલા અંગે ધારણ વાળી દીધું

ભાઈબંધ ઠાકોર અચાનક ચડી આવ્યા ને આંખો ખેંચાઈ રહી. તલવારની પીંછીથી મહેમાનને જગાડ્યા. આઘે લઈ જઈને પૂછ્યું. મહેમાને હતી એવી વાત દિલ ખોલીને કરી 'અરે ભલા માણસ, આવું હતું તો આજ સુધી બોલ્યા કાં નહિ ? લ્યો થોડી ને આ લ્યો ખરચી. કરો ગરાસ ઘરે.' એવા દરિયાવ દિલ યજમાનથી મહેમાનનું હૈયુ ભરાઈ આવ્યું. અબોલ ઘોડે ગંગ વાળી કચ્છ પહોંચ્યા. બહારવટું ખેડ્યું. ગરાસ ઘેર કર્યો ને દિવસ પાછો વળ્યો. ભગવાનને કરવુ છે ને સૌરાષ્ટ્રમાં દુકાળ પડ્યો. માત્રો વરુ દુકાળ ઊતરવા કચ્છમાં ભાઈબંધને ગામ આવ્યા. દુકાળિયા વેશે ભાઈબંધ આવકારશે કે કેમ એવી શંકાથી ગામમાં એકલા ગયા. ઠકરાણાં લઘરવઘર વેશે પાદર બેઠાં. જાલમસંગ દરબારે તો દોટ કાઢીને માત્રા વરુને બથમાં ઘાલી લીધા. વાતવિગત પૂછી. ઠકરાણાંને બોલાવી લાવવા ગઢમાં આઇયુંને કહેવરાવ્યુ. પણુ દરબારનો એકનો એક ચાર વરસનો છોકરો ફૂઈઘેલો બનીને પાદર દોડ્યો ગયો. ઠકરાણુંને તો કાંઈ ખબર નહિ ઘરેણાંથી લાદેલો છોકરો. મનમાં પાપ પ્રવેશ્યું કે આંઈ આસરો મળે કે ન મળે 'હું જ તારી ફૂઈ' એમ કહી છોકરાને પાસે ખેંચી ગોડી મરડી નાખી ઘરેણાં ઉતારી લીધાં ને તળાવડીમાં મડદું દબાવી દીધું.

સામૈયાં થઈ રહ્યાં. ચાકળા નખાણાં. જાલમસંગ દરબારને કુંવરને હારે બેસાડીને જ જમવાની ટેવ પણુ કુંવર ન મળે. ઘણી ગોતાગોત કરી. માત્રા વરુના મનમાં શંકા પડી. ઠકરાણુંને બોલાવીને પૂછ્યુ. ઠકરાણું-એ હતુ એવું કહી દીધું માત્રા વરુએ કપાળ કૂટ્યુ ને જાલમસંગ પાસે વાત કરી. જાલમસંગ કહે : 'ઓળાચોળ ન કરશો. હમણાં હું આવ્યો.' એમ કહેતાં તળાવડીમાંથી છોકરાના મડદાને ખેસ ઢાંકીને ખબર ન પડે એમ દરબારગઢમાં લાવ્યા. અગાસીમાં ગયા ને જોરથી બોલ્યા, કે 'એલા, છોકરો રમતો' તો ને ? અરે અગાસી ઉપરથી પડી ગ્યો, પડી ગ્યો.' એમ બૂમો પાડતાં મડદાને અગાસી ઉપરથી પડતું મેલ્યુ સાત ખોટનો દીકરો પણુ રૂંવાડુંયે ફરકવા ન દીધું આવી ભાઈબંધીની ખાનદાની.

## આશરાનો ઊજળો ધર્મ

સોરઠના આનિદર ગામનો આયર દેવાયત સોરઠના બાળા રાજા રા' નવઘણને છૂપી રીતે ઉછેરે સોલંકીની વાર આવી રા' નવઘણનો કબજો માગ્યો ત્યારે પોતાના સગા દીકરાને રા' નવઘણને બદલે હાજર કર્યો સોલંકીના માણસોએ એને તલવારના ઝાટકે દીધો બાપ પથ્થર દિલ બનાવી બેસી ગયો પણ કોઈ ખૂટલ આયરે કાન ભંભેર્યા કે આ રા' નવઘણ ન હોય આ તો દેવાયતનો જ દીકરો ત્યારે પારખાં લેવા સોલંકીના માણસોએ એ છોકરાની આંખ્યુ એની સગી માના પગે કચડાવી વાહ જનેતા વાહ! હૈયે સો મણની શીલા મેલીને આંખમાં આંસુય ન ફરકવા દીધુ એવો ઉજ્જવળ આશરાનો ધર્મ અને એવી ઊજળી રાજભક્તિનો એ સંસ્કાર હતો

આશરાનો ધર્મ કેવો? જૂનાગઢના નવાબે પોતાના એક અમીર કાંધલજી મેરની રૂપવતી દીકરીનું માગુ નાખ્યું કાંધલજી મેર જૂનાગઢ મેલી ભાગી છૂટયા વાંહે જૂનાગઢની વાર ચડી વથળીને પાદર નવસેં નાગોરી વરનાડકા રમતે ચડેલા કાંધલજીને રોક્યા વાત જાણ્યા પછી તો જાવા જ શેના દે? જૂનાગઢની વાર સામે ઈ નવસેમાંથી એકેએક લડતાં લડતાં કામ આવ્યો એવો મહિમાવંત એ આશરાનો ધર્મ

### ઉચ્ચ માનવભાવ

એવો જ પ્રસંગ છે સિંધના એક સુમરા રાજાએ હેમતખાન જતની રૂપવતી દીકરી માગ્યાનો જત ભાગી છૂટયા પાછળ સિંધની વાર છૂટી. મૂળીને પાદર પરમારોએ રોકયા રજપૂતાણી એ રીત સિંધના સૈન્ય સામે જત ને પરમાર સાથે મળીને ઝૂઝયા કંઈક ખપી ગયા એમાં આસોજી નામનો પરમાર રજપૂત વેતરાઈને જરા ઢાળ તરફ પડેલો. ઉપરવાસમાં ઇસા નામનો જત વેતરાઈને પણ નજીકમાં જ પડેલો. ઇસાનું લોહી દડીને આસોજી તરફ જાય એથી મરતા ઇસાના મનમાં થયું કે મરતાં મરતાં મારા લોહીથી હિંદુ આમો અભડાશે. એટલે દસડાઈ

-દસકાઈ ને ધૂળની પાળ આડી બાંધવા મથામણ કરે. ત્યારે આ જોઈને આસોજી શું કહે છે?

" ઇસા સૂણ આસો કહે, મરતાં પાળ મ બાંધ,
જત પરમારાં એક જો, રાંધ્યો ફરી મ રાંધ્ય. "

ભાઈ ઇસા! આપણે તો હવે એક થઈ ગયા. પછી મરતાં મરતાં આડી પાળ શીદને બાંધછ? જે રંધાઈ ગયું છે એને ફરીને શીદને રાંધછ? એનું નામ મુસલમાન ને એનું નામ હિંદુ. ઉચ્ચ માનવભાવના આવા પાવક પ્રસંગો સૌરાષ્ટ્રમાં દુર્લભ નથી. એ તો એનો લોહીનો સંસ્કાર, ધરતીનો સંસ્કાર.

એ જ પરમારોના પૂર્વજોએ શરણે આવેલા એક તેતરને કારણે ચભાડ રજપૂતો સાથે જુદ્ધ ખેલ્યાનો પ્રસંગ પણ એટલો જ પાવનકારી છે.

" શરણે ગયો સોંપે નહિ, રજપૂતાંરી રીત,
મરે તોય મેલે નહિ, ખત્રિ હોય ખચીત. "

**ઊજળાં મોતના મરજીવા**

આજે ગાંડપણમાં ગણાય એવા શીલ તો માથા સાટે હતાં. પ્રભુએ માનવદેહ પરસેવા અર્થે ઘડયો છે ને જીવનની અણુઅણુ શક્તિનો મન, બુદ્ધિ અને શરીરથી પરની સેવામાં જ ઉપયોગ કરવો, એ માટે જાતને ઘસી નાખવાનું પણ વેદકાળથી આજ સુધી કહેવામાં આવે છે. આવા પરાર્થે જીવવા માટે મળેલા જીવનને આકસ્મિક ટુકાવી કેમ દેવાય? એ તો આપઘાત કહેવાય. અને આપઘાત માટે સરકારે સજા પણ નિર્માણ કરી છે. આવી રીતે બધાંનાં જીવન સેવાયજ્ઞની આહુતિરૂપ બનતાં હશે કે કેમ અને કેટલાનાં બનતાં હશે તે વિવાદનો પ્રશ્ન રહેવા દઈએ. આજે તો વાર્તાનું પણ લગભગ કાયદે કામ થઈ ગયું છે. પણ જીવવાની આળપંપાળ એટલી વધી ગઈ છે કે મોત ભારે ભયાનક

અને બિહામણું લાગે છે મોતનો ડર જીવનને વધુ ને વધુ પામર બનાવતો જાય છે કોઈ પણ ભોગે જિવાતું હોય તો જીવવુ, અરે ગમે તેમ પણ જીવવુ જ એ જ એક ઉદ્દેશ એ જ એક પુરુષાર્થ થઈ ગયો છે જીવનમાં શીલ અને સત્ત્વ રહે કે જાય પણ જીવવુ જ પછી જીવવા માટે બીજાને મારવા પડતા હોય તો એને મારીને પણ જીવવુ આમ નિરુદ્દેશ બનતુ જીવન મોતથી ડરી ડરીને ઉત્તરોત્તર પામર બનતુ જાય છે છતાં જીવન ઉદ્દેશનો આડંબર જરાય ઓછો નથી દેખાતો ત્યારે ગાંડપણુ કહો તો ગાંડપણુ અને ઘેલછા કહો તો ઘેલછા, પણ એ કાળના માનવીને સત્ત્વ વગરના જીવનમા જરાય સ્વાદ નહોતો રહેતો ખાટલે પડીને મરવામા ખોટ ગણાતી હતી વૃદ્ધાવસ્થાની આળપંપાળ જોઈને કંઈક જવાનો જુવાનીમા જ મરવાના મનસૂબા ઘડતા ઊજળાં મોતની આશા કરતા અને કંઈક જુવાનો જીવનની મર્યાદા બાંધી દેતા કે ૨૫, ૩૫ કે ૪૫ વર્ષે તો મરવુ જ એમાંથી કંઈક તલવારની ધારે રમતા મોતને સ્વાધીન થતા એવો મોકો ન મળે તો જળસમાધિ પણ લેતા અને કંઈક કમળપૂજા ખાતા

**સમાધ અને કમળપૂજા**

વાંકાનેરના લુણસર ગામના કલાજી રજપૂત કમળપૂજાના લીધેલા વ્રત કરતાં પાંચ વર્ષ વહેલા ઘાયલ થયા મોત તો માથે ભમતુ જ હતુ. એટલે લોઢી અને ધૂળના ગારાનું શિવલીંગ બનાવી, તલવારથી માથું ઉતારી કમળપૂજા ખાધી ઘાયલ થયેલા વીરોમાં મોત ઢૂકડુ દેખાતાં રણસંગ્રામમાં પડ્યા પડ્યા કમળપૂજા ખાવી એ તો સ્વાભાવિક શિરસ્તા જેવુ હતું અળશિયા જેવા જીવન કરતાં મોત એમને મીઠુ લાગતુ શૂર વીરો જેમ કમળપૂજા ખાય તેમ સતો તો જીવતાં સમાત (સમાધિ) લેતા જ આવ્યા છે

જ્યાં જીવન પળે પળે સેવાયજ્ઞનો અખંડ ચરખો બની રહે, પછી એ સેવા શરીર દ્વારા થતી હોય કે વિચાર દ્વારા, ત્યાં જીવનને ટુંકાવવાથી આત્માનો એક પણ મોટો દ્રોહ નથી પણ ઇતિકર્તવ્ય પૂરુ થયુ લાગે

અગર જીવન અળખામણું બને એ હદે ખેચાય ત્યાં શૂરાઓને મોત સામે ચાલીને મળે છે. જીવનભરના સદ્ધર્મના પાલનનો સંતોષ થતાં સાધુ-સંતો સમાધ લેતા જ આવ્યા છે.

'ઈસરા પરમેસરા' તરીકે ખ્યાતનામ બનેલા જામનગરના ચારણ મહાકવિને બધી વાતનું સુખ હતું. એમની નિષ્કલંક પ્રભુભક્તિના તો પરચા અપાતા. દીર્ઘકાલ સુધીનાં એવાં ઊજળાં જીવન બાદ પોતાનું કર્તવ્ય પૂરું થયું લાગતાં એમણે સાગરસમાધિ લીધેલી. ફક્કડ માનવીઓમાં જ નહિ પણ ઘરસંસારીઓમાં પણ એવી ભક્તિ રહેતી અને જીવન્મુક્તિની શક્તિ પણ રહેતી.

ચારણોની ખોળાધરી

મોતથી ડરનારા ઊંચા માથાં રાખીને કેમ જીવી શકે ? જ્યાં મોતનો ડર ઓછો હોય ત્યાં અરમાન પણ ઊંચાં રહે રૂદિયુરતમાં રૂદિયુસ્ત ગણાતો ચારણ જેમ દેવીપુત્ર ગણાયો છે તેમ જાચક પણ ગણાયો છે. ત્યે લાખ ને દે સવાલાખ એવા તો કોઈક જ. જીભે જોરૂકા મનાયા છે. પણ એ માન્યતા સર્વાંશે ખોટી છે. ચારણનું વચન અને ચારણની ખોળાધરી મળે એ તો પ્રભુનો ખોળો મળ્યા બરાબર કહેવાય. રાજ્ય રાજ્યના સંબંધો, રાજ્ય રાજ્ય વચ્ચેનાં સમાધાન ચારણની ખોળાધરીથી જ ટકતાં; કારણ કે ખોળાધરીનો ભંગ થતાં ચારણો આત્મબલિદાન આપતા. એકલા પોતે જ નહિ પણ સપરિવાર. અને પાપભીરુ રાજકુળો ચારણોનાં એવાં આત્મબલિદાનો અને નિર્દોષોનાં રક્તછાંટણાંથી સદાય ડરતાં. જો ચારણોમાં આત્મબલિદાનની શક્તિ ન હોત તો એમની ખોળાધરીમાં પણ કાંઈ દૈવત ન હોત. ત્યાગ અને બલિદાનો ઉપર એવી ઉચ્ચ પ્રણાલિકાઓ પડતી. ચારણ જેમ રાજપૂતનો—ક્ષાત્રવટનો રખેવાળ હતો તેમ સદાચારનો પણ રખેવાળ હતો. કોઈએ અંજન કારણોસર ત્રાગાં કર્યાં હશે, વ્યક્તિગત કિસ્સાઓમાં ક્યાંક ખોળાધરીનો ભંગ કર્યો હશે, ક્યાંક વચનભંગ થયેલ હશે; પણ એ તો માનવસહજ નબળાઈના કિસ્સા. પણ ચારણો પ્રત્યેની પૂજનીયતા તો સદ્ધર્મના સંરક્ષક તરીકેની જ હતી.

ચારણી કાવ્યોમાં નબળી વાત નથી સંઘરાઈ. નબળાઈ પ્રત્યે તો ક્યારેક વક્ર બનીને મર્મનાં હૃદયભેદક વેણોથી એણે શૌર્યને, શીલને અને સ્વમાનને સદા જાગતાં રાખ્યાં છે. સાધુ-સંતો ને ભક્તોએ જેમ જનસામાન્યને નવધા ભક્તિના સંસ્કાર આપ્યા તેમ ચારણોએ જન-સામાન્યને શુદ્ધ પ્રેમના, નિષ્કલંક શૌર્યના, શુદ્ધ આચારના, આત્મગૌરવના, પ્રજાપ્રેમના અને ત્યાગ તથા બલિદાનના સંસ્કાર આપ્યા છે. જન-સામાન્યમાં આવા ઉચ્ચ સંસ્કારોને સદા જાગૃત રાખનાર આ ચારણોએ જ લોકવાર્તાઓનું, દુહાઓનું, પ્રેમશૌર્યની કથાઓનું, પ્રકૃતિપ્રેમનું ને છંદોનું સાહિત્ય સર્જ્યું છે અને જાળવ્યું છે. આજ સુધી સંઘરાયેલું અને જળવાયેલું લોકસાહિત્ય બહુધા આ ચારણોને જ આભારી છે.

મહુવાના ખસિયા રાજા અને ભાવનગરના દરબાર આતાભાઈ વચ્ચે, મહુવામાં દરબાર આતાભાઈ થોડા મહિના રહે એવા કરારો થયા. ખોળાધરીમાં એક ચારણ પણ હતો. છતાં થોડી જમીનની લાલચે ચારણે ખોળાધરીનો ભંગ કર્યો અને અભો સોરઠીઆ નામના ખસિયા રાજાના કામદારે તલવાર તાણી. એવી ચારણની નબળાઈ ને ચારણોએ જ છુપાવી નથી. અને એ જ દરબાર આતાભાઈ હઉ મૂછનો દોરો ફૂટતો હતો ત્યાં એક દેદની છોડી સારુ ધિંગાણે ચડેલા એના શૌર્યને બિરદાવનાર પણ ચારણો જ હતા. ચારણોએ જાતિગત સંસ્કારરૂપે જૂઠ ને અસત્ કદી નથી ઉપાસ્યું. એમણે દાતાઓની જ પ્રશસ્તિ ગાઈ છે એ પણ સાચું નથી.

સાચના ઉપાસક

માનના ભેદ એમના હૈયામાંથી નીતરી ગયા. કબીરપંથી સંતોના ગઢે જ એમની વાણીએ અમર સૂત્રો ઉચ્ચારતા દુહા આપ્યા :

" વરણુ કવરણુ ન હોય, ભલે કવરણુ ઘર ઊછર્યો કરણ,
કોયલ કસદ ન હોય, ભલે દસદે પાળી દાદવા. "

ઉચ્ચ કર્મો કદી જાતને કારણે છુપાતાં નથી. કરણ જેવા દાનેશ્વરી દાસીને ઘેર ઊછર્યો તેથી શું થયું? એમ તો કોયલનાં ઈંડાં કાગડા જ સેવે છે છતાં એના કંઠ તો પંચમ સૂરે ટહુકતા જ રહે છે.

જેમ ચારણો ત્રાગાં કરતા તેમ શાપ પણ આપતા એ જમાનો ભલું કરનારનું ભલું થાય અને બૂરું કરનારનું બૂરું થાય એવા સીધા ચોકિયા જ્ઞાનમાં માનનારાઓનો હતો. પણ તત્ત્વદૃષ્ટિએ તે સાચું નથી. સંતોએ તો બૂરું કરનારાઓનું પણ ભલું જ વાંચ્છ્યું છે. ચારણ પણ બ્રાહ્મણની જેમ પોતાનાં શીલ અને સદાચારનો સભાન વર્ગ હતો એમાં દિવ્યતાનું આરોપણ હોવાનું માનતો. એને આધારે ભલભલા ભૂપનું મોઢું તોડી લેતાં આંચકો ન ખાતો. ચારણ દેવીપુત્ર ગણાતો. એથી પોતાને શાપ આપવાનો અધિકારી પણ માનતો. પણ શાપ આપ્યા પછી શાપિતની જેમ પોતે પણ પ્રાયશ્ચિત્ત ભોગવતા. નહિ તો શાપ શાપ આપનારને ખાઈ જાય છે એવી પ્રબળ માન્યતા સામાન્ય રીતે તો શાપ આપ્યા પછી પુરુષ હોય તો અંગ વાઢીને, પેટે કટાર નાખીને કે અન્ય રીતે દેહત્યાગ કરે. ચારણ સ્ત્રી હોય તો તેને સતીત્વ ચડે અને સતી થાય. નહિ તો શાપ આપનાર ગોઝારાં બને.

**શાપનાં પ્રાયશ્ચિત્ત**

તળાજાના એભલવાળાનો કિસ્સો તો અતિ વિખ્યાત છે કથા કહે છે કે કોઈ જતિએ હરણની શીંગડીમાં મંતર બાંધેલા એથી જ્યાં જ્યાં એ હરણ ફરે ત્યાં ત્યાં જ વરસાદ પડે. એથી કાળો ઘોર દુકાળ પડ્યો. એભલવાળાને ખબર પડતાં છેવટ હરણનો શિકાર કર્યો ને બારે મેઘ તૂટી પડ્યા. એભલવાળો ભીંજાતો ભીંજાતો દૂદવાયો દૂદવાનાં દૂદવાનાં

એભાન બન્યો. ઘોડા માથે ભડાગરિ જકડાઈ રહ્યો એભલવાળાને લઈને ઘોડો સાંઈ નેહડીના નેસમાં રાતના ટાણે આવી ઊભો રહ્યો આશરાનો ધર્મ સાંઈ નેહડીએ એભાન એભલને ઘરમા લીધો. ધણી દુકાળ વરતવા દેશાટને ગયેલો. સાંઈ નેહડી એકલાં જ ઘરમાં ઘણા ઘણા ઉપચાર કર્યા પણ એભલવાળો ભાનમાં ન આવ્યો છેવટ સૂરજનું સ્મરણ કરીને પોતાના અંગની ફૂંક આપી પ્રાણ જાણે પાછો વળ્યો આઈ તરત જ ઊભાં થઈ ગયાં એભલવાળો તો મહેમાનગત આપીને રવાના થયો, પણ નેસનાં માણસુમાં કૂડ પે કૂડી ટીમાએ આદરી વરસ વળતાં ચારણ ઘેર આવ્યો અને એના મન ભભેર્યાં ચારણે માન્ઝૂડ કરી કલંક ચડાવ્યાં. અને સાંઈ નેહડીને સત ચડયું સૂરજનું સમરણ કરી સાચજૂઠનાં પારખાં કરવા ચારણ માથે દૂધની અંજલિ છાંટી ને અંગે અંગે ફરફોલા ઊઠયા. પરું હાલી નીકળ્યાં પણ શાપ આપીને તો જીવન શાપિત થયું ને ? કાવડ કરીને સાંઈ નેહડી ચારણની ચાકરી કરતાં કરતાં ફરે છે શાપના નિવારણ માટે ક્યાં કહે છે કે છેવટ એભલવાળાના બત્રીસલક્ષણા પુત્રના લોહીથી એ પરુપરું ગયાં સાંઈ નેહડીએ એભાનના પુત્રને સજીવન કર્યો

### જોગમાયાની સંસ્કારવેલ

આવું તે કાંઈ બનતું હશે ? એવી શંકાઓ ને તર્ક ઉઠાવવાની વાજબી કારણો જરૂર છે, પણ એ તર્ક કે શંકાને દૂર રાખીને જોઈએ તો વિકાર સંકોડીને માનવીને આપદ્ધર્મ આચરતા અને શાપ આપીને પણ એનાં પ્રાયશ્ચિત્ત ભોગવતા યે આપણે અહીં જોઈ શકીએ છીએ. અને રોગદોગમાં બલિદાન દ્વારા જ મુક્તિ મળે એવો સંસ્કાર તો આ લોકકથા આપી જ જાય છે જૂનાગઢના રા' માંડળિકને સરાપ્યા પછી આઈ નાગબાઈ હેમાળો ગળવા હાલી નીકળેલાં ત્યારે એમની સાથે ગાડામાં કોણ ચડી બેઠેલું ? એક માત્ર ઢેઢ દંપતી મોણિયા ગામમાં આઈ નાગબાઈના આગળ જ એ અંત્યજોની ખાંભી છે ત્યારથી કહેવત પડી ગઈ છે કે, આઈના ખોળામાં ખાંભી આવા આવા તો ચારણોના અનેક પ્રસંગો છે

આવા આવા સંસ્કારની અમર સરવાણીએ ખાનદાની, ખમીર અને અમીરાતના ઇતિહાસ સર્જ્યા છે. એકલા કાઠિયાવરણમાં જ નહિ પણ નાગર, બ્રાહ્મણ અને વાણિયામાં પણ હળવદ ગામમાં ચોટીલાના વણિક શેઠ આવીને રહેલા. એક વેળા ચોટીલાના દરબારની રૂપવંતી દીકરી હળવદની બજારમાં બલોયાં ઉતરાવવા આવેલી અને ઝાલા રાજાનો ઓછાયો પડી ગયો. ગામ છોડીને ભાગી શકાય તેમ ન હતું. એ દિંગ-તોળ ગણાતા વણિકે અચાનક જ આવી ચડેલી નાગડાની જમાતને રોજમદારી રાખી લીધી. દરબારનાં દીકરીને ઓરડામાં ઉતારા દઈ નાગડાની ચોકી બેસાડી. ઝાલા રાજાના સૈન્ય સાથે બાટાઝૂટ બોલી. નાગડાની સાથોસાથ વણિક શેઠ પણ ઘાયલ થઈને પડ્યા, પણ પ્રાણ સાથે પત્ય જાળવી.

### અમીરાતનો સંસ્કારવારસો

અમીરાતનો કોઈ કોમનો ઇજારો ન હતો. પાંચાળના સુદામડા ગામે મિયાણાઓનું કટક ચડી આવ્યું. જુવાનો બહાર ગયેલા. ઘરડા-બુઢ્ઢાઓએ કમ્મર બાંધી. તે દિ' ગામનાં વસવાયાં પણ કમ્મર બાંધીને જુદ્ધે ચડેલાં. ગઢના કાંકરેથી અંધારાનો લાભ લઈ ગરકતા પહાડ જેવા ડિલના મિયાણાઓની એકલા કાનિયા ઝાંપડે કંઈક લોથો સુવડાવી. બચ્યા એટલા મિયાણા ભાગી છૂટ્યા અને ગામને ચોરે ચારણ કવિએ દરબાર શેલ ખાચરને બિરદાવવાનું શરૂ કર્યું. બહુ સરસ કવિત ગાયાં પણ દરબાર ડોકું ધુણાવીને બેઠા રહ્યા. કવિનો અમલ ઊતરી ગિયો. 'કાં બાપ! કાંઈ મોળું કીધું?' ત્યારે દરબાર કહે : 'આમાં મારો કાનિયો ઝાંપડો ક્યાં છે?' અને કવિએ પછી કાનિયા ઝાંપડાને દરબારથી સવાયો બિરદાવ્યો. એનું નામ અમીરાત.

પાંચાળમાં આલમપર ગામ વસાવનાર રાણપુરના મોલેસલામ દરબાર આલમભાઈ ખુદાનો બંદો. જેવા શૂરવીર એવા જ ઉદારચિત્ત આલમ-ભાઈની હાજરાહજૂર ચાકરી કરનારો એક ખોજા નામે હજામ હતો. અબોલ ને એકનિષ્ઠ, દરબારના સુખદુઃખનો સાથી. દરબારને થયું કે હું

તો મારા નામનું ગામ વસાવીને જગજાહેર થયો પણ આ મારા મૂંગા સાથીને કોણ યાદ કરશે? દરબારીઓની હાંસી વચ્ચે આલમભાઈએ આલમપરની બાજુમાં જ ખોજાપર વસાવ્યું બેય ગામનું નામ એક સાથે બોલાય આલમભાઈની સાથે એમનો સુખદુઃખનો સાથી ચાકર ખોજો હજામ પણ અમર થઈ ગયો આવી તો હતી ચાકરોનેય લડાવણહાર અમીરાત. રૂપ ને શૂર આવા સંસ્કારોથી ગોળાતાં. એ જવાંમર્દી જડ ન હતી એ રૂપ નઠોર ન હતાં સંસ્કારની ભાતથી એના આકર્ષણ અનોખાં બનતાં. હૃદયના ગુણોના વિકાસથી સ્વભાવનાં જે ઘડતર થાય એની સાથોસાથ માનવીની મુખરેખાઓ બદલતી રહે છે 'માનવીનું મુખ એ એના હૃદયની આરસી છે' તે અમસ્તું નથી કહેવાતું માનવવૃત્તિઓના ભાવાભાવોની ભાત મુખ ઉપર અને સમ્રાળે શરીર ઉપર ઊપડતી જ રહે છે

## સૌરાષ્ટ્રનું નારીત્વ

બહુ પ્રશંસા પામેલ સૌરાષ્ટ્રનું નારીસૌંદર્ય પણ એવું જ જોરાવર હતું શરૂઆતમાં આલેખી ગયા એ જ બધાં કારણો ભ્રમણશીલ પ્રજા, ડુંગરા અને નદીઓનો સસ્કાર, ટાઢી જમીન ને ટાંચાં ચરિયાણ, હાલતાં હથિયાર ખખડે અને સાબૂત કાંડે-બાવડે જ જીવવાનું ઓઝનવાળી કોઈ કોઈ કોમને બાદ કરતાં આ બધી માલધારી કોમોમાં સ્ત્રીઓ અને પુરુષોનું સહિયારુ જીવન. અતિ ઉદ્યમશીલ અને પુરુષાર્થી વ્યવસાય. નિરતર પ્રકૃતિ વચ્ચે જ વસવાનું આથી ખડતલપણું અને તનકતી તંદુરસ્તીથી એમના દેહ ઘડાતા સૌંદર્ય ખરુ પણ પહાડ જેવુ પ્રતાપી, તલવારની ધાર જેવુ તેજસ્વી અને સરિતા સમુ ગતિશીલ કાઠિયાવરણનાં લગ્નગીતોમાં એક ગીત ગવાતુ જ આવે છે કે :

" તલવાર સરખી ઊજળી રે ઢોલા
તલવાર ભેટમાં બિરાજે રે વાલીડા વીરને,

એસી હોય તો પરણજો રે ઢોલા
નહિ તો ફરી પરણાવું રે કેસરીઆ વીરને,
તજ તે સરખી તીખડી રે ઢોલા
તજ તો મુખમાં બિરાજે રે વાલીડા વીરને,
એસી હોય તો પરણજો રે ઢોલા
નહિ તો ફરી પરણાવું રે કેસરીઆ વીરને.
સોપારી સરખી વાંકડી રે ઢોલા
સોપારી મુખમાં બિરાજે રે વાલીડા વીરને,
એસી હોય તો પરણજો રે ઢોલા
નહિ તો ફરી પરણાવું રે કેસરીઆ વીરને. ”

**શિર સાટે શિયળ**

ઊજળી ખરી પણ તલવાર જેવી પાણીદાર, તીખી ખરી પણ તજ જેવી મધુર મીઠી, ખરી અગમેવી ખરી પણ વાંકડી સોપારી જેવી. પસંદગીના ધોરણમાં જ કન્યાનું કડીએ કડીએ આદર્શ ચિત્ર ઉપસતું આવે છે પોચટ નહિ, નમાલી નહિ, આંગણે ઊભી હોય તો આંગણું લજાવનાર નહિ, વેરણી નહિ, તકલાદી નહિ પણ જોરૂકાં રૂપ આ જોરૂકાં રૂપની સાથે શીલના સંસ્કાર ન હોત તો ઘરે ઘરે ક્લીઓપેટ્રા સર્જાત; કારણ કે સાડાસાતસો માઈલના સાગરકાંઠાના સાગરખેડુઓ સફરે જતાં ઘરે ઓરતોને એકલા દિવસ વીતાવવાના હતા. કાળદુકાળે પુરુષવર્ગ ઢોર લઈને દુકાળ ગાળવા જાય ત્યારે એમની પાછળ ભરજોબનમાં ઝૂલતી બહેન, દીકરીઓ અને વહુઆરુને વસમા દિવસ વીતાવવાના. સંગ્રામનો કાળ એટલે યુદ્ધવારો હાલતાં જુદ્ધે કે બહારવટે જાય ત્યારે એની પાછળ સ્ત્રીઓ હોળીની જેમ ફરકતા જ ફરતી હોત તો એને પટ વીરજાદો ન પાકત. એ તો વીરની વીરાંગનાઓ હતી. પુરુષોને જેમ શિર સાટે ટેક હતી તેમ નારીઓને શિર સાટે શીલ હતાં. નહિ તો કેમ

સાગરને કાંઠે, કોઈ ડુંગરાની તળેટીમાં, કોઈ વનવગડા ને જંગલમાં, કોઈ નદી–નાળાને કાંઠે એમનાં શિયળ કેમ સચવાત ? જંગલી પ્રાણીઓ વચ્ચે એમનો વસવાટ હતો. આજેય પહાડવાસી માલધારીઓનું તો એ જ જીવન છે.

પ્રણયમાં, વિરહમાં ને આતિથ્યમાં ઉગ્રતા પણ એ કારણે જ આવી છે. એ તો જેવું જીવન એવો સ્વભાવ અને જેવો સ્વભાવ એવું સાહિત્ય. *કચ્છ, રાજસ્થાન અને સૌરાષ્ટ્ર લગભગ એક જ સંસ્કૃતિના છોડવા છે.* લગભગ સરખું જ લોકજીવન. પરિણામે એમની સંસ્કૃતિ પણ લગભગ એક જ અને એમાંથી સર્જાયેલું સાહિત્ય પણ ભૌગોલિકતાના નહિ જેવા ભેદે એક જ. પ્રેમની, શૌર્યની, ભક્તિની લગભગ એક સરખી જ ઉગ્રતા. સ્ત્રીઓના આ વિયોગી જીવનને કારણે જેમ હૈયાનાં જોર વધ્યાં તેમ શ્રદ્ધા અને વહેમો પણ વધુ પોષાયાં. એવાં ચોડાઓલાં, હેતાળવાં, હસમુખાં, અમીઝરી આંખવાળાં ને જોરુકાં રૂપનું નારીત્વ.

જોરાવર રૂપ

હોય તો જાઓ, પણ આ સંપેતરું રાખી લીધું છે' ગાંસડી છોડીને બાપ સામે મેલી ત્યારે બાપને દીકરાની ખોટ ન વરતાણી.

**દીકરીઓનાં દૈવત**

બીજો કિસ્સો જોઈએ બાપને ઘડપણ આવ્યું ઘરમાં નહિ દીકરો કે ઘડપણ જાળવનાર અસ્ત્રી. માત્ર એક જ દીકરી પરણાવેલી જુવાન દીકરી જ બાપનો આધાર. ભર્યુંભાદર્યું ઘર. આણું વળવાનું ટાણું. કાઠી તેડવા આવેલ. બાપને તો એકલું પંડ જ પાળવાનું એટલે આગ્રહ કરી કરીને ઘરની ખીંટી સુદ્ધાંના ગાડાં ભરાવે છે. દીકરી આંસુડે નીતરતી જાય છે. મન માનતું નથી. પરાણે ભરાવેલાં પચીસ ગાડાં ભરીને દીકરીની વેલ ચોરા આગળથી નીકળી. ચોરે બેઠેલા પિત્રાઈઓએ આકરાં વેણ ઉચ્ચાર્યાં કે હવે ખાનારા બેઠા છે. દીકરીનું મન અવળું થઈ ગયું. બાપ કહે, એના બોલ્યા સામું ન જો પિત્રાઈઓનાં મરમનાં વેણ ચાલુ જ રહ્યાં અને દીકરીએ ગાડાંવાળાઓને હાકલ કરી કે ગાડાં પાછાં વાળો. એના પરણ્યાને કહે: હવે તારે ઉતાવળ હોય તો બીજી કાઠિયાણી ગોતી લેજે.

ગાડાં ઘરે પાછાં લેવરાવ્યાં. હતું એના કરતાં વધુ સારું ઘર શણગારી દીધું. ગોવાળને કહીને એક ભેંસનાં દૂધ બીજીને ને બીજીનાં ત્રીજીને એમ આતમી ભેંસનાં દૂધ રેડાવરાવી રેડાવરાવીને તેજાનાના કઢા કરી કરી બાપને પાંડી પાવા. મહિનો, બે મહિના, ચાર મહિના, ૭ મહિના, એમ દિવસ વીતવા લાગ્યા ને બાપની જરા માથે જુવાનીના ટેટા ફૂટવા લાગ્યા. બાપ ઘણી ઘણી ના પાડે, શરમે ઊંચાં વેણ ન ઉચ્ચારી શકે. દીકરીએ મા બનીને બાપને હાથે જુવાનીનાં જોર ચડાવ્યાં. રોમરાઈ અવળી થઈ જાય એવાં લોહી ચડતાં બાપને પરણાવ્યો. નવ મહિના થતાં થતાં તો જુવાન બનેલા વૃદ્ધ કાઠીને ઘેર દૂધમલ દીકરો હીંચવા લાગ્યો. નાનકડા ભાઈને પીંગળે હીંચોળીને બહેને બાપુની રજા માગી. 'હવે તો લાકડાનો કટકોય ન મૂકું.' એમ કહીને આણાના ભરેલાં એના કરતાં વધારે ગાડાં ભરાવ્યાં. કાઠી ફરી તેડવા આવ્યો. એ જ ચોરેથી બાઈ

ભોસતી નીકળી કે, હવે કોણ ગાડાં પાછાં વાળે છે જોઈ? ગામ આખું મોઢામાં આંગળિયો નાખી ગયું. પિત્રાઈઓ કાળાભાક મોઢાં ઘરમથી નીચાં ઢાળી ગયાં ને બાઈ હેમખેમ સાસરે પળી. સાતમી ભેંસનાં દૂધ પાઈને, બાપને જુવાનીના રંગ ચડાવી, સગે હાથે પરણાવીને, દૂધમલ ભાઈને પીંગળે હીંચોળનાર દીકરીઓનાં દૈવતનાં દર્શન દુર્લભ ન હતાં. નારીત્વની જબરાઈને એ સંસ્કાર.

**પ્રતાપી સૌંદર્ય**

ટીકર ગામની ભેંસો કચ્છના જાડેજાઓએ વાળી. જુવાન પણ જોબનવંતી ચારણીઆણી સુસબેર દોડી. પોતાની ચાર ભેંસો પાછી માગી. જાડેજાઓએ બે ભેસોને ખાડામાંથી કાઢવા દીધી. પણ ભરેલી ભેંસો જોઈને જાડેજાઓનું મન પલટાયું. ચારણીઆણીની વિનવણીઓ એળે ગઈ. એ તો જે અમારી પાસે પોતાના આંચળ તણાવશે ઈ આ બે સુંનાં આંચળ તાણશે એવાં કૂડાં વેણ ચારણીઆણીની જુવાની માથે કૂડી નજર નાખતા જાડેજાઓએ ઉચ્ચાર્યાં. થઈ રહ્યુ. નારીત્વ ઝળહળી ઊઠયું. કટારી કાઢીને બન્ને થાનેલા કાપીને ચારણીઆણીએ જાડેજાઓ ઉપર ઘા કર્યો: હવે તાણ્યા કરજો. શીલ ગયા પછી, ગૌરવભંગ થયા પછી, એ નારીત્વ જીવનનાં સમાધાન ન શોધતું

કેવાં પ્રતાપી સૌંદર્ય? શેત્રુંજીનદીને સામે પૂરે એક વિરહી જુવાન કાઠીએ રૂપરૂપના અવતાર સમી કાઠિયાણીને બેસાડીને તરાપો ઝિંકાવ્યો. પાણીથી તરફડતો સાપ અધવચ જાનાં આધાર જોઈને તરાપે ચડયો. બાઈએ ઘૂમટો ખેંચેલો. ખોળામાં બે મહિનાનું બાળક. બાઈએ ઘૂમટાનો છેડો દીધેલુ નીચે દબાવ્યો. સાપ ઘૂમટા સામે ફેણ લંબાવીને મંડાણો. તરાપાવાળા ભાગી છૂટયા. આશાભરી, જોબનભરી, રૂપભરી કાઠિયાણીનો તરાપો વેગભર્યો, ઉછાળા લેતો તણાતો જાય છે. સામે ફેણ માંડીને મોત ઉપર આવેલો સરપ મંડાણો છે છતાં ઉહકારોય કરતી નથી. થડકોય ખાતી નથી. આવી નારીઓ ઢોર દોતાંદોતાં સરપ નીકળે અને એની ગોડી પગ નીચે દબાવીને ભીંસી નાખી, ભેંસને દોહી લીધા પછી

પગે વીંટળાઈ ગયેલા સાપને ઉખેડીને પૂંછડી ઝાલી ફેંકી દે એમાં શી નવાઈ? જાણે કાંઈ બન્યું જ નથી!

**શૌર્ય, શીલ અને સૌંદર્ય**

શીલની સંરક્ષક કટારી તો સાથે જ ફેરવે. આડે ઊતરનારના હૈયામાં પરોવતાં વાર ન લગાડે. એવા એક કરતાં અનેક કિસ્સાઓએ નાગજીવનને શીલની પ્રેરણા પાયા જ કરી છે. ધણી પરદેશ પળતાં, કાયઓ અંગ સંકોડે એમ વિકારને સંકોડતાં વાર ન લાગતી. ધણી બહારવટાં ખેડતો ને ક્યારેક ઘર સાંભરતાં પોતાના આશ્રયસ્થાને ઓરતને તેડાવતો ત્યારે એ બહારવટિયાને ય જવાબ મળતો કે અમે તો લીલો સાટો કહેવાઈએ. લોક વાતું કરશે કે ભાઈડો ખડિયામાં ખાંપણ લઈને ફરે છે ને બાઈડી ઘરે છોકરા જણે છે. તેડાવવી હોય તો ચોડે ધાડે તેડાવવી આવાં જોર અને આવાં શીલનું એ નારીત્વ હતું એથી એનાં રૂપ વધુ કામણગારાં ને વધુ સોહામણાં હતાં. શીલ અને સંસ્કાર વગરનાં સૌંદર્ય શાપરૂપ બનત.

રૂપ એ કહેવાય કે જે જીવન સમસ્તને રૂપાળું બનાવે રૂપના આ સંસ્કારે લોકજીવનને કલામય બનાવ્યું જીવનોપયોગી એવી વસ્તુમાત્રમાં આ કલા ઊતરી એમની વાણી જુઓ તો વિવેકભરી, મધુર ને મર્માળી બોલતાં બોલતાં હસે ને હસતાં હસતાં હૈયું ને આંખોય હસી ઊઠે. લોકકવિ આવાં માનવીઓ ઉપર વારી ગયો છે:

" થોડું બોલે ને થરહરે, મરકીને કાઢે વેણ,
એને કાંટો કદી મ વાગજો, મર હોય પારકાં શેણ. "

થોડુ થોડું બોલે ને બોલતાં બોલતાં થોભે. ને પાછાં મરકીને (મૃદુ હાસ્યથી) વેણ કાઢે એવી સ્ત્રી ગમે તેના ઘરની હોય તો પણ એને કદી કાંટોય મ વાગજો ઉપમા અને અલંકારો તદ્દન તળપદાં જ:

" પીતળ સરખી પિંડિયું ને હિંગળા સરખા હાથ,
નવરો દીનોનાથ, તે દી ૫ડ ઘડાવી પૂતળી.

ખૂબ લેવાય છે પણ એ પડછંદ દેહ, એ હલક અને ઈ હાકલ એમાં આવે કયાંથી ? એનાં લોકગીતોમાં પણ એના વેગ અને જોમ જીવનાં થાય છે જોમનવતી ગોવાલણનું ગીત છે :

" ભરવાળા ગામનો ભરવાડિયો, ઓલી ટીંબલાની ભરવાડી,
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય
ભરવાડયને ઓઢવા ધાબળો રે, એની સાંગર લટકતી જાય,
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય.
ભરવાડયને પેરણ કુમલાં રે એના હુલર હીચોળા ખાય,
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય.
ભરવાડયની આંખમાં સોયરો રે, એનાં નેણાં ઝબકતાં જાય,
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય.
કાળી અતલસનું કાપડું રે, એના કાચ ઝબકતા જાય,
અસોરણ ભરવાડી રે, રંગમાં લેવાણી જાય "

જોબનના રંગ અને જોબનના પહેરવેશ તથા અલંકાર આ ગીતમાં પણ રંગ જમાવે છે એ તો ગોવાલણો અને ગોવાળિયાઓને વેગભર્યાં રાસડે ઘૂમતા ને ગામ કે પાદર ગજાવતા જોઈએ તો જ આ ગીતનો રંગ સમજાય બીજુ પાઠાંતરે ગવાતું ગીત પણ એટલું જ રંગભર્યું ને જોમવતું છે :

" જૂનાવદરનો જાદવો, ઓલી ટીંબલાની ભરવાડય,
હાહાં રે અસૂરણ ભરવાડી, જોબનમાં લેવાણી જાય
ભરવાડયનું કાપડું કસબભર્યું, એના હીરા ઝળાઝળ થાય,
હાંહા રે અસૂરણ ભરવાડી, જોબનમાં લેવાણી જાય.
ભરવાડયના હાથમાં ચૂડલો, એનાં કાડાં લળકતાં જાય,
હાંહાં રે અસૂરણ ભરવાડી, જોબનમાં લેવાણી જાય.

ભરવાડયની આખમા સોયરો, એના નેણુા ઝળકતા જાય,
હાહા રે અસૂરણુ ભરવાડી, જોબનમા લેવાણી જાય.
ભરવાડયના કપાળમા ટીલડી રે, એનું કપાળ ઝબોઝબ થાય,
હાહા રે અસૂરણુ ભરવાડી, જોબનમા લેવાણી જાય"

નિરાડબરી, સરળ, તદ્દન તળપદા અનકાર અને સુરેખ ચિત્ર દોરતુ ભરવાડણનુ આ ચિત્ર મદભર્યું, મસ્તીભર્યું છે લોકગીતો જેવુ હોય એવુ આલેખે છે ઉપમાઓ, રૂપકો કે અલકારોમાં જ્યાં અત્યુક્તિ લાગે છે ત્યા વસ્તુનો વૈભવ બતાવવા, ભાવની શિનટ પ્રગટાવતી નિખાલસ રચના જ હોય છે પહાડી જીવન, પૂરુ ગ્રામજીવન પણ નહિ એના ભાવ, એનો વેગ, એની ગતિ, એની ઊર્મિઓ અને એના આલેખન પણ એવાં તોલદાર ને જોશીલાં ગોવાલણુનાં જોમવતાં રૂપનું એવુ જ જોમવતુ પ્રબળ આલેખન ગામડે ગામડે ગવાતા નીચેના ગીતમાંથી આપણુને મળે છે સામાન્ય રીતે ભરવાડો જ એ વિશેષ ગાય છે

" હા હા રે ઘડુલિયો ચડાવ્યને હો ગિરધારી
તારા માથાનો અબોડો રે હો ગિરધારી,
જાણે છૂટચો તેજી ઘોડો ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારી આખ્યનો ઉલાળો રે હો ગિરધારી,
જાણે દરિયાનો હિલોળો ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારા નાકડીઆની દાડી રે હો ગિરધારી,
જાણે દીવડીએ શગ માડી ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારા વાહાનો વળાકો રે હો ગિરધારી,
જાણે સરપણનો સળાકો ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારા હાથની હથેળી રે હો ગિરધારી,
જાણે બાવનપરની થાળી ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારા હાથની આગળિયુ રે હો ગિરધારી,

જાણે ચોળા મગની ફળિયુ ઘડુલિયો ચડાવ્યને—હો૦
તારા પેટડીઆનો ફાંદો રે હો ગિરધારી,
જાણે ઊગ્યો પૂનમ ચાંદો ઘડુલિયો ચડાવ્યને—હો૦"

**પનિહારીઓની શોભા**

લોકજીવનના સ્થિર સમાજમાં આગળ આવતાં પનિહારીનાં ગીતો પણ સમૃદ્ધિસૂચક બને છે

" સોનલા ઇંઢોણી રૂપા બેડલું રે "

પનિહારીનાં ઘણાંખરાં ગીતો સોનના ઇંઢોણી ને રૂપલાં બેડાંથી શરૂ થાય છે પણ તો એ ગીતોમાં સંસારચિત્રો, અભિલાષાઓ અને ઊર્મિઓ જ દલવાતાં આવે છે કોઈક જ એવાં ગીત કે જેમાં—

" લીલી લીલી ઇંઢોણી હીરની રે,
મને પાણી ભર્યાની ઘણી હોંશ રે "

વિવિધ હાવભાવથી વાતો કરતી જતી હોય ત્યારે અનુપમ દશ્યો રચાય છે. કેવી એ પનિહારીઓ ?

**પનિહારીઓનાં વસ્ત્રાભૂષણ**

કોઈ ભીનલે વાને તો કોઈ કંકુવર્ણી, કોઈ ધઉલા વાને તો કોઈ હેમવર્ણી (હેમાંગિની), શેલરા જેવાં શરીર, માથે વાંભવાંભના ચોટલા, નદિયુનેય નેહ લાગે એવી નમણાઈ, લલાટે મોટા ચાંદલો હાંયકતો આવે, ઝાંઝર ઝમકતાં આવે, કમળની પોયણી જેવા કાને અકોટા ને પાંદડીયુ ઝૂલતી આવે, કાનને આમતી કમાનુંવાળા કાજળકાળાં નેણુ દમકતાં આવે, કોઈ ધમકતી ચાલે, કોઈ મલકતી ચાલે, રાતીચોળ જીમી હિંગળો-કિયા પગે ઢળકતી આવે. ફૂલફગરના ઘેરદાર ઘાઘરા જળના હીલોળાની જેમ ઝૂલતા આવે, કોઈને મલીરના ઘૂમટા, કોઈને કાળી ક્રેમાણુ કામળિયુ, કોઈને આછા સાળુ, કોઈને લાલ કાળી ઓઢણિયુ તો કોઈની કસૂંબલ ચૂંદડિયુના પાલવ ફરકતા આવે ઉરે બિરાજતાં કાળી, લાલ કે લીલી અતલસનાં કતાન ભરેલાં કાપડાં, માથે ટકાવેલ મોર અને કાચના ચાંદના ચમકતા આવે, પછી હૈયે ટકાવેલ મોર ઝગકું કરે અને વા'લા સાજણનાં નેણલા ઢળકયુ જ કરેને ?

બાપ બેટીને જોઈને હરખાય, મા વહુઆરુને જોઈને હરખાય, ભાઈ બહેનને જોઈને હરખાય, પતિ પ્રમદાને જોઈને હરખાય, પંથા-પ્રવાસી ગામની રૂપ જોઈને હરખાય, સાહેલિયુ સામસામી હરખાય અને ચોરે બેઠેલો વડીલજનોનો ડાયરો ગામનુ ગૌરવ જોઈને હરખાય.

રૂપ, રંગ અને અલંકારોનાં આ સોહામણાં સામંજસ્ય તો પ્રકૃતિએ દીધેલાં છે જે ભૂમિ ઉપર અપરૂપ સૌંદર્યમણિ મોર જેવાં પંખીઓ પાકે અને ચોમાસે કાળી કાળી વાદળીઓનાં સેન ચડી આવે એવા લીલા મોર અને કાળી વાદળીઓની મનોહારિતામાં જ આ રંગોની મિલાવટ રહેલી છે.

**આ ભૂમિનો ગૂઢો રંગ**

રંગ અને અલંકારોમાં એક તો ધ્યાન ખેંચે છે ગૂઢો રંગ અને

બીજો હેમવર્ણ–સોનલાવરણો. 'ગૂઢે વસ્તર ગોરિયાં.' આ ગૂઢો રંગ તે કયો ? કોઈ એને કાળો રંગ કહે છે, કારણ કે સામાન્યપણે કાંઠિયા-વરણમાં કાળી કામળી કે ધાબળી, કાળી ઓઢણી, કાળી જીમી કાળી લાયનું એટલે કે કાળી અતલસનાં કાપડાં વિશેષ પહેરાય છે. કોઈ એને પહેરવેશના બધા જ રંગો ગાઢ–ગાઢા હોવાથી ગૂઢાં વસ્તર કહે છે. ત્યારે ગૂઢો પણ લાલ, લીલા, પીળાની જેમ એક રંગ જ છે—ઘેરા લાલ, કથાઈ અને કસૂંબલ રંગના મિશ્રણ જેવો. અસલી થેપાડાં, જીમી અને ઓઢણીઓ તો આ ગૂઢા રંગનાં જ. સૌરાષ્ટ્રની ભોમકા ઉપર આ ગૂઢો રંગ ભારે શોભે છે. આ ભોમકા ઉપર સૌથી વધારે મેળ લેતો આ ગૂઢો જ રંગ. આ પ્રદેશનો એ વિશિષ્ટ રંગ છે. અંગ્રેજીમાં જેને મરૂન કલર કહે છે તે આ ગૂઢા રંગ જેવો જ લગભગ હોય છે.

### રંગોનો સંસ્કાર

રંગ પણ સ્વભાવની જ ખાસિયત છે. ઉગ્ર અને ઊર્મિલ સ્વભાવમાં એક પ્રકારની ઘેરપ હોય છે. એમને ઘેરા રંગો જ વધુ ગમે છે. સૌરાષ્ટ્રનો લોકસમાજ લાલ ચણોઠી જેવો, કસૂંબલ, કથાઈ, કંકુવર્ણો, સિંદૂરિયો, હિંગળોકિયો, ગૂઢો, કાળો, ઘેરો નીલો ને કેસરિયો રંગ વિશેષ પસંદ કરે છે. સૌમ્ય રંગોમાં સોનેરી અને રૂપેરી પસંદ કરે છે અને એ બન્ને રંગોનો મહિમા પણ ઘણો છે, કારણ કે એ શુકનવંતા, સમૃદ્ધિસૂચક અને વિસંવાદમાં સંવાદ રચનારા શોભીતા રંગો છે. લોકબોલી–લોકગીતો પણ આ સોનેરી અને રૂપેરી રંગ ઉપર વારી જાય છે. સંભવ છે કે સમૃદ્ધિકાળે અઢળક સોનું-રૂપું સૌરાષ્ટ્રમાં હોય. લોખંડનાં ઊંચા પ્રકારનાં હથિયારો સૌરાષ્ટ્રમાં બનાવતા અને એની સમુદ્રમાર્ગે નિકાસ થતી એ તો મૌર્યયુગના સાહિત્યથી સિદ્ધ થાય છે. પણ સોના-રૂપાનો ખરો ખ્યાલ નથી મળતો. ગિરની સુવર્ણસિકતા તે આજની સોનરેખ નામમાં સૌરાષ્ટ્રમાંથી સુવર્ણ નીકળતું એમ ફલિત થતું કહેવાય છે.

લોકગીતોમાં સંસારચિત્રો, લગ્નો, ગૃહરચના, ગૃહસુશોભન, મંગલ-

ભાવના અને ઊર્મિ અભિલાષા વ્યક્ત કરતાં એવાં ઢગનાબધ ગીતોમાં સોનારૂપાનો ઉલ્લેખ આવ્યા કરે છે

**સોનલા અને રૂપલા વર્ણ્**

લોકજીવનમાં મા ને બાપ કરતા ય બ્હેનનાં વધુ હેત ભાઈ ઉપર ઢળ્યાં છે કેટલાક સન્જોગોમાં તો પરણ્યા કરતા ય વિશેષ એ જમાનામાં વાહનવ્યવહારની સગવડ નહિ, સાસરિયામાં બ્હેનને દુઃખ પડે ત્યારે મા, બાપ અને દાદા તો દીકરીને દુન્યવી ડહાપણથી સુખ દુ ખને સરખા માનીને સસારના સતાપ સહી લેવાનો ઉપદેશ આપે. પણ દુ ખ જ્યારે દોહ્યલા બને ત્યારે જુવાન ભાઈનુ જ લોહી તપે ને બ્હેનનો એક માત્ર આધાર બની રહે એવી બ્હેનની હોશ પોતાના વાનુડા વીરને સોને રૂપે મઢેલો જોવાની થાય પણ ભેળા ભાભજનોય ભાગ તો ખરો કેટલો?

" દરિયાના બેટમા સાઢડી ઝુકારો,
સાઢડીએ ચડી વીરા સોનુ મગાવો,
સોનાની વીરાને કાઠલી ઘડાવો,
વધે એટલી નાની વહુને નથડી ઘડાવો

દરિયાના બેટમાં સાઢડી ઝુકારો,
સાઢડીએ ચડી વીરા મશરૂ મગાવો,
મશરૂના વીરાને વાઘા સિવડાવો,
વધે એટલુ નાની વહુને કાપડુ સિવડાવો

દરિયાના બેટમા સાઢડી ઝુકારો,
સાઢડીએ ચડી વીરા રૂપુ મગાવો,
રૂપાનો વીરાને ત્રોડો ઘડાવો,
વધે એટલુ નાની વહુને ટુપિયો ઘડાવો"

ભાઈને અને ભાભજને સોનાથી મઢવાની હોંશવાળી નણદને

પોતાનેય હોંશ ઓછી તો નથી પણ લાડ તો ભાઈ–ભાભજને શણગાર્યા પછી જ થાયને ? બહેનમાને તો જોઈએ :

" સાવ રે સોનાની ચૂંદડી ને
ચોખલિયાળી ભાત્ય,
છેડલે સાચા તાર."

ભાઈને ઘેર પીંગળે બાળક ઝૂલે છે. ઝૂલતાં ઝૂલતાં દડબડ દોટું દેવા લાગે છે. ગામનાં છોકરાંને ગેડી રમતા જોઈને ગેડીદડાનો વાદ લે છે, ત્યારે કેવા ગેડીદડા જોઈએ ?

" સોના ગેડી ને રૂપા દડુલીઆ."

સોના-રૂપા સાથે વસ્રાલંકારોનાં વર્ણન પણ જોતા જજો. પારણાથી જ એની શરૂઆત થાય છે :

" સાવ રે સોનાનુ તારુ પારણિયું ને
સોનાની સળીએ 'કાન,
અતલસની તારે આંગડી ને
માથે નીલમની ટોપી,
માથે મેવાડાં મોળિયાં ને
કુંડળ ઝળકે કાન."

સાવ સોનાનુ પારણિયુ ખરુ પણ એનું કલાવિધાન તો જુઓ !

" ચાર પાયે ચાર પૂતળિયુ
ને મોરવાયે બે મોર."

કોડ તે કાંઈ ઓછા હતા ? દંપતી જીવનના ભાવો ભવ્ય સમૃદ્ધિમાં રાચતા જાય છે હીરા, માણેક, નીલમ, રતન, સોનાં, રૂપાં ·

" ખોયાં બનાવું બિનખાબનાં,
પારણાં રતન જડાવ."

ભાવોની આવી ભવ્યતામા માને બાળક ઉપર અનોધાં હેત ઊભરાય ને પોતાના બાળકમાં કૃષ્ણના બાળસ્વરૂપને જ કલ્પે. સોનાં રૂપાં ને રતનનાં પારણાંની અભિલાષી પ્રમદાઓના અભિલાષ એટલેથી થોડા સતોષાય ?

" અધમણ સોનું ને અધમણ રૂપુ,
તેની મને ટીલડી ઘડાવો જાદવરાય "

સોનું–રૂપુ તો ગાડે નાખીને લાવ્યા પણ એના અભિલાષમા સૌની અમી નજર હોવી જોઈએને ?

" કાકે કોરાવી ને મામે મઢાવી,
વીરે મારે હીરલે જડાવી "

નહિ તો એવી ટીલડી પહેરવાની હોંશ શી રીતે થાય ? એકલી ટીલડીથી થોડું રહે છે ? પછી બીજા વસ્ત્રોનુ શુ ?

" સવામણ સોનાનુ કાપડુ રે,
અધમણ રૂપાનાં ભરત ભરાયાં,
કાપડું ભરતભર્યું રે."

દોઢા જેટલા ડિલવાળી યુવતીઓને તો આવા પોણામે મણના કાપડાની કલ્પના પણ કરવાની નથી ગ્હેતીને ? સોના રૂપાના તારનું ગૂંથેલુ સોહામણું ભરત, એવા ભરતનું કાપડુ. જોણુ પણ મોળુ નહિ તો ! કાપડુ જ નહિ બાળકની ઝૂલડી પણ :

" સાવ સોનાની ઝૂલડી,
માંહી રૂપા કેરા ધાગા."

રંગમેળ અને રૂપમેળ સાથે ઘરની એક એક વસ્તુ ગૂથાતી આવે છે. અલકારોની એ રંગવિહીન કલ્પના ન હતી

સોહામણી રાતને ઝગડામાં જ ન વીતાવતાં વખત મળતાં દંપની ચોપાટની રંગભરી રમતે ચડતાં. એ ચોપાટ પણ–

" ઢાળ્યા ઢાળ્યા રૂપલા બાજોઠ,
સાવ રે સોનાના સોગઠાં."

આપણે શયનભુવનમાં પ્રવેશીએ છીએ ઢોલિયાનો મહિમા લોક જીવનમા જીવનના એક કોડ સમો છે

" વા'લા સાગ સીસમનો ઢોલિયો,
અમરા ડમરાના વાણ,
ત્યા કાંઈ અતલસનાં ઓશીકડાં,
ત્યા કાંઈ મશરૂની તળાયું રે,
ત્યા કાંઈ ગલવટ ગાલમશૂરિયાં,
ત્યા કાંઈ મૈરવના ઓછાડ"

દંપતી જીવનના પ્રસન્ન મધુર રંગો અહીં ઘુંટાઈ રહ્યા છે ગૃહ-જીવનની મધુરતાના બે ચરમ બિંદુ - એક ઢોલિયો ને બીજુ ઘોડિયુ આ ઢોલિયાનું પણ એક નાજુક નમણું નારીસ્વરૂપ છે એનું નામ ઢાલણી. કેવી એ ઢાલણી?

" સાવ રે સોનાની મારી ઢાલણી,
રંગે રૂપાના પાયા."

લોકકલ્પનાનું સૌંદર્ય અહીં સોળે કળાએ ખીલી ઊઠયું છે. કસુંબાની જેમ રંગ ઘૂંટાતો ઘૂંટાતો પ્રમત્ત બનીને ઊડે છે :

> " સોના વાટકડી રે  કેસર ઘોળ્યાં  વાલમજી,
> લીલો છે રંગનો છોડ, રંગમાં રોળ્યાં વાલમજી."

શી રંગોની રૂપસુંદર મિલાવટ કલ્પી છે ? શૃંગારને ય શોભાવ્યો છે. પણ ગૃહિણી એવી ભુકદિલ ન હતી કે—

> " તમે  સોનાની શરણાયે
> મોલ  પધારો  રાજ."

—એવું ગાઈને ભર્યા ભર્યા ભાવની નરી કુટુંબવત્સલતામાં જ રાચી રહે. જીવનની જેમ કલ્પનાનો સ્રોત પણ અસ્ખલિત ધારે વહ્યો આવે છે. એમનું પશુધન પણ એ રંગે રસાતુ આવે છે. જિવાતા જીવનનો જ અંશ :

> " સોના  શીંગડીએ  ને  રૂપલાની  ખરીએ
> હીરની  મોરીએ  હતી  રે–"

એવો રૂપાળી ગાવડીનાં મહો વલોવણ કાંઈ માટીના ઠીબકામાં ચોડાં થાય ? એ માટે તો—

> " સોનાની ગોળી ને રૂપાનો રવાયો–"

—જોઈએ. પરિશ્રમશીલ પ્રજા છે. એને પરિશ્રમ છોડીને સોના-રૂપામાં આળોટવું નથી. ભારા વાઢનારીને ભારા જ વાઢવા છે, પણ એના કોડ તો છે:

> " સાવ રે સોનાનું મારું દાતરડું ને
> હીરનો બ ધીઓ હાથ–"

લોકસમાજમાં આ સુવર્ણ અને રજત રંગનો મહિમા તો ઠેઠ સહજાનંદી સંપ્રદાયને પણ લાગ્યો. એ લોકધર્મ પણ રંગભર્યો. એનાં ભજને ભજને ભક્તિરસથી ભીંજાતા જઈએ :

> "સોનાની સાકળે નાંગર્યો રે હીંચકો
> હિંડોળો આંબાની ડાળ,
> રૂપા કડાં દોચાર વા'લો મારો
> હીચે હિંડોળો આંબાની ડાળ."

પછી તો સુશોભિત વસ્ત્રોનુ વર્ણન આવ્યા કરે છે. ભક્તિને ય શોભાવતો આ રગ વૈરાગ્ય સુધી ઊતરી આવ્યો છે. નાથ પથ જેવા અઘોર પંથના વસમા વૈરાગ્યનાં ગીતોને પણ લોકસમાજે પોતાના રસે રસેલ છે :

> "સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી,
> ગોપીચદ રાજા બેઠો ના'વા રે ભરથરી."

આ સોનલાવર્ણ-કચનવર્ણ ક્યાં ઉતાર્યો છે? રાજા ગોપીચદની કંચનવર્ણી કાયા ઉપર એ કચનવર્ણી કાયા ઉપર માના નિઃશ્વાસે સરતાં આંસુએ ગોપીચદને ભેખ લેવરાવ્યો. સમૃદ્ધિ, સસાર અને ઉગ્ર વૈરાગ્યની પરિસીમા બતાવના અહીં આ રગનું રૂપક યોજાયું છે

**રંગોની રમણીયતા**

આ રીતે શ્રુગાર અલકાર, રાચરચીલું, પશુધન અને ગીતોરૂપે વહેતો ઊર્મિપ્રવાહ નિરભ્ર આકાશની શુભ્ર ચાંદનીના રૂપેરી રગે અને ચળકતા પિત્તરણા ઘાસથી છવાયેલ સોનવરણી ધરતીના રગે રસાતો આવે છે એ રગ ભક્તિ અને વૈરાગ્યથી જ અટકયો નથી. એની ચરમ-સીમા તો હવે આવે છે લોકપ્રાણમાં કાવ્ય અને કલ્પનાનો જે સરળ પણ ઉચ્ચ ભાવ આ રગરૂપમાં પડ્યો છે તે એક વેદનાભર્યો, કરુણ, શોક-ગીતની એક જ પક્તિમાં પ્રગટ થાય છે:

> "સોનલાવરણી તે બાની ચે' બળે,
> રૂપલાવરણી ઊડે છે કાંઈ ધૂંસ."

કોઈ સાદું સીધું સ્વાભાવિક મૃત્યુ ન હતું પણ સંસારની વસમાઈએ વહોરેલું એ કરુણ–અતિકરુણ મૃત્યુ હતું એની વેદના પ્રગટ કરતું એ ગીત છે. છતાં લોકકલ્પનાએ મૃત્યુને પણ કેવું રમણીય ને વરદાયી બનાવ્યું છે ! છે તો સ્મશાનમાં બળતા શબની ધખતી ચિતા અને ડાઘુઓના સ્મશાનવૈરાગ્ય જેવા ઊડતા ધુમાડાના ગોટા જ. પણ લોકકલ્પનાએ મોતને ય મીઠું બનાવી દીધું સળગતી ચિતાને ય સોહામણી બનાવી 'સોનલાવરણી તે બાની ચેં' બળે, રૂપલાવરણી ઊડે છે કાંઈ ધૂસ.' લોકકલ્પનાએ સોનલા અને રૂપલા વર્ણના આવાં સોહામણાં સ્વરૂપો સર્જ્યાં છે.

### જીવનરસાયણના રંગો

આ રંગો લોકજીવનમાં કાંઈ આકસ્મિક નથી આવી પડયા. તેમ પ્રથમ દૃષ્ટિએ મોહક લાગતાં બજારમાંથી વહોરેલા પણ નથી. જીવનના ગૂઢતમ ભાવો સાથે આ રંગોનું રસાયણ થતું રહ્યું છે. ઋતુએ ઋતુના વસ્ત્રપરિધાનનો કોઈ યુગ આ ભૂમિ ઉપર આવેલો કે નહિ તે કહી શકાય તેવું નથી. પણ ઋતુ ઋતુના રંગો તો એણે ધારણ કર્યા જ છે પ્રસંગવૈવિધ્યે અને ભાવવૈવિધ્યે રંગોએ પણ વૈવિધ્ય ધારણ કર્યું છે

કેસરિયાં સામાન્ય રીતે રણમેદાનમાં કેસરિયા કરનારા જ પહેરે. પણ ફાગણના કેસૂડા ફૂલડે એ રંગછાંટણાં જરૂર સોહાય ત્યારે લગ્ન ધર્મના માંગલિક પ્રસંગે કંકુના રંગો જ વપરાય હનુમાન અને માતા જેવા દેવોને સિંદૂરિયા રંગ જ ચડે. દરેક પૂજા અર્ચનમાં લાલ રંગનું પાથરણું જ હોય. હનુમાનની ધજા લાલ જ હોય હનુમાનના સેવકોનો પહેરવેશ પણ લાલ. પણ પાનેતર તો સફેદ જ હોય. નિર્મળ, નિષ્કલંક અને કૌમાર્ય ભાવોનો એ સૌમ્ય પ્રસન્ન રંગ

### કસુંબલ રંગ

કસુંબલ રંગનું પણ એવું જ છે. કસુંબલ રંગ અને ગુલાલ રંગને ઘણી નજદીકની સગાઈ. કસુંબો મૂળ તો અફીણમાંથી આવ્યો. અફીણની

શરૂઆત એના ઘૂટેલા પાણી–કસૂંબાથી થઈ કે અફીણુનો કટકો જેને 'રાણુ' કહે છે એનાથી થઈ તેનો ઇતિહાસ નથી મળતો અફીણુનો મૂળ મુલક તો માળવા રજપૂતીની સાથેસાથ અફીણુનો ઇતિહાસ ચાલ્યો આવે છે એક કાળે તો સમસ્ત કાઠિયાવરણુમાં આ અફીણનું બધાણુ હતું ઘોડુ કાટામાં રહે એ કારણે ઘણી વાર ઘોડાને પણ તાસળીમાં ઘોળીને અફીણુ પાવામા આવતુ અને આપદટાણે વહુ-દીકરીઓ પણ આ અફીણુ ઘોળીને પીતી

ખરલમાં અફીણ ઘૂટાતુ હોય અને કસૂંબો તૈયાર થતો હોય એ ક્રિયા પણ જોવા જેવી છે જરા જરા પાણી નાખતા જાય, વળી ઘૂટતા જાય, ઘૂંટી ઘૂંટીને કપડાંની શેડઉતાર ગળણીમાં ગળતા જાય. જેવો ગૃહસ્થ કે રંગીલો માણુસ એવી અફીણુની વાટકી કોઈને સોનાની, કોઈને રૂપાની તો કોઈને પિત્તળની એક વાટકીમાં ગાળેલો કસૂંબો પાછો બીજી વાટકીમા ગળાય થોડી કટુ અને માદક સુગંધ ચોતરફ પ્રસરી રહે છેવટ વાટકીના કસૂંબાની અંજળિઓ ભરાય એકબીજાને અને છેવટ પોતાના દેવને રંગ દઈને કસૂંબા લેવાય કેવો એ કસૂંબો ને કેવો એ રંગ ? ચારણુ-બારોટો કસૂંબાનું વર્ણન કરતાં કહે છે, કે—

એ કસુંબાનો રંગ હતો કસુંબલ. ઉદાત્ત પ્રેમના, અપ્રતિમ શૌર્યના અને જેનો માયલો મરી જાય એવી ભક્તિના રંગને કસુંબલ રંગ ચડ્યો કહેવાતો. કસુંબલ રંગના સાળુ કે ઓઢણીઓ સ્ત્રીઓ પહેરે પણ પુરુષો તો માથાં મેલીને ફરી ઘર ન માંડવા સંસાર છોડી જાય એ જ કસુંબલ રંગનાં કપડાં પહેરી શકતા. કસુંબલ રંગની પાછળ આવા જીવનના રંગો ઘૂંટાયેલા છે.

**નીલઘન-મેઘવર્ણ**

વધુ એક મહિમાવંતો વર્ણ તે મેઘવર્ણ, ઘનશ્યામ, નીલઘન. એ તો રામ અને કૃષ્ણના રંગો. બે વિરોધી રંગોનો મેળ તો જુઓ ? કૃષ્ણ ઘનશ્યામ, નીલવર્ણ અને પહેરે પીળાં પીતાંબર માથે સુવર્ણાંકિત મોરપિચ્છનો નીલઘન પણ રૂપેરી ઝાંયનો ચળકતો મુકુટ.

> " લીલી ટોપી ને માથે મોર છે,
> એની મારો કાનો કાળજડાની કોર છે."

એ મેઘવર્ણ ઊતર્યો વરલાડાના વાઘામાં :

> " મેઘવરણા વાઘા વરરાજા,
> કેસર ભીનાં વરને છાંટણાં."

પછી તો :

> " સિંદૂરીવરણીના રે સૂરજ ઊગિયા,
> ચંપાવરણી કાંઈ ચાંદલિયે પ્રે વાસી."

કોણ કહે છે લોકજીવનમાં કાવ્ય નથી ? પ્રભાતના રંગોનો આટલો સુંદર ઉઠાવ માત્ર એક જ પંક્તિમાંથી આપી દેનાર લોકજીવનમાં સૌંદર્યપ્રેમ ઓછો નહિ હોય. 'સિંદૂરીવરણીના રે સૂરજ ઊગિયા.' ગીતનું ભાવમાધુર્ય ને છટા તો પ્રગટ કરે છે આ 'રે' અક્ષર. આ એક જ અક્ષરે સૂરજને અને એના સિંદૂરિયા રંગને લાડ લડાવ્યાં છે.

પછી કહે છે કે 'ચંપાવરણી કાંઈ ચાંદલિયે પ્રે વાસી.' સિંદૂરવરણો સૂરજ ખરો પણ ઉષા કેવી? ચંપાવરણી. પણ ના, દશ્યની મનોહારિતા તો હજી અધૂરી જ રહે છે. પ્રે વાસી–ચંપાવરણું પ્રભાત ઊગ્યું. એક બાજુ ઊગતા સૂરજનું અને બીજી બાજુ રાત રમી રમીને થાકે અલોપ થતા ઝાંખા રૂપેરી ચાંદલિયે 'પ્રે વાસી'. કેવું મધુર શબ્દસંયોજન છે!

ચાર મંગળ રંગો

છે તો એ પણ લગ્નગીત. આ લગ્નના સરંજામ અને લોકગીતોમાં રંગોની છાકમછોળ ઊડે છે. લગ્નના ચાર મંગળ રંગો : પીઠી ચોળવાથી બનેલુ ચંપકવરણું શરીર, કપાળે લાલ તિલક, આંખમાં કાજળ અને મુખમાં લીલુ તાંબુલ. લાલ, કાળો, લીલો અને ચંપકવરણો એ ચાર મંગળ રંગો સાથે ધોળો તો ખરો જ :

" પે'લું તે મંગળ વરતિયુ, સખી સામો દિયો શ્રીરામ,
ઘરમાં તે લીલું શું વખાણીએ, ઉત્તર દિયો વરરાજ.
લીલો પોપટ લીલી નાગરવેલ,
લીલી તે ચોરી, લીલા ચોરીના થંભ.
પીળાં પીતાંબર ધોતિયે, પીળી ચણાની દાળ,
પીળા વરરાજાના વાંકડા, પીળી કન્યાની ઝાલ.
રાતા તે રગત ચૂડલા, રાતા કન્યાના દાંત,
રાતાં તે વરરાજાનાં મોળિયાં, રાતા કંકુના થાળ.
ધોળા તે ધમળા, ધોળા તે ભાર કપાસ,
ધોળે તે ધોળી પૂવે ધોતિયાં, ધોળી બગલાની પાંખ.
કાળા તે ગેમર હાથીડા, કાળી તે કાજળ રેખ,
કાળાં તે કોયલડીનાં બચ્ચાં, કાળા મેઘમલાર."

**જીવનમંગલ**

વરરાજાનાં શરીર શ્વેત, સુંવાળાં ને ચળકતાં ચંપકવર્ણાં કેમ બન્યાં? પીઠી ચોળવાથી. શેની બને આ પીઠી?

> " મગ રે મનોરા પીઠડી દળાવો,
> હળદર ગાંઠીઓ, પીઠડી દળાવો."

એને વિલાયતના પિયર્સ સોપ–સાબુની જરૂર ન પડતી. મનોરા મગને થોડા શેકીને દળે, એમાં થોડા ઘઉં પણ ખરા એમાં થોડી હળદર, કાંકરી ગોળ અને મીઠું તેલ. આટલી વસ્તુની બનેલી પીઠી થોડા દિવસ ચોળવાથી કાયાનો રંગ ફરી જતો ચળકતો, સુંવાળો ને ચંપકવર્ણો બની જતો. લગન લેવાય પછી કંકોતરી તો લખાવી જોઈએ ને?

" લીલુડી લેખણ વાપરી, મશ, મરવો ને માંહી કપૂર."

કંકોતરી માથે કંકુ ને કેસરનાં છાંટણાં તો ખરાં જ, પણ એની શાહી મશની સાથે સુગંધી મરવો અને કપૂર મેળવેલી ભભકદાર. ત્યારે માંડવો તો મોંઘાં મૂલનો. ઘેર માંગલિક પ્રસંગ આવ્યાની ગામ બધાને ખબર દેતાં ચાર સાધનો: એક તો તોરણ, બીજો માંડવો, ત્રીજાં માંગલિક ગીતો અને ચોથુ ઢોલ અને શરણાઈ. કલાનો પ્રાણ લોકજીવનમાં કેવો પ્રફુલ્લિત થયો છે?

> " લીલાં છાણની ગાર કરાવો રે,
> ત્યાં કાંઈ કંકુના વાટા દેવરાવો રે,
> ત્યાં કાંઈ મોતીના ચોક પુરાવો રે,
> ત્યાં કાંઈ ઘીના દીવા અજવાળો રે,
> ત્યાં કાંઈ સોટાના બાજોઠ ઢાળો રે."

ગાર ખરી પણ લીલા છાણની. લીલા છાણની ગારથી ગારમાં સીલવા ઝાંઈ ઝેકે. એવી લીલી ગાર માથે કંકુના વાટા ચોકને સુશોભિત

બનાવતાં જાડાં રેખાંકનો એના ઉપર મોતીના ચોક એ મોતીના ચોકમાં ઘીના દીવા જેનો પ્રકાશ મૃદુ સુંવાળો, શુદ્ધ અને રમ્ય હોય છે અને પાસે સોટાના બાજોઠ કેવું સુશોભિત, સમૃદ્ધ આહ્‌લાદક ચિત્ર ? એ કલ્પના ન હતી, વાસ્તવિકતા હતી ગ્રામ્ય-અર્ધ જંગલી કહીને જેને એક દિવસ હસી કઢાતા તે લોકસમજનો આ સંસ્કાર છે માંડવડો રોપાવવો છે. દાદા પાસે એ માંડવડા માટે લાડકોડ થઈ રહ્યા છે માંડવડાના લાડ કરતાં કરતાં લોકકલ્પના વાસ્તવભૂ ઉપર જ મોહક શમણાં સેવ્યે જાય છે :

" મારા વાડામા દાદા લાંબી લાંબી કાતળી,
એવી રૂપાળી કાતળી દાદા માંડવડો રોપાવજો,
એવો રૂપાળો માંડવો દાદા વેરૂડી પથરાવજો,
એવી રૂપાળી વેરૂડી દાદા ઝીણું કરી દળાવજો,
એવો રૂપાળો લોટ દાદા લાડુડા વળાવજો,
એવા રૂપાળા લાડુ દાદા કોરી ગાગરમાં ભરજો,
એવી રૂપાળી ગાગર દાદા સૂરજ સામે મેલજો,
એવો રૂપાળો સૂરજ દાદા મોતીડે વધાવજો,
એવા રૂપાળાં મોતી દાદા હારડિયુ પ્રોરાવજો,
એવી રૂપાળી હારડી દાદા બેનીને સોહાવજો,
એવા રૂપાળી બેન દાદા સાસરિયે વળાવજો."

**ચૂંદડીના રંગો અને ભાત**

નમણી નદીનું રૂપાળુ વહેણુ વહ્યુ આવતુ હોય એવી લગ્નપ્રસંગની ભાવના અને મોહક કલ્પનામાંથી નિર્મળ વહેણ સમુ ગીત વહ્યુ આવે છે કલ્પના અને ભાવના દોઢે વળતી આવે છે નિખાલસ મનોભાવનું આભલા જેવુ પ્રતિબિંબ એમાં પડતુ આવે છે મંડપ રોપાવ્યા, બાજોઠ ઢળાવ્યા કન્યા પધરાવવાનો સમય થયો છે અલંકાર સજાવતી સાહેલીઓ હજી કોડભરી કન્યાને છોડતી નથી. જાણે કે જીવનભરના ઉમંગો એક

ચામટા સજાવી રહી છે. હાથની બન્ને હથેળી અને પગની બન્ને પાનીમાં કંકુના ચોખંડાં ખાનાં પાડે છે. એક એક ખાનામાં એક એક ચાંદલો ચોડે છે. લલાટથી લમણા સુધી કંકુની પીળ તાણે છે. એ પીળ ઉપર હાથીની સૂંઢ આકારે બન્ને નેણ ઉપરથી ઢળીને ગાલ સુધી આવતા સતારા ચોડે છે. મલકે છે ત્યારે પોથી અને મજીઠથી રંગેલ બત્રીસે દાંતની કસુંબલ ઝાંય પડતી આવે છે. શ્વેત સુંદર પાનેતર ઉપર નવરંગ ચૂંદડી ઓઢાડી રહેલ છે. કેવી એ ચૂંદડી ?

" મારા નખના પરવાળા જેવી ચૂંદડી,
મારી ચૂંદડીનો રંગ રાતો હો ચૂંદડી,
ઓઢાને સાહેબજાદી ચૂંદડી."

મેલી નખમાં સમાય અને ઉડાડી આભમાં જાય. આ રૂપક કોમલાંગીઓ માટે પણ વપરાય છે. સ્ત્રીઓના પહેરવેશમાં ચૂંદડીનું અપરૂપ સ્થાન છે. વસ્ત્રવિદ્યામાં સૌથી વિશેષ કલા ઠલવાણી હોય તો તે આ ચૂંદડીમાં. ચૂંદડીઓનો ઉદ્યોગ સૌરાષ્ટ્રમાં સૈકાઓજૂનો છે. આજે ય સૌરાષ્ટ્રની ચૂંદડી પોતાનું સ્થાન જાળવી રહી છે. વરવધૂના સમુલ્લાસ સમી આ ચૂંદડીમાં જીવનની નવરંગી ભાત્ય ઊઠી છે. ચૂંદડીએ મેઘધનુષ્યના રંગો ઝીલ્યા છે, ઉષા ને સંધ્યાના રંગો ઝીલ્યા છે, તારલિયાનાં તેજ ઝીલ્યાં છે. અરે આભનાં આભલાંએ જાણે કે ચૂંદડીમાં આવીને ઉતારા કર્યા છે.

બાંધણીનો ઉદ્યોગ તો સૌરાષ્ટ્રનો આગવો ઉદ્યોગ છે ભારતભરમાં બાંધણી બે જ ઠેકાણે બને છે: એક તો રાજસ્થાનના જયપુરમાં અને બીજી સૌરાષ્ટ્રમાં—ખાસ કરીને જામનગરમાં. જયપુરની બેનમૂન બાંધણીને ટક્કર મારે એવી બાંધણી જામનગરમાં થાય છે.

" નવાનગરથી ચોળ ચૂંદડી વાપરી,
આવી રે અમારલે દેશ વોરો રે દાદા ચૂંદડી.

ચૂંદડિયુને ચારે છેડે ઘૂઘરી,
વચમાં તે આળેખ્યા ઝીણા મોર,
સંકેલુ તો ઘમકે રૂડી ઘૂઘરી,
ઉખેડું ત્યાં ટહુકે ઝીણા મોર."

અને આ ચૂંદડીમાં કેવી કેવી ભાત્ય ? મોરની, પોપટની, કોથમીર ભાત, ચોખલિયાળી ભાત, કીડિયા ભાત, મોરલા, ભાત કેવા એ વેરિયાં ?

" મારા લેરિયાની લાગી લૂંટાલૂંટ રે,
નણદલ માગે લેરિયું રે"

એ જ રીતે સુગંધી વસાણામાંથી તૈયાર કરેલ પાંદડીનો ભૂકો પણ કપડાંમાં ભરીને જાળવી રાખતાં. આ પાંદડીની મહેક પણ મહિનાઓ સુધી ટકતી.

સોનેરી અને રૂપેરી જરીના પહોળા પટાના ઝબકતા પાલવની કસૂંબલ ચૂંદડી :

" ચૂંદલડીમાં કાળી કસૂંબલ ભાત,
ચૂંદલડીમાં રાતી કસૂંબલ ભાત. "

·એવી સોંઘા અને પાંદડીની મહેકથી મહેકની બાંધણીની નવરંગી ચૂંદડીને એકલી ભાળીને જ ઘેર પાછા ફરેલા જોગનવતા રજપૂતને આવા થવાના વૈરાગ ઊપડયા હશેને ?

" એના બચકામાં કોરી બાંધણી રે,
એની બાંધણી દેખીને બાવો થાઉં રે,
ગોઝારણ મા ! નેવે તે નવરંગ ચૂંદડી રે. "

આવી રંગભરી, રસભરી, સુગંધભરી ચૂંદડી તો કંકુની જેમ સૌભાગ્યના શણગાર સમી છે ચૂંદડી વગરના શણગાર અધૂરા ગણાય અને ચૂંદડીનાં પરિધાન ઉન્મુક્ત ઊર્મિઓને વહાવે ચૂંદડી તો નારી-હૃદયના શૃંગારની ચેતના સમી હતી. ગરબેલી પ્રમદાની મેડીએ બેઠાં બેઠાં વાટ જોઈ જોઈને કોડભર્યો પિયુ થાકે, છાનાં છાનાં કહેણુ મોકલે, પણ રાસડે ઘૂમતી પ્રિયતમાને તો ચાંદની રાતના રાસનૃત્યનો રંગ ચડી ગયો હોય. આવે જ નહિ, આવે જ નહિ, અને રાસના મસ્તીભર્યાં વેણુ પિયુની છાતીએ વેણુ બનીને વાગે. પછી તો સ્વાર થઈને ઘોડે ચડીને ચાલી નીકળે. રાસઘેલી પ્રમદાને ખબર પડતાં ભાન ઠેકાણે આવે, ઘોડાની લગામ ઝાલીને રોકવા પ્રયત્ન કરે. હજી તો ઘણુ ઘણુ વહોરવુ છે એમાં સૌથી મુશ્કેલ તો છે મોંઘા મૂલની ચૂંદડી વહોરવાનુ એ ચૂંદડી તો પિયુ વગર કેમ કરીને વહોરાય ? એના રંગ, રૂપ ને સુગંધમાં યે સ્નેહના સંગમ થવાં જોઈએને !

" મારે સાયબા ચૂદલડીની હોંશ,
ચૂદડલી મોંઘાં મૂલની રે;
રિયો રિયો આજુની રાત,
ચૂંદડી તમે મૂલવરો રે. "

કુલવધૂઓના જીવનમાં ચૂદડીનું આવું મોઘું સ્થાન હતું. લોકજીવનની કલા નૈસર્ગિક હતી એને શીલનું–લજ્જા મર્યાદાનું ઢાકણ હતું. એ કલા કોઈ મુક્તાચારી કે સ્વચ્છંદી ન હતી સત્વશીલ જીવનની કલા જીવનને અને સમાજને પણ સુદર અને સત્વશીલ બનાવે.

**અલંકારોનો સંસ્કાર**

આપણે રૂપની સાથે વસ્ત્રો અને એના રંગો, રંગોની અપરૂપ મિલાવટ અને એવાં રંગીન વસ્ત્રોમાંથી ઊઠતી ભાતની પણ ચર્ચા કરી. સાથોસાથ અલંકારોનું વર્ણન પણ આવતું જાય છે જેમકે પગમાં સોના કે રૂપાના ત્રોડા, ગળાના હુંપિયા, નાકની નથડી, કંઠની કાંઠલી, કાનનાં કુંડળ, કપાળની ટીનડી, હાથની ચૂડી, ચૂડલા વગેરે અલંકારોમાં સૌભાગ્યચિહ્નો સમા અલંકારો રોજિંદા પહેરવેશમાં રહે છે, બાકીના વારતહેવારે. અલંકારોનો વિષય એક આખું જુદું પુસ્તક માગી લે છે. એના આકારો અને નામોનો ઇતિહાસ ઘણો રસિક વિષય છે

કેટલાક અલંકારો કાઠિયાવાડમાં સામાન્ય છે જેવા કે પગનાં કડલાં આ કડલાં બે શેરથી માંડીને પાંચ પાંચ શેરનાં હતાં. આજે તો પાંચ પાંચ શેરના કડલાં પહેરીને ધમકે ચાલતી નારીઓની કલ્પના જ કરવાની રહે છે એ જ રીતે પગમાં રૂપાના ઘૂઘરા પહેરે. જ્યારે કાંબિયું તો હજીયે પહેરાય છે કાંબિયું રૂપાની પહેરે ને સોનાની પણ પહેરે. ત્યારે હાથમાં ગુજરી, બેરખા ને બાજરિયાં પહેરાય ગળામાં સોનાની ઝરમરનો ચાલ વિશેષ. ઝરમરમાં પણ ઘણા ઘણા આકાર. એમાની એક પઠાણી ઝરમર ને બીજી શિવનકી ઝરમર. ઝરમરના ઘાટ બહુ સુંદર હોય છે નાકમાં નથડી, કાનમાં ઠોળિયાં, ફૂલ, કોકરવા વગેરે એ ઉપરાંત

છાપિયાં, સરલ, ચુડ, ઝૂમણાં વગેરે વગેરે. ગળામાં હાંસડી, હાગડી, હાણિયા, ટુંપિયા, ગંઠા, ઝાલ, પાગ, માદળિયાં, પરવાળાની માળા, મગમાળા, મોહનમાળા, ચંપાહાર, ફૂલહાર, ચંદનહાર, કંઠી, કાંઠલી વગેરે પહેરે. જ્યારે કાનમાં ઠોળિયાં, વેળિયાં, વેડલા, ફૂલ, કાંપ, વેળ, પાંદડા, પાંદડી, નખલી વગેરે પહેરે. જ્યારે હાથમાં ભરવાડણો રૂપાના ધારદાર કડિયા પહેરે ભરવાડો કડાં પહેરે. આંગળિયુમાંવિંટ, વીંટી, કરડા વગેરે પહેરે. પગમાં ઝાંઝર, સાંકળાં, બેડી વગેરે પહેરે. જેમ ગળામાં ઝરમર તેમ પગમાં ઝાંઝરનો મહિમા પણ ઘણો. બધા જ કાંઈ ધારે ત્યારે ઘરેણાં ન ઘડાવી શકે ઘરેણાં ઘડાવવાના નિસામણાં મનામણાં થાય. કેટલીક વાર તો ઘર તણાઈ રહે. ઝઘડા પણ થાય. ત્યારે ધાર્યું ઘરેણું ઘડાવી શકાય. પછી એ ઘરેણું તો મોંઘાં મૂલનું જ બને ને? જાણે કે બાદશાહત બધી ઘેર વળી હોય એમ લાગે. એ ઘરેણું પહેરનાં ઠરસો તન ભેગો મનનોય આવે. કેવું અણમૂલું એ ઘરેણું હોય?

" આવ્યું અલક મલકનું ઝાંઝરડું,
મને વીરાએ પગમાં પહેરાવ્યું,
એને પડખે સરખી સરિતા,
એને ઝમકે સરખા તારલિયા.

ઝાંઝર પે'રી પાણીડાં જઈ'તી,
કૂવા ઉપર સરખી સાહેલડી,
કૂવા ઉપર ઝમકે તારલિયા,
એ ઝાંઝરડું રાજાએ માગ્યું.

એ ઝાંઝરડું રાણીએ માગ્યું,
તોયે વીરાએ ન દેવા દીધું,
આવ્યું અલક મલકનું ઝાંઝરડું."

ગીતમાં કેટલીક ધ્વનિઓ માલૂમ પડે છે. જે રિધનિમાં મળ્યું છે

નાક પરમાણે નથડી કેસરિયા લાલ,
ટીલડીએ લીધો વાદ—રામને કહેજો રે૦
કેડ પરમાણે ઘાઘરો કેસરિયા લાલ,
ઓઢણીએ લીધેલ વાદ—રામને કહેજો રે૦
કાંડા પરમાણે કડલાં કેસરિયા લાલ,
પોંચીએ લીધેલ વાદ—રામને કહેજો રે૦
પગ પરમાણે ઝાંઝરી કેસરિયા લાલ,

પોષાક કરતા વધુ સુદર જેમ શ્રમમાં તેમ યુદ્ધમાં પણ શોભીતો અને સરળ આ પહેરવેશ કાંટા ઝાંખરાથી બચાવે, માથે તલવારનો પહેલો ઘા પડે ત્યાં સુધી તો વળદાર પાઘડીના પહેના આંટા જ વેતરાય લાકડી-ઓના ઘા પાઘડી સહેનાઈથી ઝીલે આગળના વખતમા યુદ્ધે ચડતાં પાઘડીની અદર માથાને બધબેસતી તાસળી રાખવામા આવતી જેથી માથાનો બચાવ થઈ શકે એવી પાઘડીઓ સૌરાષ્ટ્રમાં પણ પ્રદેશે પ્રદેશે જુદા જુદા રગરૂપની મોરબીનો ચક્કર ઘાટ, ગોંડલની ચાંચવાળી, જામનગરની ઊભા ઘાટની પ્રતાપી એવી જામશાહી, મેરની પટાદાર કપાળે છાજતી રચતી, ભરવાડની ગોળ ને આંટિયાળી ભરવાડો ભોજપરાં બાંધે છેડા લાલ હોય ત્યારે કોળીઓનો લાલ અને સફેદ ઝાલાવાડની આંટિયાળી કાળી ટીપકી-વાળી એમ સોરઠ, ઘેડ, બરડો, હાલાર, ઝાલાવાડ, મજુકાંઠો, ગોહિલ વાડ, બાબરીઆવાડ, ઓખામડળ—એમ પ્રદેશે પ્રદેશે ઘાટ જુદા જુદા દરેક પાઘડી વળદાર, પેચદાર, છટાદાર ને દમામદાર તો ખરી જ સૌરાષ્ટ્રમાં પાઘડીઓનો રુઆબ ભાળીને પડિત જવાહરલાલ પણ ખુશ થઈ ગયેલા પાઘડી મરદને અરમાન અને ઓપ બન્ને આપે છે

**મરદાનગીને મોકળાશ આપે**

સાફા મુસલમાન યુગથી શરૂ થયા રાજકર્તાઓમાં એનુ ચલણ વિશેષ થયુ પછી તો રજવાડામાં કામ કરનારાઓ પણ સાફા ઉપર ઊતર્યા. સાફા થોડા આછકલા લાગે છે પાઘડીમા જે ગૌરવ છે તે સાફામાં નથી સૌરાષ્ટ્રના એકમ સુધી ઘણાં રજવાડાઓએ પોતાના પ્રદેશની પાઘડીઓનો ઘાટ જાળવી રાખેલ. કેટલાકે કૃત્રિમ રીતે તો કેટલાકે પોતાના રજવાડાંનું જુદુ વ્યક્તિત્વ જાળવવા માટે પાઘડીનો અને સાફાનો એ કૃત્રિમ સસ્કાર ન ટક્યો અસલ જ્યાં હતો ત્યાં તો આજેય ટકી રહ્યો છે પાઘડીના અસલી ઘાટ પણ ટકી રહ્યા છે આની પાઘડિયુ, એવા કલાત્મક એના ઘાટ, એના મરોડ મનક આખામાં નથી એક માત્ર સૌરાષ્ટ્રમાં જ છે પજાબમાં પાઘડી ખરી પણ એનો પેચદાર એક જ ઘાટ એ જ રીતે પઠાણોમા પણ ખરી એનો પણ એક જ ઠાઠ અને

એક જ રુઆબ. બાકી તો બધા ધમાલા. રાજસ્થાન, માળવા અને મહારાષ્ટ્રની પાઘડીઓમાં પણ એક ઠાઠ ખરો, પણ કલાત્મક વિવિધતા ન મળે. પાઘડી ઉપરથી કોમને પરખાય, એના સંસ્કારને પરખાય, એની રૂઢિઓને અને એના ખમીરને પરખાય એવી પાઘડીઓ તો એક સૌરાષ્ટ્રમાં જ. વૃદ્ધોને વધુ ગરવાઈ અર્પે, જુવાનોના જોબનને અને મરદાનગીને પણ ઓપ આપે.

સ્ત્રીઓનો પહેરવેશ જેમ એના મસ્ત લાવણ્યને મોકળાશ આપે તેમ પુરુષોનો પહેરવેશ એના પાડીલા દેહ અને મરદાનગીને મોકળાશ આપે. જુવાનડા પાઘડિયું માથે પણ શીર્માં છોગલાં રાખે. છોગલાં સાથે ગેરૂ પણ રાખે પોતાના રૂપમાં મસ્ત એવી મિજાજી નવવધૂને એવો જ મિજાજી પિયુ મળ્યો. એકને પોતાના આછા સાળુનું અભિમાન, બીજાને પોતાના છોગલાનું અભિમાન :

" તમે આછાં ઓઢીને ગોરી ઓઢણાં,
મારા છોગલાને છાંયે ચાલી આવ. "

રોફ તે કાંઈ થોડો રહેતો! 'છોગલાને છાંયે ચાલી આવ' લોકકવિએ કમાલ કરી છે ને!

ચૂડીવાળા ચોરણા કણબી પહેરે, બીજી કોમો પણ પહેરે છે જ્યારે ભરવાડ, રબારી, કોળી, વાઘરી વગેરે ત્રણ ત્રણ કોરણાવાળી ચોરણી પહેરે પગના માડાથી ઢીંચણ સુધી ચપોચપ હોય એટલે પહેરવામાં અને કાઢવામાં મુશ્કેલી ન પડે એ માટે છેડાનો ભાગ ખોલેલો રાખે, એને ત્રણ ઝીણાં ગોળ લૂગડાનાં બુતાન રાખે જેથી કાંઈ ચપોચપ ભીડાઈ જાય ઢીંચણથી કેડ સુધી ઝોળ હોય આ ઝોળને કારણે કામ કરતાં કરતા કેડથી પગ સુધીના અંગોને ગમે તેમ તોળે તો પણ કપડુ તણાય નહિ, ખેડૂતોમાં પણ વાંધો ન આવે ઢીંચણથી કેડ સુધીના ઘેર જુદા જુદા પ્રદેશમા અને જુદી જુદી કોમોમાં જુદા જુદા હોય છે એથી ચોરણાના ઘાટ પણ જુદા જ લાગે સોરઠના આયરોના ચોરણા નાવિકોના પોષાક જેવા લાગે જ્યારે ભરવાડ, રબારી વગેરેના ઘેર બાંધેલા શઢ જેવા લાગે કોઈ સાડાત્રણ પાટો ચોરણો પહેરે, કોઈ ત્રણ પાટો પહેરે, કોઈ અઢી પાટો પહેરે

**કલાત્મક કેડિયા**

ચારણા જેમ કામમા સગવડભર્યો પોષાક તેમ કેડિયાં પણ કામમા ઘણાં સગવડભર્યાં હાથના કાંડાથી ચપોચપ ચૂડીવાળા કાંડાથી ખભા સુધી સહેજ ઢીલા પણ સિલાઈ એવી કે કાંડાથી ખભા સુધીનો ઘાટ ઊપસી આવે છાતીના પાસાં અને વાંસાના પડખાં ભીડેલાં, ડબલ છાતીના કસુવાળા, જેથી ઢીલુ કે સખત કરી શકાય કામ કરતી વખતે વારવાર વાંકા વળવુ એટલે કેડથી પોષાક લાંબો હોય કે ભીડેલો હોય તો છૂટથી કામ ન થઈ શકે કામ કરતાં શ્વાસ ચડે અને પરસેવો પણ વળે ત્યારે છાતી ભિડાયેલી હોય તેથી છાતીનુ રક્ષણ થાય અને કેડથી છૂટો પોષાક હોય તેથી થોડી થોડી હવાને કારણે પરસેવો સુકાતો જાય બાફ ન થાય એથી કેડમાં તાકાત રહે, સીનામાં જોર રહે કેડિયાની કળાને બાજુએ રાખીને જોઈએ તો પણ કેડિયાંનો છાતી નીચેનો ફરતો ઘેર છાતીથી કેડ સુધી શરીરનું રક્ષણ કરવા ઉપરાંત અંગને વાળવામાં ક્યાંય આડો આવતો નથી આ રીતે ચોરણા અને કેડિયાં પરિશ્રમશીલ માણસો માટે

પોષાક છે. ઠંડીથી રક્ષણ આપે, ગરમીથી રક્ષણ આપે અને વર્ષાઋતુમાં ભીંજાવા છતાં લદબદ ન થાય. પાણીના પ્રવાહ વચ્ચેથી પસાર થતાં ચોરણામાં પાણી ભરાતું નથી કે પાટલૂન કે લેંઘાની જેમ પાયચા પાણીથી ભીંજાઈને પગમાં ભરાતા કે ભટકાતા નથી. કોટ, પાટલૂન અને લેંઘા એ કોથળા જેવા પોષાક છે. ઠંડીથી રક્ષણ કરવામાં લેંઘો તો સાવ નકામો. ત્યારે કોટ પાટલૂનમાં માથે પણ કંઈક કટકા ચડાવવા પડે. ધોતી સુંદર ને સગવડભર્યો પોષાક છે પણ ચોરણા જેવો તો નહિ જ. ધોતી સારી રીતે પહેરી હોય તો શોભીતી લાગે છે. ત્યારે નવા નીકળેલા ધોતીજામાએ તો કલાને કુહાડે મારી છે; નહિ ધોતિયામાં, નહિ જામામાં ને નહિ ચોરણા કે સુરવાળમાં. કોઈ ઘાટઘૂટ નહિ.

**પહેરવેશની કલાત્મકતા**

ચોરણા અને કેડિયાં સગવડ અને સ્વાસ્થ્યની દષ્ટિએ ઉત્તમ પોષાક છે તેમ કલાદષ્ટિએ અત્યુત્તમ છે. ખાસ કરીને રાસ-ગરબીમાં શરીરના તમામ અંગભંગને ઉપસાવે અને ચપળતાને મોકળાશ આપે. રાસમાં હોય લેતાં કેડિયાનો ઘેર ઝૂલતો આવે અને ફૂદરડી મારતાં મોરપીંછની જેમ ગોળ પંખાના આકારો ઉપસાવે. આ કેડિયામાં દરજી પોતાની કંઈક કઈક કળાઓ ઠાલવે છે મોળિયે લાલ લીલી ઝીણી મગજી મૂકે, કાંઠલે લાલ લીલા દોરાની વેલ ભરે, કાંઠલા લાલ લીલા પણ મૂકે. પીઠમાં કેરીની ભાત ઉપાડે, લાલ લીલા ફૂલ ભરે અને ખભાને ઘાટ આપતી બીજ આકારની સિલાઈ કરે એવાં કેડિયાંની સિલાઈ જ માત્ર પાંચ પાંચ રૂપિયા ખાઈ જાય. ભરવાડનાં છોકરાં જે રંગીન કેડિયાં પહેરે છે એ તો લોકોની કલાદષ્ટિના ઉત્તમ નમૂનારૂપ હોય છે. લાલ લીલાં કેડિયાં, એમાં રંગરંગીન લીલી પીળી ભાત ઉપાડે, રૂપેરી દોરાથી કેડિયાના એક એક ભાગને ઓપાવે.

ચોરણા માથે ભેટ બંધાય. બગસરાની ગરેડી કોરની પછેડીની ભેટ. અસલમાં તો આ ભેટ જમૈયા, કટાર, બરછી ને તલવાર વગેરે ખોસવા માટે બંધાતી. એમાંથી ભેટ એ પોષાકનો ભાગ બની ગયો. રાજદરબારનો

અને રાણીવાસનો લાજમલાજો બની ગયો પણ ભેટથી આદમી ભારી રૂડો લાગે છે. ખેસ વગરનો પોશાક તો અધૂરો જ લાગે ખેસ અનેક ઉપયોગમાં આવે છે. ઉપવસ્ત્ર સમો આ ખેસ ડાયરાનું આસન બીછવા ઉપયોગી, યુદ્ધમાં અંગ વેતરાયાં હોય ત્યાં ખેસ બાંધીને અંતરડાંનો ઢગલો થતો બચાવી દેહ સ્મશાનભૂમિ સુધી પહોંચાડે, મોહરિયાં ન હોય તો ટાઢમાં મોઢે ને માથે વીંટવા ઉપયોગી, જરૂર પડ્યે ચીજવસ્તુ લાવવામાં ખપ આવે અને અંગની શોભા તો ખરી જ. ખેસની શોભા તો ગજ-વાડાઓમાં બહુ વીકસેલી. ખેસ પોશાકનું ઉપયોગી અંગ અને હાજર સાધન.

## સૌંદર્ય અને શોભા

આગળ તો મૂછોના લાંબા કાતરા રખાતા ને દાઢી પણ રખાતી. એ કાતરા પણ વળદાર. જેવા તેવાથી કાતરા રખાય પણ નહિ. જે પગ-પાળો પ્રવાસ ન ખેડે, અડવાણા પગે ન ફરે, પારોઠાં પગલાં ન ભરે, મહેમાનગતમાં મોટપ ગણે અને ખડિયે ખાંપણ લઈ ને ફરે એવો આદમી જ કાતરા રાખી શકે. એવા લાંબા કાતરા અને દાઢીના પલ્લા બાંધવા માટે સાદાં ને આભલે જડેલ મોહરિયાં વપરાતાં. આજે ય ક્યાંક ક્યાંક વપરાય છે.

એવા કદાવર, પડછંદ, પાતળા, પ્રતાપી ડીંખળ, કરડા, સુરેખ અને સ્નાયુબદ્ધ, મરોડદાર મૂછોવાળા, ચોભાળા, દાઢિવાળા અને ધાટીલી મુખા-કૃતિવાળા માનવીઓ સોરઠી પધડિયુ, ચોરણા, કેડિયાં ને ભેટમાં બહુ શોભતાં. આજે ય એ સંસ્કાર કેટલેક અંશે જળવાઈ રહ્યો છે. એ પહેર-વેશમાં જુવાનડા શોભે છે એવા ઓપ પોશાકમાં શોભતા નથી. જગાદ પગતી એવી ત્રણ ત્રણ કોન્ણાની પાણકોરાની ઘેરદાર ચોરણિયુ, ઢીંચણ સુધી ઢળકતી ફૂમતિયાળી નાડિયુ, ધોળાં બાસ્તા જેવાં પાસાબંધી કેડિયા, કેડિયાની કસે ઘૂઘરીવાળા રૂપાના ચાંપિયા, કાળી ને રાતી કોરવાળી બગસરાની પછેડીની કસોકસ ભેટ, માથે નવરંગી આંટિવાળી પાઘડી, કોઈ અણિયાળી આંખોવાળા, કોઈ પાતળિયા, કોઈ કંકુવર્ણા ને કોઈ

કદાવર એવા ફૂટડા જુવાનને મોઢે શોભતી મૂછોની ઝીણી ઝીણી કાતરિયું, પગમાં પાંચ શેર પાંચ શેરના પગરખા પણ રંગબેરંગી ફૂમતાં અને ફૂદડીઓથી શોભીતા, બગલમાં પિત્તળના તાર ચામડાથી મઢેલી ઘૂઘરિયાળી ને લાંબી એવી લચક લેતી રૂપાળી લાકડીઓ અને હાથમાં ફૂમતિયાળા બબ્બે પાવા પાવા એ તો મોરલીધરનો સરકાર :

" વેંત ભરીને એક વાંસનો કટકો,
તેની વા'લે મોરલી ઘડાવી.
ગોકુળ ઘડાવી વા'લે મથુરાં રંગાવી,
ફરતી તે હીરલે જડાવી."

વાંસના કટકાની ખરી, પણ કેવો એ વાંસ ?

" લીલુડા વાંસની વાંસળી રે,
મારે જાનમાં વાગતી જાય."

એ તો થયા જોમનના પહેરવેશ રજપૂતીએ એમાં વિશેષ રૂપ ભર્યાં છે

" કેડે કટારાં વાંકડાં રે, ભાઈને મઢેલી તલવાર,
માથે મેવાડા મોળિયાં, ભાઈને ખભે ખાંતીલો ખેસ,
બાંયે બાજુબંધ બેરખા રે, ભાઈને દસે આંગળીએ વેઢ,
પગે રાઠોડી મોજડી રે, ભાઈની ચટકંતી ચાલ."

કાટિયાવરણમાં તેર તાસળી ભળે. એટલે કે ટીલી એવી તેર તેર કોમોમાં દીકરી-વહેવાર ન હોય તો પણ એક જ ભાણે વહેવાર આ રંગીની કોમો ઉપરાંત મુસલમાન પણ ભારે રંગીની કોમ. કોઈ રાજા, બાદશાહ કે નવાબની વાત આ નથી. મુસલમાન સ્વભાવથી જ રંગીલો. હવે એના પોષાક જુઓ :

"પાસાબંધી કેડિયું આમદ, પાસાબંધી કેડિયું,
બારે બખિયા ને છોય મોરલા રે એમદીઆ.
ખિનખાબની ચોરણી એમદ, ખિનખાબની ચોરણી,
પાનીએ ઢળકતાં તારાં ફૂમતાં રે એમદીઆ.
મધરાસી બાંધમાં એમદ, મધરાસી બાંધમાં,
મધરાસી બાંધીને છોગાં મેલમાં એમદીઆ."

ઘરખોરડાનાં સ્વરૂપ

લોકકલા એ જીવનવ્યાપ્ત કલા છે. લોકજીવનના કલાવિધાયક આત્માએ જીવનના સમગ્ર વ્યવહારને કલાવિભૂષિત બનાવેલ છે. એથી સૌંદર્યનો સંસ્કાર ગૃહે ગૃહે ઊતર્યો એટલે અભણ લાગતા લોકોના જીવનમાં પણ આ સંસ્કાર એક સરખો માલૂમ પડે છે. સામાન્ય ગૃહજીવનનું એક માધ્યમ હતું. એ બહુ મહત્ત્વાકાંક્ષી નહોતું તેમજ બહુ નિરાશાજનક પણ નહોતું. માટી અને ઘાસનાં ખોરડાંમાંથી વધી વધીને ઈંટ સુધી એ ગયું. ગામડામાં જેને મેડી-મોલાત કહે છે તે પણ કોઈ રંગમહાલયનો ખ્યાલ નથી, એમાં પણ ખ્યાલ તો સુખી ગૃહજીવનનો જ છે :

"જી રે ઈંટ પડે ને ઘર નીપજે,
નીપજે નીપજે રે રૂડો મેડીનો મેલ.
જી રે મેડીનું માંડણ ઓરડો,
ઓરડાનું માંડણ રૂડી પરસાળ.
જી રે પરસાળનું માંડણ પારણું,
પારણાનું માંડણ રૂડો પુત્ર
જી રે મેડીનું માંડણ ઢોલિયો,
ઢોલિયાનું માંડણ રૂડો કંથ.

જી રે પુરુષનું માંડણ પાઘડી,
પાઘડીનું માંડણ રૂડું ફૂલ.
જી રે અસ્ત્રીનું માંડણ રૂડી કાંચળી,
કાચળીનું માડણ રૂડો હાર."

આ છે સુખી ને સંતોષી ગૃહજીવનનું એક સુરેખ ચિત્ર. એમાં નથી કોઈની જમીન વાળી લેવાની બુભુક્ષા કે નથી કોઈના સોના રૂપાના મહેલ સામેનો તેજોદ્વેષ બહુ બહુ તો પાકી ઈંટોનું ઘર મોટે ભાગે તો કાચી ઈંટોનાં જ ગારવાળાં ઘર આગળના ભાગમાં ડેલી, જ્યાં પુરુષોની અને મહેમાનોની બેઠકઊઠક રહે ડેલી કેવી? ધતૂરાના ફૂલ જેવી ઊજળી ને સુઘડ ડેલીની બન્ને બાજુ છાબઘ ઝગારા મારતી ચોપાટ એ ચોપાટ ઉપર હિંગળે કિયા ઢોલિયા, કોતરણીવાળાં પણ ગઢ જેવાં મજબૂત એનાં કમાડ, ડેલીની થાંભલિયું રૂડી રીતે કડારેની, જાળિયાં ને ગોખલા પણ રૂડી રીતે કોરેલાં

**ઓસરીના શણગાર**

ડેલીમાંથી આગળ વધીએ એટલે વિશાળ ફળિયુ ફળિયામાં લીમડા અને પીપળાનાં ઘટાદાર વૃક્ષો, તુલસીનો ક્યારો, જાઈ જૂઈ કે ચમેલીની એકબે વેલ પછી આવે રમાણ અંદરના ભાગે એક ઓસરીએ ઓતરાદા બે ઓરડા સારુ ઘર હોય તો અરીસા જેવા ઝગારા મારતા છાબઘ ઓરડા નહિ તો છીંકુ આવે એવી ગાર ઓસરીનુ આંગણ રોજેરોજ લિંપાય ને સાથિયા પુરાય માખણના પીંડા જેવી ધોળી માટીથી ધોળેલા લાભ અને શુભના શુકનરતા ઓરડા બન્ને ઓરડાના બારસાખ ઉપર ગણેશની મૂર્તિ. એક ખૂણે પાણિયારુ સોના જેવાં ચળકતા બેડાં ને આભલા જેવા લોટાપ્યાલા ને ઝારિયુ પરાણે પાણી પીવાનુ મન થાય એવા ઉજાશ. પાણિયારા માથે ભરત ભરેલા ઉનેચ બાંધ્યા હોય

**ઘરને વા'લુ ઘોડિયુ**

ઓરડાની દીવાલે રૂડા ચિતામણ કડારેલા ટોડલિયે નગટાવેલા

મોરલા. આ મોરલાને કાંઠે તો પરણ્યાએ કંઈક કંઈક મેણાં ખાધેલ છે. વિજોગ એ સૌરાષ્ટ્ર માટે હાથનાં-ચાલનાંની વાત બાર મહિને તો પતિ પાછો વળે ને? બાર બાર મહિના વીતી ગયા તોય પરણ્યો પાછો નથી ફરતો ત્યારે એનો પ્રત્યુત્તર કહેવરાવે છે કે –

" સામાં ટોડા ચીતર્યાં ને વચ્ચે આલેખ્યા બે મોર,
પરણ્યા ધણીને એટલું કે'જો કે તમે માણસ છો કે ઢોર."

એવી રૂડી ઓસરીએ પાણિયારા પાસે જ ગમાણ ને બીજી કોરે પારણું. પારણાનું-ઘોડિયાનું વર્ણન તો આપણે આપી ગયા :

" ઘરને વા'લું ઘોડિયું રે,
ઘોડિયાને વા'લાં બાળ,
માછલડીને જળ વા'લાં રે."

મેડીનું માંડણ ઢોલિયો. એવા સાગ-સીસમના ઢોલિયાનું વર્ણન પણ આપણે આપી ગયા. એવા હિંગળોકિયે ઢોલિયે કંકુની પૂતળી જેવી શોભા. એના ભરતના ઓછાડ, ગલતક મખમલિયાં, અતલસનાં ઓશીકાં અને અમરા ડમરાની વાસ આપણે જોઈ ગયા.

**અમુલખ વીંઝણો**

સૌરાષ્ટ્રમાં ત્રણેય ઋતુઓ તેજમાં આવે છે. ગરમીના દિવસોમાં વાયુ વીંઝનારો પંખો તો ઘરે ઘરે. હીરાભરત વીંઝણા વગરનો ઓરડો અધૂરો. સાથે શિયાળામાં જેવો સાગરિયુગા સૂંદ પાગરણાનો મહિમા એવો જ ઉનાળામાં વીંઝણાનો મહિમા :

" લીલુડો વાંસ હજુરે ઢળિયો,
ઈ રે વાંસલિયાનો વીંઝણો ઘડિયો,
હરતો ને ફરતો હીરલે જડિયો,
માણેક મોતી ને પાલી પરવાળે જડિયો."

એવો રૂડો વીંઝણો રજપૂત કામોમાં એનો વિશેષ ચાલ

" ઠાકોર પોઢયા પીતળિયે પલંગ રે,
વહુ ફૂલકુંવરબા ઢોળે વીંઝણો "

વીંઝણો તો વહવારુના ગઢનો વિષય ધરને રૂડું રાચ કહેવાય. નણંદ ભોજાઈ અને દેરીડાના મીઠા ઝઘડાનો વિષય

" અધમણ સોનું અધમણ રૂપું,
તેનો ઘડાવો મને વીંઝણો,
વીંઝણો લઈ વહુ સાસરિયે ગ્યા,
ત્યાં નાને દેરીડે ભોળવી "

એવા કોઈક ઉનાળે વીંઝણો લઈને વહુ મા ઠાકોરને પવન ઢોળતાં હશે અને વીંઝણો હાથમાંથી વછૂટી જતાં ઠાકોરની છાતીએ જઈ વાગ્યો પછી તો જામી પડી પિયરિયા આવ્યાં ત્યારે માંડ પત્યુ એવા ઘાટ ઘાટ ને જાત જાતના વીંઝણા દરજી, સુતાર, સોની અને નારીવૃંદની તમામ કળાનો પ્રતિનિધિ વીંઝણો જરીની સોનેરી રૂપેરી ઝાલર સોના રૂપાની કે સાગ સીસમની દાંડી. વચાળે ઝીક, સતારા, મોતી, આભલાં જડેલ અને હીરથી ભરેલ કોઈ મોરપિચ્છની ફૂલગૂંથણીથી બનાવેલો તો કોઈ સુગંધી વાળાથી ગૂંથેલો કોઈ ગોળાકાર તો કોઈ અર્ધગોળાકાર, કોઈ ફરસી આકાર તો કોઈ ચદ્રાકાર

" મુલક મુલકના રાજા તેડાવો,
મેરા પંખાકા મૂલ કરાઓ "

**છત્રી અને રૂમાલ**

લોકજીવનના ઇતિહાસકારે જ્યાં જ્યાં સ્પર્શ કર્યો ત્યાં ત્યાં વસ્તુ કલાદેહ ધારણ કરી સૌન્દર્ય બની ઊઠી સૌરાષ્ટ્રમાં છત્રી આવી અને એ પણ કલાદેહ ધારણ કરી રહી મેળાઓના વર્ણનમાં આ છત્રીના

શણગાર આપણે વર્ણવ્યા છે. આભલાં, કાચ અને રેશમી ફૂમકાંથી આ છત્રી પણ મોંઘું ઘરેણું બની જાય છે. માનવ ઊર્મિઓના મહામેળામાં છેલછબીલાઓની આ રૂડી છત્રીઓ કંઈકને ઘાયલ કરતી :

" તારા હાથમાં છતરી,
માયાળુ રે ! તારા હાથમાં છતરી,
તારી છતરી દેખીને વાત પતળી રે.
માયાળુ૦"

છત્રીની જેમ રૂમાલ પણ રંગીલા જુવાનોના જોબનનો રંગીલો ફરકાટ :

" વાણીલાના હાટનો લીલો રૂમાલ લેતા જાજો,
મારી નણદીના વીરા, રૂમાલ મારો લેતા જાજો,
લેતા જાજો ને છબીલા, કે'તા જાજો,
મારી પાતળીના પરણ્યા, રૂમાલ મારો લેતા જાજો."

લાગે અને જાતજાત ને ભાતભાતનાં શાક કરે મોટે ભાગે તો દાળને જ શાક કહે 'દાળનુ શાક કર્યું છે'

વગડામાથી વીણેલા

ચોમાસામાં ચાતુ ભાજી ઉપરાંત થોરમા અને બીજે ડુંગરમાં ઊગતી રાજવેલનુ શાક કરે, સૂડિયાંનુ શાક કરે, થોરના છોડવાનું શાક કરે અને થોરની જાડી પાંદડીઓનું શાક પણ કરે. કુવારમા ઊગતાં શેવરાંનુ શાક કરે અને આખલીના કોરનુ પણ શાક કરે એ જ રીતે પીપરની કૂણી પેપડી, બાવળના પરડિયા અને પરઓડિયાંનું શાક પણ કરે. દૂધના ફીણનું શાક કરે અને મોડાનુ તથા લસણનુ શાક પણ કરે. એવુ કાંઈ ન મળે ત્યારે ચણાના લોટની ઢોકળીનું શાક કરે એ પણ ન થઈ શકે ત્યારે રોટલા સાથે કઢી તો હોય હોય ને હોય જ પણ કેવી કઢી ? રૂવાડાં ઊભાં કરે એવી તીખી આગ જેવી તાંસળીમા હોય તો વાટકા જેટલી જ પણ માંહી ભારોભાર ઘી નાખે. એને અમગાર કહે. ઘીને વિષ્ણુનુ સ્વરૂપ ગાને. મળી શકે ત્યાં સુધી ઘી વગરનું કોરુ ધાન ન ખાય

શાકનો વઘાર નીજે ઘરે સભળાય વઘારની ભભક ખાઈને પેટ હાથ ફેરવનારાને ય ભૂખ લગાડે પણ ખાસ વઘાર તો લસણ, ડુંગળી ને મરચાનો જ શાક તેનમાં બુડાબુડ ઉજળિયાત વરણ તો શાકનુ ડાળણ જોઈને જ ભડકી ઊઠે શાકનો રગ પણ સોરઠી માનવીઓના જીવનના ઘેરા રંગ જેવો લાલ ઘેરો એ શાક અને કઢીમા રોટલો ચોળીને ખાય. સાથે દૂધ, દહી કે છાશ છાશ ઘાટી પછી દૂધ તો સળીઓ ઊભી રહે એવાં ઘાટાં જ હોયને ? દહી અમૃત જેવાં મધુર. ત્યારે ચોખા કદી દાળમાં ન ખાય. ચોખા તો દૂધ-સાકર સાથે જ ખવાય

ભાતીગળ રોટલા

દૂધ-દહીનો મહિમા વિશેષ, ખીર ને દૂધપાક એ માલધારીઓનું મુખ્ય મિષ્ટ ભોજન. જ્યારે ખેડુવર્ણમા લાપસી વિશેષ લાડુ એ

બાઈઓ સંસ્કાર લાપસી પણ ભાતભાતની કરે. પણ બધાનો સામાન્ય ખોરાક તો દૂધ-રોટલા, દહીં-રોટલા, છાશ-રોટલા ને ગળ્યું અથવા શાક કે દાળ-રોટલા. રોટલા તો ખાસ જ. મોતી જેવી જુવારના કે લીલવણી બાજરાના રોટલા મસળી મસળીને ભારી મોટા બનાવે એવો મજાનો મીઠો ઝીપડે કે એની કહેવત થઈ ગઈ છે. એક કણબીના બે બળદ ખોવાણા. સીમ ગેંદે ગોતી આવ્યો, ગામ-પાધર જોઈ આવ્યો. નદી-નાળાં ભમી આવ્યો. થાકીને લોથ થઈ જતાં બપોરે ઘેર આવ્યો. ચાખડીઓ નાખીને જમવા બેઠો. ઘરવાળીએ ગાડાના પૈડા જેવડા ઊના ઊના બે રોટલા ઘડીને પાટલા માથે મૂક્યા. જ્યાં રોટલાનો માડો ઉખેડે ત્યાં ખોવાઈ ગયેલો માંકડો અંદરથી નીકળ્યો. બીજા રોટલાનો માડો ઉખેડ્યો ત્યાં મૂંઝડો અંદરથી નીકળ્યો. આવા રૂડા મીઠા ઝીપડે એક તો લીલવણી બાજરો. એના પરસદી જેવા લોટમાંથી મસળીને હાથે ટીપીને ઘડેલા રોટલામાં લીલવણી ને ત્રાંબાવરણી ઝાંય છોડે. કલાવતીઓ આ રોટલામાં પણ કસબ ઉતારે. એક આંગળીનો નખ સહેજ વધારે, બીજા હાથની આંગળીમાં વેઢ પહેર્યો હોય, પછી ઘડતાં ઘડતાં આ વેઢથી અને નખથી ભાત ઉઠાવતી આવે. એમાં બાજરીની ભાત પડે, લેરિયા કરે અને સાંકળિયું ઝીપડતી આવે. એવા ત્રણ ત્રણ ભાત્યના ત્રાંબાવરણા રોટલામાં સવાશેર ઘી સમાઈ જાય.

જાર-બાજરાની અને કોળની કંઈ કંઈ વાનીઓ બને છે. જાર-બાજરાના ઢોકા, ધાન, ઘેંસ, સાથુડી વગેરે તો જેણે ખાધાં હોય એ જ એનો સ્વાદ જાણી શકે. દેશગોઠમાં તો સામાન્ય રીતે એવી સાત ધાનનો ખીચડો તાજા બીજ તેલ સાથે ખાય ત્યારે ઝેખિયું એક બાજુ રહે. અથાણાં પણ મોટે ભાગે વપરાય. પણ ખોરાક એક આખો વિષય માગી લે છે. લોકજીવનનું કલાવિધાન એનું સર્વાંગી હતું. એમાં અંગને ઓપાવનારું ન હતું એ તો એમના ઓરડાના શણગાર જોઈને જાણી શકાય. લાંબી ઘોડેલી પરસાળ, આડા, પેન ને ગૃહ ગોખલે આલેખેલાં ચિત્રો, નકશીદાર કંડારેલા તાક, તાકમાં પણ ગોખલિયું.

એમાં વાસણની માંડણ; પણ ખરી શોભા તો ઓરડાની.

**આભલા જેવા ઓરડા**

આભલા જેવા ઓરડામાં દાખલ થઈએ કે રંગ, રૂપ અને રાચ-રચીલાની સમગ્ર સમૃદ્ધિનું દર્શન થાય. લીંપેલી પેડલીઓ ઉપર નાના-મોટા માટીના હાથે બનાવેલા મજુ ને કોઠલા ગોઠવેલા હોય, પડખે કલાબાજ એવા સુથાર ને લુહારની કળાના ઉત્તમ નમૂનારૂપ ચાપડા-વાળા, ફૂદડિયુવાળા, પખી જડેલા, પીતળની વેલ ભરેલા, ભૂમિતિના અનેકવિધ આકારવાળા પટારા હોય. પટારો જેવો બહારથી સોહામણો એવો અદગના ચોરખાનાને કારણે ભારે અટપટો. ભલભલા ચોરને ગોથું ખવડાવે એવાં ચોરખાનાં. એ સિવાય ઘરેણાં ને કપડાં વગેરે મૂકવાનાં ભાતભાતના ખાનાં. ડામચિયો પણ સુંદર ઘાટ ઉપસાવતો કોતરેલો. ધડકીઓ ગખવાની ગૂથેલી ફૂમતાંવાળી મળી. એની અંદર ધડકીઓ અને ગજાઈ અકબધ રહે. માથે કપડાના રંગબેરંગી ટુકડાઓથી સજાવેલો કે ભરત ભરેલો ચદરવો ભીંતો ચાકળા ચંદરવાથી મઢેલી. અભેરાઈએ ઠામની માંડ.

**ઓરડાના શણગાર**

એક ઓરડો તો અપરૂપ શણગારેલો. હીર ભરેલા ટોડલિયાથી શરૂ થાય. ઉપર મોતીનાં, ભરતનાં કે ભૂગળીઓનાં તોરણ. ટોડલિયાને પડખે બન્ને બાજુ હીર, આભલાં કે મોતીથી ભરેલા સ્વસ્તિક. ટોડલીએ ઉપર બે મોર કે બે પોપટ. ઓરડામાં દાખલ થતાં જ નેખમથી ચાર સાડા-ચાર ફૂટ ઊંચે ભીંતને ફરતી પછીતપાટી. દોઢેક વેંત પહોળી અને બારણાના એક છેડાથી બધી ભીંતોને આવરતી બારણાના બીજા છેડા સુધીની લાંબી. આ પછીતપાટી હીર આભલાની ભરેલી હોય અને મોતીથી ભરેલી પણ હોય. ચાકળા ચંદરવામાં ફૂલ, વેલ, ચિત્રો અને ભૂમિતિની જુદી જુદી આકૃતિઓ દોરેલી હોય છે. પણ પછીતપાટીમાં જનવ્યવહારનાં ઘણાં ચિત્રો આલેખાય છે.

પછીતપાગીથી ઝીપટેની બીતો ઉપર ચાકળા-ચંદરવા એક સમ ચોરસ અને બીજો આડચોરસ એમ ગોઠવેલ હોય ચાકળા મૂળ તો જમતી વખતે પાટલાને સ્થાને વાપરવા માટે યોજાતા પછી એમાં હીરભરતની અને મટપીસની કળા ઊતરી. હીંગિયાનું ભરત પણ ખરું. ત્યારબાદ સાદા એવા ચાકળા બેસવા માટે ઉપયોગમાં લેવાતા થયા અને ભરેલા ચાકળાથી બીતો શણગારાતી થઈ ચંદરવા પણ મૂળ તો ખાંડમાંથી ધૂળ ખરે એનાથી રક્ષણ મેળવવા છતમાં બંધાતા, એમાં ધીમે ધીમે કળા ઊતરી એનાં માપ બદલાયાં મોટા ચંદરવા જેમ છતમાં બંધાય તેમ માંડવાના પણ શણગાર બન્યા

એવી ચાર ચાર કાચલિયુ અને છેહની કાચનીમાં વચ્ચે લીલો પોપટ લટકે અને કોરેમોરે મોતીસેરની ઝૂમખિયુ આધુનિક ઢબે શણગારાયેના કમરાઓમાં પણ શોભે એવાં એ ઝૂમખાં હોય છે

## હોકા-ડેલીનો છડીદાર ટોકો

કપડાંની બનાવટમાં લાલ, લીલી, પીળી અને જાબુડીઆ રગી અતલસનો ખૂબ ઉપયોગ કરે છે ગાદલાં, રજાઈ, ઓશીકાં, ગાલમશરિયાં અને તકિયા ગાદી પણ અતલસનાં ગૂઢા રગની અતલસમાં સફેદ ધાગાનો વણાટ ખૂબ ઓપે છે ચોરસ ઊભા તકિયાનો ચાલ તો હમણાં નપ્યો છે પણ આગળ લાંબા ગોળ તકિયાનો ચાલ હતો ગૂઢા રગની અતલસના લાંબા ગોળ ને સાત સાત રગનાં ફૂમતાંવાળી નાકિયુ. આ ગાદી અને તકિયા તો ડેલીનો શણગાર પણ રૂપાના તારથી ગૂથેના લાંબી નાળના હોકા વગર એ શણગાર પણ અધૂરો. હોકાની પડઘલી જેમ ગાળાની તેમ નેતરની ઘોડી પણ ખરી હોકાની ઘૂટનો પણ મીઠો મધમનાટ હોય છે માદક અને મધુર ચલમ સામાન્ય રીતે બાવાના અખાડાનો અને સીમ શેઢાનો રગ પણ ડાયરાનો ગ્ગ તો હુક્કો જ આ હુક્કાની નાળ રૂપાના તારથી ભરેલી હોય તેમ ક્યાંક ક્યાંક હીરના દોરથી પણ ભરેલી હોય છે બાકી રહી જાય છે નાની રૂપાળી સાંગામાચી નાની દોનણી જેવો ઘાટ આ સાંગામાચી પણ હિંગળોખિયા રગે રગેલી સધાડા ઉતાર એને અઢેલવાનુ ઓઢિંગણ પણ હોય આ સાગામાચી પણ હીરથી ભરેલી ચાકળા-ચ દરવામાં પણ હીર જ વપરાય

## હીરનો સસ્કાર

આ હીરનો સસ્કાર સૌરાષ્ટ્રમા કયાંથી આવ્યો એ પણ સશોધનનો વિષય છે સૌરાષ્ટ્રમાં કોશેટા પળાતા કે હીર બહારથી આવતું એ વિષે કશુ જાણવા મળતુ નથી પણ ઓછામાં ઓછુ કૃષ્ણના સમયથી તો આ હીર પ્રચલિત છે જ સૌરાષ્ટ્ર વનજગનનો પ્રદેશ હતો ત્યારે

સિંદની જેમ હાથી પણ સૌરાષ્ટ્રનાં જંગલો સુધી હોવાનો એક સંભવ મનાય છે. એ જ રીતે રેશમના કીડાનો ઉછેર પણ થતો હોય. લોકગીતોમાં હીર કંતાતું હોવાનાં ગીતો મળે છે. કાંતણ એ તો બહુ જૂનો ઉદ્યોગ. કાંતી કાંતીને વહુવારુની કેડયુ દુઃખે :

> " સાસુને    આંગણે    લીલો        લીંબડો,
> ત્યાં કાંતતાં દી ને રાત–સાસુડી કોને સાંભરે."

કાંતણની દાઝ રૂડે ગાસડે ઉતારી છે. પણ કાંત્યા વગર કપડાં કેવી રીતે થાય ? બપોર પડે સૌ કાંતવા બેસે જેમ ફાલ્ગુ ફેરવવા બેસે તેમ. તડકા તપતા હોય એટલે ઓરડાગિયાં કે બગરની છાજેલી કોડ્યુમાં કાંતવા બેસે :

> " કાંતણિયાં રે કોડયું'માં નો માય,
> નણંદ ભોજાઈ હાલી કાંતવા;
> નણદી કાંતે સાચા હીરનો ત્રાગ,
> ભોજાઈ કાંતે રે કાચું કોકડાં."

આ ભરતકામ પુરાણું કહી શકાય. ભરતની કળા એ ભ્રમણશીલ પ્રજાનો સંસ્કાર છે. ભારતમાં ભરતનો સૌથી સુંદર કસબ કાશ્મીરનો કાશ્મીરમાં બીજી કળાઓની જેમ આ કળા પણ ઈરાનમાંથી ઊતરી હોવાનો સંભવ છે. ઇરાનમાં નિષ્ણાતો મોકલીને કાશ્મીરના બાદશાહ ઝૈનઉદ્દીને બધી કળા કાશ્મીરમાં ઉતારેલી. ત્યારે ઈરાન અને ભારતનો સંબંધ તો આર્યો જેટલો પુરાણો છે. એ પછી પણ ઇરાનના શકસાહીઓ સિંધ થઈને સૌરાષ્ટ્રમા ઊતરી આવેલા એમના પોષાકનો સંસ્કાર તો સૌરાષ્ટ્રના પહેરવેશમા ઊતર્યો જ છે. એટલે અનાર્યો પછી ઇરાનીઓ પાસેથી પણ ભરતનો સંસ્કારવારસો મળ્યો હોય.

### ભારતીય ભરતકલા

કાશ્મીરનું ભરત તો આજે ય એની ઉચ્ચ કોટિએ છે. એનુ ભરત જગતભરમાં નથી એ ભરતમાં કાશ્મીરની કુદરત અને કુદરતના રંગો ઊતર્યા છે એના પક્ષીઓ, એની વનશ્રી, એના વેલબુટા, એની અંગૂર, એના ચિનાર વૃક્ષો અને એનાં ફૂલફૂલ કુદરતમાં જુઓ અને ભરતમાં જુઓ તો એકબીજા વચ્ચે ભુલાવો ખાઈ જાઓ એવું એ હૂબહૂ એ ભરત રાજ્યાશ્રયે ધંધાદારી સ્વરૂપે વિકસ્યુ છે અને એની છટા અમીરી છે. એ લોકજીવનના રૂઢિગત જળવાયેલા અસલી સંસ્કારરૂપે નથી. સૌરાષ્ટ્રનું ભરત એ રીતે અપરૂપ વાસ્તવદર્શી કે અમીરી નથી એમ તો આસામ, ઓરિસ્સા, રાજસ્થાન અને સિંધ તથા કચ્છમાં પણ ભરતનો સંસ્કાર છે આસામનુ ભરત, છેડાભરત અને ડીઝાઈનો ઉપર વધુ ઊતર્યું છે, જ્યારે સિંધુનું ભરત પ્રવાહી ને પ્રાણવાન ઓછું લાગે છે. હોય છે તો અસલી છાપકામ જેવુ પણ એમાં યાંત્રિકતા વિશેષ લાગે છે. એમ તો સિંધનુ આરીભરતનુ કામ પણ ઘણું સુંદર હોય છે સિંધનુ ભરત પણ લોકભરત નથી રહ્યુ. એ અમીરી આશ્રયે બજારુ બન્યુ છે. ત્યારે ઓરિસ્સાનુ ચાદર–ચોરસા ઉપરનું ભરતકામ અને એના રંગોનો ઉઠાવ મૂળના રંગો ને મૂળની કળાને જાળવતા લાગે છે. રાજસ્થાનનું ભરત સૌરાષ્ટ્રની ઘણી નજીક છે. બન્ને વિસ્તારનું ભરત સિંધ, રાજસ્થાન,

કેટલીક કોમમાં આણા-કરિયાવરમાં એક પોષાક તો હીરભરતનો હોવો જ જોઈએ લગ્નમંગલનો એ મંગલમય પોષાક બની ગયો છે. પરિણામે કન્યાઓ અગર તો એમની ભોજાઈ જરા જેટલો યે સમય ફાજલ પડતાં ચણિયો, કાપડું ને ઓઢણી સાથે હીરદોરો ને સોય લઈને બેસી જ જાય મજૂરી કરતી કણબણો બપોરની છૂટીમા હીરનું ભરત ભરતી આજે ય ઠેર ઠેર જોવા મળે છે એવું જ ગામડે ગામડે ને ઘરે ઘરે આ રીતે ચણિયા, કાપડાં ને ઓઢણી ભરે, પુરુષો માટે મોહરિયાં ભરે, ગરવા ગૂથે ને ભરે, પાનસોપારીના અતનસના ખલતા ભરે, બાળકની આંગડી ને ટોપી ભરે, છોકરીની ધાવરી ને મોસના ભરે બાળકની ચોરણી અને મોળિયા ભરે, પુરુષોના છોગાવગ ને કૂમતિયાળિયુ નાડિયુ ભરે.

**ગૃહશણગારમા ભરત**

ચાકળા ચદરવા, વીંઝણા, સાથિયા ટોડલિયા, પછીતપાગી, સ્વસ્તિક, ચોપાટ, તોરણ, તોરણિયા, ઉલેચ, ઓછાડ, ઓશીકા, ગલેફ, ગાલ-મશરિયાં, તકિયા, ઇંઢોણી, માચી, સાંગામાચી, હિંડોળાની દોર, વાંસળી, ટોપની, છડી, ચાબૂક ઢીંગની પૂતળી હોકો, હથિયારોના મ્યાન વગેરે ભરતથી સોહામણા બની રહે છે ગૃહશણગારનાં આ સાધનોમા ભરતની કલાનની મોહકતા અને મધુરતા સીંચી જાય છે

**પશુપ્રાણીના શણગારમા ભરત**

બળદના મોરડા, મખિયાળા, ઝૂલ, શિંગડિયાં, ઘૂઘરમાળ, લનાવરી ને રાશ વગેરે, ઘોડાના શણગારમાં ચારજામો, જેરબંધ, કનગી, મોડ, ઘૂરી, કાંધીઉ, લગામઠેડા વગેરે એ જ રીતે ઊંટનો આખો સામાન વળી મોગ ને પોપટ પણ ભરે આમ શું ગૃહશણગારમાં કે શું પશુશણગારમાં ભરતકલા વ્યાપક બની રહે છે

**હીરભરતનો એક શ્રેષ્ઠ નમૂનો**

હીર આભલાંના ભરતમાં ઊર્મિઓના સઘર્ષરંગો ઊતર્યા છે. પશ્રાદ્ભૂની ગૂઢા રંગની અતનસ ઉપર ભરેલું હીરનું ભરત સૌથી વધુ

મનોરમ, ગરવું, ગંભીર અને વિશેષ સફાઈબંધ લાગે છે. થોડાએક વર્ષો પહેલાં ભાવનગરના ગામ વચ્ચેના તળાવમાં પશુપ્રદર્શન ભરાયેલું એમાં લોકકલાના કેટલાક નમૂના પણ રજૂ થયેલા. એમાં સૌથી આકર્ષક એક નમૂનો હતો કાઠિયાણીના ચણિયાનો. ગૂઢા રંગના પેશભાઈવાળા રેશમના એ ચણિયા સાથે હીરભરતનો એવો સુંદર કસબ ઉતારેલો કે બે ઘડી કાશ્મીરને ભૂલી જઈએ. એવું સુઘડ ને સફાઈબંધ કામ કે બન્ને બાજુ એકસરખું લાગે. આ ગૂઢા રંગની પશ્ચાદ્ભૂ ઉપર કોઈ વિરોધાભાસી રંગની ભભક નહિ, પણ બદામી રંગની શાલ ઉપર આછા કથાઈ રંગનું, કાશ્મીરી વેલભરત જેવો ઉઠાવ આપે તેવા ગૂઢા રંગ ઉપર ચણોઠી જેવા ગતા રંગનું ભરત. બે જ રંગોનું નકશીકામ એટલું નાજુક ને મોહક કે મહિનાઓ સુધી એની ભરનારીએ અસાધારણ ધીરજ અને કુશળતાથી એ ભર્યું હશે. એની કિંમત પણ એ દિવસોમાં એટલી ભારે હતી. એ ચણિયો તો કોઈ વાણિયા વેપારી પાસે ગીરો મુકાયેલો. ત્યાંથી પ્રદર્શનમાં આવેલો. એ એક ચણિયા ઉપર વેપારીએ પોણોસો રૂપિયા ધીરેલા. કાઠી કોમના પહેરવેશમાં હીરભરત નથી હોતું

ભરેલા હોય છે. ગૃહશણગાર અને ઘોડાના શણગારમાં હીરભરત અને મોતીકામની જે કુમાશભરી છતાં સજીવ કલા ઊતરી છે એવી બીજી એક પણ કોમમાં નથી ઊતરી. એમનું ચિત્રાંકન પણ સાદું, ચતુષ્કોણ અને સરજનાં ફૂલોભર્યું. ખાસ તો એના ભૌમિતિક રેખાંકનોની સપ્રમાણતા અને રંગરૂપનું સંયોજન ભરતની લોકકલાનું શિખર સર કરે છે.

### આયરનું હીરભરત

કાઠી પછી આયરોનું હીર-આભલાંનું ભરતકામ પણ મનોરમ હોય છે. એ જેમ કાઠી જેવું ગરવું ગંભીર નથી હોતું તેમ અન્ય કોમો જેવું ભડકાવનારું કે જાડું પણ નથી હોતું. કાઠી અને અન્ય કોમોના માધ્યમ જેવું પણ વિવિધ અને વૈભવવંતું હોય છે. એમાં ગૂઢા કરતાં લાલ ઘેરો રંગ વધારે વપરાય છે. આછો પીળો અને કેસરી રંગ પણ વપરાય છે. સફેદનો ઉપયોગ પણ ખરો. આયરનું ભરત કાઠી કરતાં થોડું વિશેષ ભરેલું અને અન્ય કોમો કરતાં વિશેષ ઝીણું હોય છે. સફાઈબંધ અને સુઘડવંતું. જે વેલબુટ્ટા કાઠીઓમાં ઓછા કળાય છે તે આયરોમાં વિશેષ દેખાય છે. મોર-પોપટ જેવાં પક્ષીઓ પણ આલેખે. કાઠીમાં આભલાં ઓછાં જ્યારે આયરોના ભરતમાં આભલાંનું કામ પણ ખરું. ખાંપુંવાળાં મોટાં આભલાં નહિ.

### કણબીનું આભલા-ભરત

આભલાના ઝાકઝમાળ કણબીઓમાં વિશેષ. જેમ કાઠીનું ભરત સામાન્ય રીતે નરદમ હીરનું પણ આભલાં વગરનું તેમ કણબીનું ભરત વિશેષ સુતરાઉ પણ આભલાં વગરનું નહિ. એ જ રીતે ભરવાડિયા ભરતમાં પણ ખૂબ ખૂબ આભલાં. ભરવાડિયું ભરત અને કણબીનું ભરત ઘણાં નજદીક છે. પણ કણબીના ભરતમાં વિશેષ સફાઈ આવી છે. ચણિયાનો પોણો ભાગ આભલાંનાં ભરતથી ભરેલો. ઓઢણીના પાલવ પણ ભરત ભરેલા. ને કાપડાં કે કમખા તો થોડો ગાળો બાદ કરતાં આભલા-ભરતથી ભરેલાં. ભરવાડમાં કાપડાંની બે બાંયું આભલા-ભરત ભરેલી પણ આખા

કાપડાં કે કમખામાં તૂઈની રૂપેરી પટ્ટીનો રૂડો શણગાર. કણબીનું આભલા-ભરત તો એના ગૃહશણગાર અને પશુશણગારમાં પણ સાંગોપાંગ ઊતર્યું છે. આજે કાઠીનું ભરત ઓછું મળે છે ત્યારે આજે વિશેષ પ્રચાર કણબીના ભરતનો છે. સામાજિક પરિસ્થિતિને કારણે એ બન્યું છે, છતાં કણબીકન્યાને કરિયાવરમાં એક પોશાક તો ભરત આભલાનો જોઈએ જ, પછી જેવું કણ. સામાન્ય રીતે સુખી ને સારાવાળાં હોય તો હીરનું ભરત પણ ખરું. લોકગીત સુધી આ ભરત આભલાનો કણબીનો સંસ્કાર ઊતર્યો છે. કોઈ કણબણને ગરાસિયાનાર પોશાકે મન મોહ્યાં હશે ત્યારે વેધક મર્મમાં ગીત બોલે છે કે—

" કાચાળાં કાપડાં કડવીને નવ ગમ્યાં,
કોણી ઉતાર કાપડે મનડાં મોહ્યાં,
ભરેલા ઘાઘરા કડવીને નવ ગમ્યા,
ઘેરદાર ઘાઘરે મનડાં મોહ્યાં."

એમાં કણબી અને ગરાસિયાના એમ બન્ને પહેરવેશનો સંસ્કાર દેખાય છે. ખાસ કરીને ભરેલા ઘાઘરા અને કાચાળાં કાપડાં એ કણબીનો વિશિષ્ટ ભરત-આભલાનો સંસ્કાર છે. રંગોમાં કણબીના ભરતમાં બધા ભડકિયા રંગો વપરાય છે. લાલ અને કેસરી રંગો સાથે પીળા અને સફેદ રંગનું ભરત. પીળા સાથે કેસરી અને ઘણીવાર લીલા ચોપાટ સાથે પીળી અનલસના પાલવ અને એ પાલવ સાથે કેસરી, લાલ અને સફેદ હીરનું કસબકામ ખૂબ ઓપે છે. આમ કણબીમાં સફેદ, લીલો, લાલ, પીળો, કેસરી વગેરે રંગો વપરાય છે. મોર-પોપટનો ખૂબ ચાલ. સુશોભનોની સૌથી વિશેષ ભાત કણબીના ભરતમાં હોય છે.

### અન્ય કોમોમાં ભરતકલા

એમ તો ચારણ ને મેરમાં પણ ભરતનો સારો એવો સંસ્કાર છે. મેર કરતાં ચારણમાં વિશેષ. પણ એ ગૃહશણગારમાં એ જ રીતે કોઠા,

ખરી ને ખરી જ. આભલાં ને મોતી તો પાછળથી આવ્યાં. આભલાં હીર-
ભરતનો એક ઝમકદાર ભાગ બની રહ્યો. પણ મોતીનું ગૂંથણ એ ગૃહનો,
પશુનો અને શોભાનો એક શણગાર જ રહ્યો. હીરભરત ભરતાં જે કલા
બાકી રહી તે મોતીભરતમાં ઊતરી પણ મોતીભરત એક શણગાર જ
રહ્યો; કારણ કે એની સખતાઈ અને વજનને કારણે હીરભરતની જેમ
પહેરવેશનું ઊર્મિબળ ન બની શક્યો. પહેરવેશ એ માનવઊર્મિઓના
સંઘર્ષનું, લાગણીઓના તાણાવાણાનું, માનવીના રૂપ અને પ્રતિભાનું
એક અંગ બની રહેલ છે. જીવનના વિવિધ રંગો પહેરવેશમાં ઊતરે છે

### મોતીનું કલામય ગૂંથણ

સૌરાષ્ટ્રમાં આ મોતીનું ભરત ક્યારે શરૂ થયું તે પણ સંશોધનનો જ વિષય છે મોતીભરતમાં વધુ વપરાશ ચિડિયાં મોતીનો છે એને પથ્થરિયાં પણ કહે છે, કારણ કે તે સફેદ પથ્થરમાંથી બનાવ્યાં હોય એવાં જ લાગે છે કોઈ પણ રંગનાં ચિડિયાં મોતીમાં તેજ નથી હોતું ત્યારે કાચનાં ફટકિયાં ને જવલાં મોતી તેજવાળાં લાગે છે આ ફટકિયાં ને જવનાં મોતીનો વપરાશ પાછળથી વધેલો આ ચિડિયાં કે ફટકિયાં મોતી સૌરાષ્ટ્રમાં બનતાં કે બહારથી એની આયાત થતી તે પણ જાણવા મળ્યું નથી અત્યારે તો આ મોતી મદ્રાસથી આવે છે તે પહેલાં ઇટાલિયન મોતી વપરાતાં મોતીગૂંથણની કલા હીરભરત જેવી પ્રાચીન ન હોવાનો સંભવ છે મોતીનો સૌરાષ્ટ્રનો સંસ્કાર તો ખરો જ પણ એ સાચાં મોતીનો અને મોતીના અલંકારોનો સોનારૂપા પછી અલંકારોમાં મોતીનું સ્થાન વિશેષ છે અસલના યુગમાં સેંતુ સૌરાષ્ટ્રમાં નીપજતું હશે એમ માનવામાં આવે છે ત્યારે સાચાં મોતી તો આજે પણ જામનગરના સાગરકાંઠે પાકે છે ભારતભરના સાગરકિનારે બે જ ઠેકાણે સાચાં મોતી પાકે છે એક તો તુતીકોરીનની દક્ષિણે મનારના અખાતમાં અને બીજાં જામનગરના સાગરકિનારે કચ્છના અખાતમાં

### સાચાં મોતીનો સંસ્કાર

આ રીતે જોઈએ તો મોતીનો શોખ ભલે શ્રીમંતો જ કેળવી શક્યા હોય પણ સૌરાષ્ટ્રના અલંકારોમાં એનું સ્થાન હતું જ અને એનાં આકર્ષણ પણ જેવાં તેવાં ન હતાં મોતીની છત કે પછી અછતને કારણે પણ મોતીના મોહ લોકજીવનમાં ઊતર્યા છે સંભવ છે કે અછતનું કારણ હોય, કારણ કે સાચાં મોતી તો ઝાઝાં પાકે નહિ, પાકે એટલાં મેડીમહેલાતોમાં ચાલ્યાં જાય ત્યારે લોકકલ્પના રમણે ચડે છે કે આ મોતીના જ વાવેતર થતાં હોય તો કેવું મજાનું ! ઘરમાં પછી થોડાં મોતીના ઝાઝા ભાગિયાના ઝઘડા જ નહિ !

" જળ રે જમનાનાં ઝીલતાં જી રે શામળીઆ,
મને મોતીડું લાગ્યું હાથ નંદજીના નાનડીઆ."

મોતીડું તો હાથ લાગ્યુ પણ એક મોતી બધાની વચ્ચે વહેંચવું કેવી રીતે ? પછી તો 'જીરે શામળીઆ' અને 'નંદજીના નાનડીઆ' ની ટેક સાથે ગીત આગળ વધે છે કે :

" ગાડે કરીને મોતી આણિયુ જી રે,
માતા પાડો મોતીડાના ભાગ–નંદજીના૦
એક મોતીમાં શુ વેચીએ જી રે,
મોતી વાવ્યાં ઘણેરાં થાય–નંદજીના૦
જમનાને કાંઠે ક્યારો રોપિયો જી રે,
માંહી વાવ્યો મોતીડાનો છોડ–નંદજીના૦
એક મોતી ને બબ્બે પાંદડાં જી રે,
મોતી ફાલ્યાં છે લચકાલોળ–નંદજીના૦
એક ડાળ્ય ને બીજી ડાળખી જી રે,
વચલી ડાળે મોતીડાંની લૂબ–નંદજીના૦
થાળ ભરીને મોતી વેડિયાં જી રે,
માતા પાડો મોતીડાના ભાગ–નંદજીના૦
કોઈને ચપટી ચાંગળું જી રે,
રાણી રાધાને નવસરો હાર–નંદજીના૦"

ભાગ પાડવામાંય રાધાજી રોજ ફાવી જાય કોઈને ચપટી ચાંગળુ ને રાધાજીને નવસરો હાર. ઘરનું મધ્યબિંદુ ગૃહિણી વસનો વેલો જાગવનાર વહુ સહુ ભેગાં મળીને વહુને લાડ લડાવે એ સરકાર. સયુક્ત કુટુ બજીવનનો એક આદર્શ અને એનો વ્યવહાર પણ એમની

સામે હતો જ ભાગે પડતું વહેંચાય છતાં ભાગ લેનારાં જ્યાં ઉચિત હોય ત્યાં જ એ સમર્પણ કરે

**મોતીના પાણી**

મોતીનો આવો સત્કાર તો જ્યાં મોતી નીપજે ત્યાં જ હોયને ? પાણીદાર માનવીને પણ મોતીનાં પાણી જેવાં તેજસ્વી રૂપક અપાતાં એવાં માનવીને—સ્ત્રી કે પુરુષને મોતી પાક્યું છે એમ કહીને મૂનવતાં આપણું એવું એક લગ્નગીત પણ મોતીએ મઢાયેલું છે

> " લાંબી તે લાંબી સરવરિયાની પાળ,
> એ રે પાળે રે મોતી નીપજે,
> મોતી તે લાધ્યું ....ભાઈ વર હાથ,
> ઘેરે આવીને અધરો માડિયો."

મોતીનાં તો એક એકથી ચડે એવાં રૂપક

> " દૂધે તે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ,
> ઇસિવર ધોવે ધોતિયાં, પારવતી પાણી જાય "

અલંકારોમાં પણ 'વાળે વાળે મોતી હાસે' એમ કહેવાતું મેથિરા અહેમાનોને સાચાં મોતીથી વધાવતા. અને—

> " ફૂલડે છાયો મારો માંડવો,
> મોતીડે વધાવું તારી જાન,
> હો લાલ પછેડો ફૂલે ભર્યો."

મોતીના અલંકારોની હોંશ પણ ઓછી નહિ તો !

> " રાજ લીલા મોતી ને હીર દોરિયું,
> મારે હરખે ઘડાવેલો હાર."

કાઠીકોમમાં સાચાં મોતીનો ખૂબ ખૂબ ચાલ. કાઠી વનતાઓને 'મોતિયુવાળો' કહીને વધાવતા. અને—

" મોતી જડી એની મોજડી ને
હીરે જડયાં હથિયાર."

સાચા મોતીના જ્યાં આવા સંસ્કાર હોય ત્યાં એ ભરતગૂંથણમાં ઊતરે એમાં શી નવાઈ?

" સોળ સોગઠાં ને પાસા,
મોતી જડયાં રે લોલ."

પતિ-પત્નીની, નણંદ-ભોજાઈની, ભાઈબંધ-દોસ્તારની અને મર્દ મહેમાનની એ 'ઇન્ડોર ગેઈમ' ચોપાટ ને સોગઠાં ગંજીફા ટીપવાનો ચાલ તે દી ન હતો. આ રીતે સાચાં મોતીનો સંસ્કાર ચિનિયાં મોતીનાં ગૂંથણમાં ઊતર્યો લાગે છે એ સંસ્કાર મુસલમાનોમાં પણ ઊતર્યો :

" પીર ગાડે તે મોતી મગાવજો રે,
પીર મોતીના મોરલા મેલાવો રે."

થોડાં ઝાઝાં નહિ પણ ગાડાં ભરી ભરીને વિશાળ ખેતરોમાં લેરખિયા લેતા મોલને જોઈને અને વિશાળ ચરિયાણો જોઈને માલધારીઓનાં હૈયાં પણ એટલાં વિશાળ બનતાં ઓછે મન શેનાં રિઝાય? એમને તો અદકે જ ઊલટ આવે એવી ઊલટવાળા માનવીએ ઝીણી મોટી તમામ ચીજોને મોતીથી મઢી દીધી જીવનના આંતરિક કલાઆનંદ અને ઉત્તેજનાનો સજીવ સ્રોત હીર આભલાંના ભરત પછી મોતીગૂંથણમાં વહેતો થયો·

" વચ્ચે રે બેનડબાની વેલ્યુ
કે માફા ઝળકે મશરૂ તણા."

આ મશરૂના માફા પણ હીરભરત અને મોતીગૂંથણના. એ વેલ પણ કેવી?

" કૃષ્ણની જાને રૂડા ધોળીડા શણગારો,
વેલડીએ દસ દસ આંટા રે,
બળદે બેવડ રાશ, બેહુને સાથે મોળિયાં.'"

આવી રૂડી વેલ, એના ઉપર ઢળકતા માફા અને એ માફા ઉપર હૈયાના કુમાશભર્યા રંગોનું ચતુર ચિત્રણ. એનું કલ્પનાચિત્ર પણ લાલિત્યભર્યું લાગે છે. આ મોતીકામમાં પણ બળદની ઝૂલ્યમાં આભલાં ઊતર્યાં છે પણ એવું તો કોઈક જ. શૌર્ય સાથે શીલની, શીલ સાથે રૂપની અને રૂપ સાથે કલાની સગાઈ કેવી ચાલી આવે છે !

ગૃહશણગારમાં મોતીગૂંથણ

શ્રીફળ, સોપારી ને કંકાવટીઓ મોતીથી મઢાઈને લગ્નના શણગારને વધુ વૈભવવંતો બનાવે છે મોતી ભરેલી વાંસળી, પાવા ને છડીઓએ મેળાઓને શોભાવ્યા છે. ઘોડિયાના કોળીંડા, મોર, પોપટ, ઝૂમણાં, શીકા, શીંકલી, વેલણ, ઓશીકાં, વીંજણા ને ચાકળા ચંદરવાએ વિવિધરંગી મોતી અને એનાં પશુ, પ્રાણી, ઝાડપાન અને ભૌમિતિક આલેખને ઘરને શોભાવ્યાં છે. ઘૂઘરા, ચૂસણવાકડી, ઢીંગલી, પોપટલાકડી, ગેડી, દડા, ફેરકણાં અને બાળકોનાં લગભગ બધાં રમકડાંને મોતીથી મઢીને એમાં વાત્સલ્યના ઉલ્લાસભર્યા રંગો ઉતાર્યા છે પછી તો ગૃહશણગાર અને પશુશણગારમાં જે જે ચીજવસ્તુઓને હીર-આભલાંના ભરતે કલાસ્વરૂપો સર્જ્યાં તે તમામ ચીજવસ્તુઓ મોતીથી મઢાઈ ગઈ.

મોતીગૂંથણમાં પશ્ચાદ્‌ભૂ સામાન્ય રીતે સફેદ મોતીની. રંગીન આકૃતિઓની આસપાસનો ખાલી ભાગ એકસરખા ઘાટનાં સફેદ મોતીઓની ભૌમિતિક પંક્તિઓથી ભરી દે. મોતીગૂંથણનું કામ વધુ મહેનત, વધારે ચોકસાઈ અને કુશળ આયોજન માગી લે છે સફેદ ઉપરાંત પીળાં, લીલાં, જાંબુડિયાં અને આસમાની મોતીનો ઉપયોગ આ ગૂંથણમાં કરવામાં આવે છે. રંગોનું વૈવિધ્ય અને ગૂંથણીના સુંદર સંયોજનને કારણે એનું કલાવિધાન–ચિત્રણ જગતમાં જોમ મુકાવે તેવું થાય છે.

મોતીના ગૂંથણમાં ચિત્રની પ્રવાહિતા નથી આવી શકતી તેથી ગૃથિત ચિત્રો વિશિષ્ટ સ્વરૂપે વિકસ્યાં છે આકૃતિઓ તો અનેક ઉતારે છે, પણ આપણે માત્ર એક જ પછીતપાટીમાં ઊતરેલી આકૃતિ જોઈએ એટલે ઠીક ઠીક ખ્યાલ આવી જશે.

## બેનમૂન પછીતપાટી

આ પછીતપાટી સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ પાસે છે. વજનમાં સાડાસાત શેર. લંબાઈમાં બાવીસ ફૂટ. ઉત્તમ ઘરેણા જેવી આ પછીતપાટી ઠીક ઠીક જૂની છે. જે કપડાના પટ્ટા ઉપર આ પાટી ભરેલ છે તે કપડું સાડાદસ ઇંચ પહોળું છે. દોઢ ફૂટનો પટ્ટો છોડીને ઘેરા લાલ પાણકોરાના એ પટ્ટામાં ત્રણ ખડ પાડીને ૭ પાંખડીના ત્રણ મોટાં ફૂલથી ચોક ભર્યો છે. ઘેરા લાલ આ પટ્ટાને ઝીણી સલેટિયા મગજી મૂકેલી છે. ઘેરા લાલ પટ્ટાની વચ્ચે મોતીગૂંથણનો સાડાપાંચ ઇંચનો પટ્ટો ચાલ્યો જાય છે. એની ઉપરનીચે અઢી અઢી ઇંચની જગ્યામાં ત્રણ પાંખડીની ફૂલવેલ સળંગ ચાલી આવે છે.

આ સાડાપાંચ ફૂટ પહોળા મોતીગૂંથણની સાડાપાંચ ઇંચની એક એક સેર ગણીએ તો માત્ર એક જ સેરમાં લગભગ બો સો મોતી ભરેલાં છે. ચિત્રો સિવાયનો ખાલી ભાગ સફેદ પથ્થરિયાં મોતીથી ભરેલો છે. પાટીની ચોતરફ સળંગ ચાર ચાર દોરાની ડાર બાંધેલી છે. લાલ, ઘેરા પીળા પછી લીલા મોતીની એક એક સેર બાદ બે સફેદ વચ્ચે એક લાલ મોતીની આડી સેર ગોઠવીને ફરતી ઘેરા લીલા રંગની સેર ગૂંથેલી છે. શરૂઆત ફૂલઝાડથી કરી છે. લાલ, પીળા ને લીલા રંગનાં ડાળાં, પાંખડાં ને પાંદડાં ઉપર લીલા રંગના મોતીથી બે સામસામા પોપટ મૂકયા છે. ચાંચ પીળા મોતીની, આંખ લાલ વચ્ચે સફેદ મોતીથી ગૂંથી છે. પાંખમાં પીળા મોતીની સેર મૂકી છે. પછી આવે છે હાથી, પારણું, કૂકડા, મોર વગેરે આ રીતે ૨૨ ફૂટ લાંબી અને ૧૦॥ ઇંચ પહોળી મોતી ભરેલી પટ્ટીમાં કુલ ૨૨૦ જેટલી આકૃતિઓ ગૂંથેલી છે.

એમા ૭ નાનામોટા હાથી, ૮ ઘોડા, ૪ સિંહ, ૪ સિંહણ, ૧ ઊંટ, ૧ મોટો કૂકડો, ૫૦ નાનામોટાં પક્ષીઓ–જેમાં મોર, પોપટ અને બીજા પક્ષીઓનો સમાવેશ થાય છે, ૪ કૂતરા, ૪૦ વાંદરાં, ૧૧ ઝાડ, ૧૦થી વધુ અષ્ટકમલદલ ફૂલો, ૪ રથ, ૫ ગોવાલણ કે નર્તકી જેવી આકૃતિ, ૨ આકૃતિ કોઈ પ્રાણી જેવી, ૨ પારણાં, ૧ હીંચકો–હિંડોળા જેવો, ૨ કાનગોપીના રાસ, ૧ વલોણું–બે સ્ત્રીઓથી વલોવાતું, ૧ કાવડ સહિતનો કાવડિયો અને ૬૦ જેટલી ભૌમિતિક આકૃતિઓનો સમાવેશ થાય છે આ સિવાય ફૂલઝાડ અને ખાલી ભાગમાં ભરેલાં ટપકાં, ફૂલ અને નાની નાની આકૃતિઓ વધારામા

## દશ્યોની હારમાળા

આ આકૃતિઓ ઊડઝૂડ ભરેલી નથી પણ એનાં એક પછી એક દશ્યો ઉઠાવેલા છે સોરઠી લોકજીવનનો ઠીક ઠીક ખ્યાલ આ માત્ર એક જ પછીતપાટીમાંથી મળી રહે છે બે આકૃતિ ન સમજાય તેવી છે તેનો આકાર ત્રણ દરવાજાવાળા ગઢ જેવો છે ઉપર ધ્વજા ફરકતી લાગે તે માથે શીંગીવાળો મેડો હોય તેવુ લાગે છે એ મંદિર પણ હોઈ શકે ધ્વજ ઊંટની ડોક જેવો લબાવેલો આડો છે પણ એ જ પછીત પાટીમાં શણગારેલી સાંઢણી અને માથે બેઠેલ સવારનું દશ્ય વિશેષ કુશળતાભર્યું છે એટલે એ ન સમજાતી આકૃતિ ઊંટની ન પણ હોઈ શકે. રાસમંડળીમાં બે ગોપી વચ્ચે એક કાનને મૂકેલ છે, કૂકડો તો ભારે દમામદાર છે

આકૃતિઓની દશ્યરચના પણ ઘણી ડાહ્યકી છે એક ઝાડ માથે જેમ પોપટ બેસાડયા છે તેમ બીજા ઝાડ ઉપર વાંદરાં અને પક્ષીઓ મૂકયાં છે એક ફૂલઝાડમાં લીલી મન્જની પાંદડીઓમા પીળા મોટા ફૂલગોટા ઉપસાવ્યા છે પારણે બે પોપટ બેસાડયા છે અંદર બે બાળક ઝુલે છે. માથે ફૂલગોટા મૂકયા છે ને બન્ને પાયા વચ્ચે એક એક લીલો હાથી મૂકયો છે જાણે રાજદરબારની સવારી

નીકળી હોય તેમ એક ગતિશીલ શણગારેલી સાંઢણી માથે સવાર બેઠો છે. એના એક હાથમાં લગામ અને બીજા હાથમાં પોપટ છે. પાછળ કૂતરો ચાલ્યો આવે છે. નીચે બે નાના હાથી હાલ્યા આવે છે અને આગળ ઘોડા જૂતેલો રથ ચાલ્યો જાય છે. રથી રથને હાંકે છે અને રથમાં એક માનવ આકૃતિ બેઠી છે. આગળ ઉપરનો ભાગ નાનામોટાં સુશોભનોથી ભરેલો છે. આવાં દશ્યોની હારમાળા ચાલી જ આવે છે. વલોણાની, કાન ગોપીના રાસની અને કાવડની રચના પણ એટલી જ મનોરમ છે. સાતેક રંગનાં મોતીનો અપરૂપ ઉઠાવ કરેલો છે ખાલી ભાગની સફેદ મોતી ભરેલી પશ્ચાદ્ભૂ આ તમામ દશ્યોને ઉઠાવ આપે છે સફેદ, જાંબુડિયો, લીલો, પીળો, લાલ, ઘેરો આસમાની અને ખૂલતા પીળા રંગોનું સુંદર સયોજન એમા કરેલુ છે.

લાક્ષણિક ગૂંથણચિત્ર

ભૌમિતિક આકૃતિઓ પણ વિવિધ આકારની છે. અષ્ટકોણ આકૃતિઓના પણ વિવિધ આકાર. એના આઠ આઠ ખંડ પાડીને વિવિધરંગી ચોક પૂર્યા છે. આસમાની, પીળા અને લાલ રંગની પાંદડીઓના અષ્ટદલ કમલફૂલ ગૂંથેલાં છે. એક સરખી સાંકળી ભાતની ડીઝાઈનોથી વચલા ગાળાનું જુક્તિભર્યું ગૂંથણ કરેલું છે. આ એક જ પઠીતપાટીનુ અભ્યાસ પૂર્ણ નિરીક્ષણ કરીને લખવા બેસીએ તો ૫૦ થી ૭૫ પાનનો સમૃદ્ધ નિબંધ લખી શકાય. એની રંગપસદગી, એની ફૂલગૂંથણી, એનું આયોજન, એની દશ્યરચના, એની આકૃતિઓનુ વૈવિધ્ય અને એનાં વિવિધ આલેખનો, એની સફાઈ ને સુવડના, વિવિધ રંગોનુ સવાદિત્વ અને એનાં ઊડીને આંખે વળગતાં નાનાં રૂપાળાં સુશોભનો. મોતીગૂંથણમાં પ્રવાહિતા નથી આવતી પણ એનાં કોણિય રેખાંકનો અને દશ્યઅંકનના ખૂબીદાર ઉઠાવ આપે છે. પ્રાચીન ચિત્રકળાનો રગીન ખ્યાલ આ પછીતપાટી આપે છે. મોતીકલાના કોઈ કોઈ નમૂના આ પઠીતપાટીથી વિશેષ સુંદર હશે, કારણ કે વીંજણા અને લાંબાં ઓશીકાંમાં આ કળા ખૂબ વિકસેલી છે. પણ ૨૨ ફૂટની વિશાળ લંબાઈ ઉપરની આ સુશોભિત

અને સુરુચિભરી દશ્યરચના ખરે જ અનુપમ છે આટલી લંબાઈમાં સાત સાત રંગોની ૨૨૦ જેટલી વિવિધ આકૃતિઓ, જેમાં વનજંગલ, પશુપ્રાણી અને ગૃહજીવન તથા સાંસ્કૃતિક જીવનનાં દશ્યોનું સંયોજન કરતાં કેટલો સમય લાગ્યો હશે? કેટલી ધીરજ અને કુશળતાથી આ મોતી કસબની કળાનો આ પ્રતિનિધિ નમૂનો તૈયાર થયો હશે? કોડી-કામ અને જાર જેવા સફેદ પારાની ગૂંથણકલાનો પરિચય આપવાનો તો બાકી જ રહે છે ખાસ કરીને પશુઓના શણગારમાં એનો ઉપયોગ થાય છે સફેદ કોડીઓના ઊંટના શણગાર ગૂંથણકળામાં એક નવી જ ભાત પાડે છે

## મેળ મળતો નથી

પ્રકૃતિપ્રેમમાંથી નીપજેલી લોકકલાઓ પ્રકૃતિ સાથેના સંબંધનું સાતત્ય જાળવી આવતી છેલ્લા ચાર પાંચ દસકામાં આ કલાઓ બાહ્ય અસરથી નિર્જીવ બનતી ચાલી છે છતાં મૂળનાં રૂપ હજી ઠેકઠેકાણે જળવાઈ રહ્યાં છે એ કલાએ ભારતના તેમજ અમેરિકામાં કેળવણી ક્ષેત્રે એકઠા થયેલા વિશ્વના કલારસિકોને પોતાની મનોરમતા મોહકતા અને રમણીયતાથી આકર્ષ્યા છે આવો કલાસંસ્કારનો વારસો ધરાવનારને કોણ અસંસ્કારી કહી શકે? યુગના પરિવર્તન સાથે, પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે અને આધુનિક શિક્ષણના ધમક સાથે એ સંસ્કારનો મેળ નથી ખાતો એટલા માટે જ એને ઉતારી પાડી શકાય કે અવગણી શકાય તેવું નથી રહ્યું એ લોકસંસ્કૃતિ પાછળ રહેલા સનાતન માનવભાવોની પિછાન હવે થવા માંડી છે

## એ છે લોકસંસ્કૃતિ

આની લોકસંસ્કૃતિ એ કોઈ કલ્પનાવિહાર નથી, પણ વાસ્તવ ભોમ ઉપરનો જીવનનો જ આવિષ્કાર છે લોકસમાજનું સાચું ને સમૃદ્ધિવંત ચિત્ર છે અણુ અણુ સૌંદર્યમંડિત એ સંસ્કૃતિ લાગણીના ઊર્ધ્વીકરણનું કારણ છે જીવન સાદ દેતું અને સૌંદર્ય પ્રગટ થતું આજેય

લોકજીવનનાં પરિબળોની જ્યાં પકડ નથી ત્યાંની ત્યાં ગોથાં જ ખવાય છે. ગામડાંઓમાં જતા સમાજશિક્ષણના અનુભવ દીક્ષિતો કરતાં ગામડાંઓને પાદર પડેલા પાળિયાઓમાંથી વધુ સંસ્કાર મળે છે. જે કોઈ દીક્ષિતો પાસે કાંઈ દેવા જેવું હોય તે પણ લોકો પાસેથી સંસ્કારની દીક્ષા લીધા પહેલાં કાંઈ જ દઈ શકવાના નથી. ગામડાં અસંસ્કારી છે એ વાત ભાંગતો જાય છે પણ ગામડાંને સંસ્કારવંતાં બનાવવાનો જે એક વાયુ ઊપડેલો તે આજે ધંધાદારી બની ચૂક્યો છે નવા યુગની વિજ્ઞાન અને વિધિઓનું જ્ઞાન એ બે જ વસ્તુની ગામડાંને જરૂર છે. એ બધું આપવાની સાથે લોકોમાં–લોકજીવનમાં જે કાંઈ વિશિષ્ટ સંસ્કાર છે તે વિકૃત ન બને–એનો વિનાશ ન થાય એ જોવું જરૂરનું છે ૧૯૫૭ની ૨૬મી જાન્યુઆરીના પ્રજાસત્તાક દિને દિલ્હીમાંના ભારતીય સાંસ્કૃતિક સમારંભમાં સૌરાષ્ટ્રમાંના ચોટીલા પાસેના ગામ મનડાસરની કોળી બાઈઓની રાસમંડળીને રાસ અને રાસના સમૂહગીત માટે પહેલું ઇનામ આપતાં પંડિત જવાહરલાલ નેહરુએ ઉચ્ચારેલા શબ્દો યાદ રાખવા જેવા છે કે, લોકજીવનમાં જે વિશિષ્ટ સંસ્કૃતિ છે તેનું રૂપયા આધુનિકરણ ન કરતા. એનાં વૈવિધ્ય, વૈશિષ્ટ્ય અને મૂળ સ્વરૂપોમાં જ ભારતમાતાનો વાસ છે.

